સચિત્ર.

# કાળરાત્રિનું ખૂનીખંજર.

## ભાગ ૨ જો.

લેખકઃ સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.
શાહપુર, વડવાળીમહેતાપોળ-અમદાવાદ.

પ્રકાશકઃ-
બુકસેલર, કચરાભાઈ વનમાળીદાસ પટેલ.
મોટીહમામ-અમદાવાદ.



આવૃત્તિ ૫ મી. સને ૧૯૨૩ સંવત ૧૯૭૯ પ્રત ૧૧૦૦.

મૂલ્ય રૂ. ૩-૦-૦

## આ ગ્રંથકારકૃત નવલકથાઓ.

| | |
|---|---|
| કાળરાત્રિનું ખૂની ખંજર. ભા. ૧. સચિત્ર. ... ... | ૩—૦—૦ |
| કાળરાત્રિનું ખૂની ખંજર. ભા. ૨. સચિત્ર. ... ... | ૩—૦—૦ |
| ઝેરી જમાનો ભાગ ૧ સચિત્ર ... ... ... | ૩—૦—૦ |
| ઝેરી જમાનો ભાગ ૨-૩.-સચિત્ર ... ... | ૪—૦—૦ |
| ઝેરી જમાનો ભાગ ૪-૫- ... ... ... | ૪—૦—૦ |
| ઝુલ્મી જાલીમ યાને ધ્રુજતી ધરા. સચિત્ર... ... | ૩—૦—૦ |
| બહાદુર બાળા. ભાગ ૧-૨--સચિત્ર ... ... | ૩—૦—૦ |
| કુસુમકાન્ત ભા. ૧ લો. સચિત્ર ... ... | ૩—૦—૦ |
| કુસુમકાન્ત ભા. ૨ જો. ... ... ... | ૩—૪—૦ |
| કુસુમકાન્ત ભા. ૩ જો. ... ... ... | ૩—૦—૦ |
| કુસુમકાન્ત ભા. ૪ થો. ... ... ... | ૩—૦—૦ |
| તરૂણતપસ્વિની ભા. ૧ લો. સચિત્ર. ... ... | ૩—૯—૦ |
| તરૂણતપસ્વિની ભા. ૨ જો. સચિત્ર. ... ... | ૩—૮—૦ |
| પદ્મલતા યાને કંટકમાં ગુલાબ. સચિત્ર. ... ... | ૩—૦—૦ |
| વસંતવિજય યાને ચઢતી પડતીના ચમત્કાર. ભાગ ૧-૨-૩-૪. ... ... | ૧૧—૪—૦ |
| કુન્જકિશોરી. (સચિત્ર). ... ... | ૨—૮—૦ |
| કુમુદકુમારી. (સચિત્ર). ... ... | ૩—૦—૦ |
| માયાવી મોહિની. ... ... ... | ૩—૦—૦ |
| રત્નગઢની રંભા. સચિત્ર ... ... ... | ૩—૦—૦ |
| વિશ્વમોહિની ભા. ૧-૨-૩-૪ ... ... | ૮—૦—૦ |
| વિશ્વમો[illegible] ... | ૮—૦—૦ |
| કૈલાસકુમ ... | ૪—૦—૦ |




લખાઃ—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.
શાહપુર, વડવાળીમહેતાપોળ-અમદાવાદ.



અમદાવાદ-ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં.
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. સં. ૧૯૭૯.

# પ્રસ્તાવના.

## ( આવૃત્તિ પાંચમી. )

વિદ્યા અને સ્વદેશભક્તિથી ઉભરાઇ જતા આ નવા જમાનામાં સ્વદેશભક્તિ, શુદ્ધ પ્રેમ, સાચી મિત્રતા, ધર્મ નીતિ વગેરેના જ્ઞાનથી ભરપૂર. આ પુસ્તકની પાંચમી આવૃત્તિ શ્રી પરમાત્માની કૃપાથી મારાં સુજ્ઞ વાંચકોના કર કમળમાં સમર્પવાને હું ભાગ્યશાળી થયો છું. પ્રત્યેક નવલકથામાં ધર્મ–ન્યાય, નીતિ વગેરેના દાખલા દ્રષ્ટાંતથી જન સમાજને સદ્બોધ આપવો એ દરેક નવલકથાકારોની ફરજ છે. ધર્મ નીતિથી વર્તવું એ ઇશ્વરની મહાન્ આજ્ઞા છે. તે આજ્ઞાનો અનાદર કરવાથી દુઃખી થવાય છે. પરમકૃપાળુ પ્રભુએ સર્વના સુખને અર્થે નીતિમય નિયમો ઘડેલા છે, તેને માન આપવું એ પ્રત્યેકની ફરજ છે. સમસ્ત સંસાર સત્ય અને નીતિના સૂત્રવડે ચાલી રહ્યો છે. જો સત્ય અને નીતિનું સૂત્ર તૂટી જાય તો સંસારના કાર્યભારની વ્યવસ્થાનો ભંગ થઇ જાય, માટે જનસમાજે સુખી થવાને સત્ય–નીતિને સંભાળવાની ઘણી જરૂર છે. " સારાં કર્મ કરી વિવેક પૂર્વક વર્તવું તે નીતિ, અને દુષ્કર્મ એ અનીતિ. " માણસો સુખને અર્થે નીતિને તિલાંજલી આપી અધમાચરણો આચરે છે. તેમને જો કે પ્રથમ તો સુખ સ્વરૂપ માલમ પડે છે, પરંતુ વાસ્તવિક તે સુખ જ નથી. તેમ ક્વચિત્ તે પ્રાપ્ત સુખ સદાકાળ નભતું નથી. અંતે એ ક્ષણિક સુખનો નાશ થઇ નીતિ વિરૂદ્ધ વર્તનાર ઘણો જ દુઃખી થાય છે. આપણી સંભાળ રાખનાર પરમાત્મા છે; તેને આપણી ઘણીજ લાગણી છે. આપણે જ વિચારી જુઓ કે તે દયાળુ કિરતારે આપણા જન્મ

પહેલાં આપણા પોષણની કેવી વ્યવસ્થા કરી રાખી હતી ! એવં અજ્ઞાનાવસ્થામાં પણ જેણે આપણી સંભાળ રાખી છે, તે પછીથી કેમ નહિ રાખે ? જરૂર રાખશે. કેટલાક અજ્ઞાન મનુષ્યો કહે છે કે મહેનત-કર્યા વિના ઇશ્વર ક્યાંથી આપી જશે ? પણ નાં, તેમ નથી જો માણસ સત્ય-નીતિના નિયમને અનુસરી ચાલે અને પ્રભુમાં દૃઢ શ્રદ્ધા રાખે તો ઇશ્વર સદ્બુદ્ધિ આપી તેને મહાન્ લાભ એક પળવારમાં મેળવી આપે છે; અને સદ્બુદ્ધિના પ્રતાપે સંસાર સ્વર્ગ સમાન બનાવે છે. જેઓ અન્યાય પૂર્વક વર્તે છે, તેઓની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે, અને તેથી તેઓ સદાકાળ દુઃખી થાય છે. " સદ્બુદ્ધિ એ ઇશ્વરી સ્હાય છે, અને દુષ્ટ બુદ્ધિ એ પડતીનું કારણ છે." અનીતિવાનને જો કે થોડુંક સુખ મળે છે, પરંતુ તેમાંએ તેમને સંતોષ થતો નથી. તેમના તૃષ્ણા તરંગો તો વધારે ને વધારે વધવાના. એક વિદ્વાને કહ્યું છે કે:—

" તૃષ્ણા અગ્નિકો ઘૃત ભલો, ઇષ્ટ વિષયકો યોગ;
યાંતે સો અતિ બઢત હૈ, મિટે ન તૃષ્ણા રોગ. "

માટે એવી દુષ્ટ તૃષ્ણાનો ત્યાગ કરી ધર્મ-નીતિ સંભાળી જીવન વ્યતિત કરવું. અહા ! ધર્મ-નીતિથી કેવો અમૂલ્ય લાભ થાય છે ! તેનાથી દેશનું કલ્યાણ થાય છે. જે દેશમાં ધર્મ-નીતિને સંભાળનારા વીર પુરૂષો નિવાસ કરે છે, તે દેશને ખરેખરો ભાગ્યવાન સમજવો જોઇએ. જે દેશમાં ધર્મ-નીતિનો ત્યાગ છે, તે દેશ ખરે જ નિર્માલ્ય છે. તે દેશમાં દુર્ગુણ-કુસંપ, ઇર્ષ્યા અને વ્યસનની વૃદ્ધિ થાય છે અને તેથી આખા દેશનું અકલ્યાણ થાય છે. જ્યાં ધર્મ-નીતિનું સેવન છે ત્યાંજ વીર પુરૂષો ઉત્પન્ન થઇ તેમનાં યશોગાન ચારે તરફ ગવરાવે છે.

આ પુસ્તકમાં ધર્મ-નીતિ-સત્ય અને સ્વદેશપ્રીતિ વગેરેનો અસરકારક ઉપદેશ આપવામાં આવ્યો છે. રામનગરની જુલમગાર

રાણીના ભયંકર પાપકર્મોની કથા વાંચી પ્રત્યેક વ્યક્તિનાં રોમાંચ ખડાં થઈ જાય એમ છે. સ્વદેશ પ્રેમી પ્રતાપ–પ્રમિલા–ધર્મદાસ વગેરે મહાન્ સંકટોમાં પણ વફાદારી દર્શાવી કેવું ધૈર્ય ધારણ કરે છે. રાજકન્યા કુસુમનો મહેન્દ્ર પ્રતિનો પ્રેમ આજની આર્યબાળાઓને આદર્શ રૂપ છે. મિત્રને માટે પ્રાણ આપવા તૈયાર થનાર નરેન્દ્રના દ્રષ્ટાંતથી "મિત્ર ધર્મ સમજાય" છે. સદ્‌ગુણી વસંત મલિન વિચારના પરીબળે મહેન્દ્ર ઉપર મોહાંધ થાય છે; અને નીતિવાન મહેન્દ્રને ભયંકર ધર્મ સંકટમાં સપડાવે છે, પરંતુ તે સમયે વીર મહેન્દ્ર ધૈર્ય ધારણ કરી અસરકારક દાખલા દ્રષ્ટાંતથી વસંતની મોહાંધતાને દૂર કરી કહે છે કેઃ— "તું તો મારી બ્હેન છે." એવા સદ્‌ગુણી મહેન્દ્રના દ્રષ્ટાંતથી મિત્ર ધર્મની મહત્તા સમજાય છે. વ્યભિચારમાં અંધ થઈ નાશી છૂટેલાં કનક અને કાન્તાને કેવો ગયબી ઇન્સાફ મળે છે તે વાંચતાં અમૂલ્ય ઉપદેશ મળી આવશે. તે સિવાય સફેતપુરૂપ નામ ધારણ કરી રહેલા વીરપુરૂપનાં પરોપકારી ગયબી કામ અને અંતે તેનો ભેદ વગેરે વાંચતાં હૃદયમાં કંઇક ઓર જ પ્રકારનો અમૃત પ્રવાહ વહેશે. તેમ છતાં અત્રે એટલું જણાવવું જરૂરનું છે કેઃ–આ સંસારની કોઇ પણ વસ્તુ યા તો કાર્ય દોષ વિનાનાં તો નથીજ. માટે મારા સુજ્ઞ વાચકોને વિનંતિ કે દોષો તરફ દુર્લક્ષ્ય કરી ગુણ ગ્રહણ કરશો એવી આશા છે. પરમ કૃપાળુ પરમાત્મા સર્વના હૃદયમાં સ્વદેશભક્તિ પ્રકટાવી દુર્દશાને પ્રાપ્ત થયેલા આ ભારતવર્ષમાં પુનઃ સુવર્ણ ભાનુ પ્રકટાવે એ જ અંતિમ ઇચ્છા સહ વિરમું છું.

વિક્રમાર્ક ૧૯૭૯
શ્રાવણ પૂર્ણીમા.
તા. ૨૬–૮–૨૩
શાહપુર–અમદાવાદ.

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

# —हिंदोस्तां हमारा—

સારે જહાંસેં અચ્છા હિંદુસતાં હમારા,
હમ બુલબુલેં હૈ ઉસકી વહ ગુલિસતાં હમારા—

ગુર્બતમેં હૈ અગર હમ રહતા હૈ, દિલ વતનમેં,
સમઝો વહી હમેંભી દિલ હો જહાં હમારા—સારે૰

પર્વત વહ સબસે ઉંચા હમશાયા આશમાંકા
વહ સંતરી હમારા, વહ પાસબાં હમારા—સારે૰

ગોદીમેં ખેલતી હૈ જીસકી હજારો નદીયાં
ગુલશન હૈ જીસકે દમસેં રશ્કેજનાં હમારા—સારે૰

યુનાન મિશ્ર રોમા સબ મિટ ગયે જહાંસે,
અબતક મગર હૈ બાકી નામો નિશાં હમારા—સારે૰

કુછ બાત હૈ કી હસ્તી મીટતી નહીં હમારી
સદીયાં રહા હૈ દુશ્મન દોહેં જમા હમારા—સારે૰

અય આબરૂદ ગંગા હૈ યાદ વો દિનોંકી
ઉતરા તેરે કિનારે સબ કારવાં હમારા—સારે૰

મજહબ નહી શીખાતા, આપસમેં વૈર રખના
હીંદી હૈ હમવતન હૈં હિંદુસ્તાં હમારા—સારે૰

ઇકબાલ કોઇ મોહરિમ અપના નહીં જહાંમેં
મઆલૂમ કયા કિસીકો દર્દે નિહાં હમારા—સારે૰



રાષ્ટ્રગીત.

# અનુક્રમણિકા.

# કાળરાત્રિનું ખૂની ખંજર.

## ભાગ ૨ જો.

## પ્રકરણ ૧ લું.

### "બે મિત્રો."

પ્રિય પાઠકો ! આપણે ચાલો હવે કનકાવતીમાં રહેલા મહેન્દ્રને જોઇએ. રાજકુમારી વસંતને બચાવવા મહેન્દ્ર નદીમાં કુદી પડયો હતો અને તેને બહાર નીકળતાં તેના કપાળમાં પત્થરનો સખ્ત પ્રહાર થયો હતો. ત્યારબાદ તેને રાજમહેલમાં લઇ જવામાં આવ્યો હતો. દુઃખ અને વાગવાની વેદનાથી તેને સખ્ત તાવ ચઢી આવ્યો. તેની સારવારનું કામ વસંતને માથે હતું. મહેન્દ્રનું શરીર દિનપ્રતિદિન બગડતું ગયું. દયાળુ વસંત અત્યંત શ્રમ લેઇ તેની માવજત કરવા લાગી. રાજવૈદ્ય દિવસમાં ત્રણ વખત આવી ખબર કાઢી જતો. મહેન્દ્ર લગભગ ત્રણ દિવસ સુધી બેશુદ્ધાવસ્થામાં પડી રહ્યો. ચોથે દિવસે તેણે સ્હેજ આંખ ઉઘાડી પાણી માગ્યું. પાસે બેઠેલી રાજકન્યાએ તેને પાણી પાયું. પાણી પીધા પછી મહેન્દ્રે પૂછ્યું.

"હું ક્યાં છું ?"

"કનકાવતી નગરના રાજ્યભુવનમાં" વસંતે જણાવ્યું.

"હું અહિં ક્યાંથી ?" પુનઃ તેણે પૂછ્યું.

"મને નદીમાંથી બહાર કાઢતાં તમે પત્થરથી ઘવાયા હતા. તે

પછી તમારૂં શરીર શિથીલ થવાથી હું અહિં લાવી હતી. ”

“ હું કેટલા દિવસથી આવી સ્થિતિમાં છું !? ”

“ ત્રણ–ચાર દિવસથી. ”

“ હેં ! શું કહો છો ? ” કહી મહેન્દ્ર સફાળો ઉઠી બેઠો થઈ બોલ્યોઃ—“ પરોપકારી બાળા ! મારી દુર્દશાને લીધે તમે ઘણાં દુઃખી થયાં છો. અરેરે ! તમારૂં સુકોમળ વદન અખંડ ઉજાગરાથી કેવું નિસ્તેજ જણાય છે ! આ ઉપકારનો બદલો હું કેવી રીતે વાળી શકીશ ? ”

“ મહેન્દ્રસિંહ ! ઉપકારની આવશ્યકતા નથી. તમે, હવે સૂઈ જાઓ. વધારે બોલવાથી તબીયત બગાડશો. વૈદ્યરાજે બોલવાની ના પાડી છે. ”

“ હું હવે વધારે નહિ બોલું. મને આપનાં માતા પિતાની પાસે લઈ જાઓ. ”

“ તમને આરામ થયા પછી તેમની પાસે લઈ જઈશ. માટે હમણાં સૂઈ જાઓ. ”

“ લ્યો આ સૂતો, હવે કાંઈ ? ” કહી મહેન્દ્ર પાસુ ફેરવી સૂઈ ગયો. બોલવાથી તેને શ્વાસ ચઢયો અને ધીમે ધીમે પાછી તાવની શરૂઆત થઈ. તાવ હદ ઉપરાંત ચઢયો. મહેન્દ્ર ગાંડાની માફક બકવા લાગ્યો. “ હા ! કુસુમ. હા ! પ્રતાપ, હા ! રાજા, ઓ માતા તમે ક્યાં છો ? હું આવું છું. પિશાચી કાળરાત્રિને સંહારૂં છું. ” વગેરે મતલબનું ફાવે એમ બકવા લાગ્યો. વસંત તેના માથાપર ગુલાબજળ છાંટવા લાગી. મહેન્દ્ર ઘડીકમાં શાન્ત થતો તો ઘડીકમાં તોફાન મચાવતો. આવું ઘણા દિવસ ચાલ્યું. વસંત રાત્રિ–દિવસ તેની પાસે રહી સારવાર કરતી. રાજા–રાણી પણ દિવસમાં એકવાર આવી તેની ખબર પૂછી જતાં.

રાજા કનકસેન અને રાણી પદ્માવતી દેવનો અવતાર હતાં.

તેમના અમલમાં પ્રજાજનો સંપુર્ણ સુખી હતાં. તેમને રાજ્ય વધારવાનો લોભ નહિ હોવાથી અને પરાયાં રાજ્યની ખટપટમાં હાથ નહિ ઘાલવાની ઈચ્છાથી ક્રૂર કાળરાત્રિ રામનગરનું રાજ્ય સ્વતંત્રપણે ચલાવતી હતી. કનકાવતીનું રાજ્ય વિસ્તારમાં રામનગરથી બમણું હતું. સરદારો, સૈનિકો બળવાન અને રાજ્યભક્ત હતા. મહારાજા જો ધારે તો એકજ સપાટે રામનગરનું રાજ્ય હસ્ત કરી શાન્તિ સ્થાપે; પણ તેમ નહિ કરતાં મહારાજ કનકસેન સંતોષથી નિતિમય જીવન ગુજારતા. સંતાનમાં તેમને વસંત સિવાય બીજું કોઈ નહોતું, વસંતને તે પ્રાણ સમાન ચહાતા હતા. તેને વિદ્યાદાન સાથે ગુણવાન બનાવી હતી. અને યોગ્ય ઉમ્મર થતાં તેને એક રૂપવાન યુવક સાથે પરણાવી હતી. તે યુવકનું નામ " નરેન્દ્રસિંહ " હતું. જ્યારે વસંતની ત્રીજા વર્ષની વર્ષગાંઠ હતી. ત્યારે મહારાજા આનંદને માટે વનલીલા અવલોકવા જંગલમાં ગયા હતા; અને અરણ્યમાં ભૂલા પડયા હતા. આમ તેમ માર્ગ ખોળતાં તેમની નજરે એક સ્થળે કોઈ મૃત સ્ત્રીનું શબ પડેલું જણાયું. તે મૃત રમણીના શબ પર એક ચારેક વર્ષનો બાળક આડો પડી ધાવતો હતો. મહારાજા આવું જોઈ નજીક ગયા અને શબપરથી બાળકને ઉપાડી લીધો. બાળક ચીસે-ચીસ પાડવા લાગ્યો. મહારાજા તેને ફોસલાવી નગરમાં લઈ આવ્યા.

નગરમાં આવી મહારાજાએ સેવકોને મોકલી તે મૃત રમણીના શબને અગ્નિ સંસ્કાર કરાવ્યો. દયાળુ મહારાજા એ બાળકને પેટના પુત્ર પ્રમાણે પાળી મોટો કરવા લાગ્યા. રાજકન્યા વસંતની સાથે રમી તે બાળક મોટો થવા લાગ્યો. તે જેમ-જેમ ઉમ્મરે વધતો ગયો તેમ તેમ વિદ્યા કળામાં નિપુણ થયો. તે ઉપરાંત શસ્ત્રઅસ્ત્ર વાપરવામાં પણ કુશળ નિવડયો. વસંત અને તે કુમારને જોઈ આખું નગર ગાંડુ ઘેલું

થઇ જતું. વસંતકુમારી મહારાજાને અત્યંત વ્હાલી હતી. તે પરણીને બીજા રાજ્યમાં જાય એ મહારાજાને ગમતું નહોતું, આથી તેમણે રાણીની સલાહ લઇ રાજકુમારીને યોગ્ય ઉમ્મરે તે કુમાર સાથે પરણાવી. વસંતનો સ્વામી નરેન્દ્રસિંહ તે બીજો કોઇ નહિ પણ મહારાજાને જંગલમાંથી મળી આવેલો બાળક હતો. નરેન્દ્ર મીઠા બોલો અને ચતુર હતો. તે વસંતને નિશદિન આનંદમાં રાખતો. જ્યારે મહેન્દ્રની સારવારનું કામ વસંતને માથે આવ્યું, ત્યારે નરેન્દ્ર પણ તેમાં ભાગ લઇ કલાકોના કલાક વસંતની પાસે બેસી મહેન્દ્રની માવજત કરતો. મહેન્દ્ર સાવધ થતો ત્યારે નરેન્દ્ર તેની સાથે આનંદથી વાર્તાલાપ કરતો. વસંત અને નરેન્દ્રની માવજતથી મહેન્દ્રને થોડા દિવસમાંતો આરામ થઇ ગયો. મહેન્દ્ર અને નરેન્દ્રમાં ગાઢો સ્નેહ બંધાયો. મહેન્દ્રે તેને પોતાનીપર વિતેલાં સઘળાં વિતકથી માહિતગાર કર્યો. બાદ એક દિવસે સાંજના સમયે બન્ને મિત્રો એક બીજાનો હાથ પકડી રાજ-મહેલમાંથી બહાર નીકળ્યા અને નજીકમાં આવેલા બગીચામાં જઇ ફરવા લાગ્યા. થોડી વાર આમતેમ ફરી તેઓ ત્યાં આવેલા એક પત્થરના ચોતરાપર બેઠા. નરેન્દ્રે તેને રામનગરની સઘળી વાત જણાવવાનું કહ્યું. મહેન્દ્રે ધડકતા હૃદયે તેને અથઇતી વાર્તા કહી સંભળાવી. કાળરાત્રિના જુલ્મી જુલમની વાત સાંભળી નરેન્દ્ર આકળ-વિકળ બની ગયો, તેણે ક્રોધ યુક્ત વદને કહ્યું;–" મહેન્દ્ર ! જ્યારે તે દુષ્ટાએ આટલો બધો કાળો કેર વર્તાવ્યો છે તો તું શા માટે મહારાજાને કહી તારું વૈર વાળતો નથી ? ચાલ હું આજેજ પિતાજીને કહીશ અને સૈનિકો સાથે રામનગરપર ચઢાઇ કરી કાળરાત્રિને બંધીવાન બનાવી તારા ચરણમાં રજુ કરીશ. ઉઠ ઉભો થા, આપણે અત્યારેજ મહારાજાની પાસે જઇએ. " કહી નરેન્દ્ર ઉભો થયો.

તેનો હાથ પકડી નીચે બેસાડતાં મહેન્દ્ર કહેવા લાગ્યોઃ—" બંધુ ! આટલો બધો અકળાઇ શા માટે જાય છે ? આપણે સૈન્ય સાથે જઇશું તો કાળરાત્રિને થોડીવારમાંજ વશ કરી શકીશું, પણ તે પહેલાં મારે બીજાં કેટલાંક અગત્યનાં કામ કરવાનાં છે. પ્રથમ તો મારે મારા મિત્ર પ્રતાપ અને દેશ ભક્ત રમણી પ્રમિલાની શોધ કરવાની છે. કદાચ તેઓ કાળરાત્રિનાં કોપનાં ભોગ થઇ કયાંક અંધારી કોટડીમાં પણ પુરાયાં હોય. બીજું મારી મનોરમા કુસુમ અને રાજ્યમાતા સુનંદા વગેરેનો યુક્તિથી ઉદ્ધાર કરવાનો છે. ત્યારબાદ આપણે તે રાક્ષસીને દંડ દેવાને તૈયાર થવું જોઇએ; કારણ કે જો તેને આપણી ચઢાઇની ખબર પડી જાય તો તે ક્રૂર રાણીના હાથે સમસ્ત રાજ્ય કુટુંબનો વિનાશ થઇ જાય. માટે આપણે આપણું વૈર ખાનગી રીતે અને યુક્તિ પૂર્વકજ લેવાનું છે."

નરેન્દ્રને તેની વાત ખરી લાગી, તે શાન્ત થયો; પણ એટલામાં તેને કાંઇક યાદ આવતાં પૂછ્યું:—" મહેન્દ્ર ! ત્હેં ભૂતીયો મહેલ જોયો છે કે ? "

" ના, તે વળી કયાં આવ્યો છે ? " મહેન્દ્રે પૂછ્યું.

" આપણા નગરથી પાંચેક માઇલના અંતર ઉપર આવેલો છે. રાત્રિના સમયે ત્યાં અનેક ચમત્કાર થાય છે. લોકો કહે છે કે ત્યાં અસંખ્ય માણસો ભેગાં થાય છે. "

" ત્યાં એટલાં બધાં માણસો ક્યાંથી ? એ મહેલ પ્રથમ કોનો હતો અને તેનું નામ ભૂતીયો મહેલ શાથી પડ્યું ? "

" લોકોની દંત કથા એવી છે કે ઘણાં વર્ષોની વાત ઉપર ત્યાં એક સમૃદ્ધિવાન નગર આવેલું હતું. જે મહેલમાં અત્યારે ભૂત લોકોનું નિવાસ સ્થાન છે, તે મહેલમાં ત્યાંનો રાજા રહેતો હતો. તે રાજા

એટલો તો વૈભવવાળો હતો કે તેનું સુખ જોઇ તેના શત્રુઓ ઇર્ષ્યાની આગથી બળતા અને તેનો વૈભવ સહન કરી નહિ શકવાથી તેઓ વારંવાર ચઢાઇઓ કરતા. રાજા પરાક્રમી હતો. તે શત્રુઓને હરાવી વારંવાર નસાડી મૂકતો. કાળે કરી તે રાજા મરણ પામ્યો, તેની પછી ગાદીપર આવનારા રાજાઓ એશઆરામી અને પ્રમાદી નીકળ્યા. એથી શત્રુઓ ધીમે ધીમે પગ પેસારો કરવા લાગ્યા. છેવટે ત્યાંના રાજ્યવંશને નિર્મૂળ કરી ભૂપતસંગ નામનો રાજા ત્યાં ગાદીપર બેઠો. તેના વખતમાં પણ પુષ્કળ લઢાઇઓ થઇ. દૈવ રૂઠયો હોય ત્યારે સર્વસ્વ નાશ પામે છે. એ મૂજબ કાળના વહેવા સાથે પૂર્ણ જાહોજલાલી ભોગવતું તે નગર ઉજડ–વેરાન જેવું થઇ ગયું. રાજ્યમહેલો પડીને ખંડીએરો જેવા થઇ ગયા. જ્યાં વૈભવવાળા રાજાઓ નિવાસ કરતા હતા, ત્યાં આજે ઝેરી જાનવરો અને ભૂત પ્રેતો રહેવા લાગ્યાં. લોકો કહે છે કે તે નગરના રાજાઓ અને સરદારો ભૂતરૂપે ત્યાં નિવાસ કરે છે. ત્યાં અસંખ્ય માણસો ભેગા થઇ યુદ્ધની કવાયત કરે છે. મહેન્દ્ર ! એ બધું રાત્રે બને છે, અને સવાર થતામાં તો સઘળું શાન્ત થઇ જાય છે. હજી સુધી એવો કોઇ બહાદુર નીકળ્યો નથી કે ત્યાંનો ભેદ જોઇ આવ્યો હોય. લોકો ભુતીયા મહેલનું નામ સાંભળતાંજ ભયથી ભડકી ઉઠે છે. મેં એક વખત ત્યાં જવાને મહારાજાની આજ્ઞા માગી હતી; પણ મહારાજાએ મને ત્યાં જવાની સ્પષ્ટ ના પાડી હતી. માટે જો તું મારા વિચારને સંમત થાય તો આપણે ત્યાં જઇએ? અજવાળી રાત છે, બે ઘડી સ્હેલ કરી આવીશું; અને ભૂતીયા મહેલનો ભેદ પણ જાણી વ્હેમ દૂર કરીશું. બોલ, શું જવાબ આપે છે ? ” મહેન્દ્ર વિચારમાં પડયો: અને અંતે તેની ઇચ્છાને આધિન થઇ ઉભો થયો. બન્ને જણાએ સાથે

બેસી ભોજન કરી લીધું. ભોજન કરી બન્નેજણ વસ્ત્ર બદલી શસ્ત્ર સજી જવાને તૈયાર થયા. એટલામાં વસંત ત્યાં આવી પહોંચી. નરેન્દ્રે તેને સર્વ વાત જણાવી. તેણે પણ સાથે જવાની હઠ લીધી. મહેન્દ્રે તેને પણ ચાલવાને તૈયાર થવા કહ્યું. બાદ રાત્રીના અગીઆર વાગે ત્રણે જણાં શરીરપર કાળા ઝભ્ભા ઓઢી મહેલના પાછલે દરવાજેથી બહાર નીકળ્યાં અને અશ્વશાળામાંથી ત્રણ અશ્વો લઇ તેની પર સ્વાર થઇ ચાલી નીકળ્યાં.

## પ્રકરણ ૨ જું.

### " ભૂતીયો મહેલ. "

મધ્યરાત્રિનો સમય થવા આવ્યો હતો. પૃથ્વીપર ચંદ્રનું રૂપેરી તેજ પથરાએલું હતું. નરેન્દ્ર-મહેન્દ્ર અને વસંતની ત્રિપુટી એક સપાટ મેદાનમાં આવી પહોંચી. તે ઠેકાણે બે રસ્તા આવેલા હતા. એક માર્ગ ભૂતીયા મહેલ તરફ જતો હતો અને બીજો સુર્યપૂર નામક નગર તરફ જતો હતો. ત્રણે જણાંએ ભૂતીયા મહેલને માર્ગે અશ્વોને દોડાવ્યા અને લગભગ અર્ધા કલાકના સૂમારે એ મહેલના પડી ભાંગેલા ખંડીએરો આગળ આવી પહોંચ્યાં. અશ્વને ત્યાં છૂટા મૂકી તેઓ અંદર પ્રવેશ્યાં. સર્વત્ર સ્વચ્છ ચાંદની છવાએલી હતી. નીચે પડેલી ઝીણી ચીજ પણ જણાઇ આવતી હતી. ત્રણે જણાં એ પડી ભાગેલા મહેલનું અવલોકન કરતાં ત્યાં આવેલી એક પત્થરની સીડી પર થઇને ઉપર ચઢવા લાગ્યાં. આ મહેલની એક બાજુનો ઉંચો ભાગ હજી કાયમ હતો. ઘણા સમયના કાળચક્રના સપાટાથી જોકે તે જીર્ણ થયો હતો, પરંતુ હજી તે વાદળની

સાથે વાતો કરી તેની ગૌરવતા જણાવી રહ્યો હતો. ભીંતો લુણાથી ખવાઇ ગએલી હોવાથી હાથનો સ્પર્શ કરતાં ઉપરથી ચૂનો-માટી ખરી પડતાં. ઉપરના ભાગમાં કેટલાક ઓરડા આવેલા હતા. લાંબા સમયથી બંધ રહેલા એ ઓરડાને રાત્રિએ ઉઘાડવા જોખમ ભરેલા ધારીને કોઇએ ઉઘાડવાનું સાહસ કર્યું નહિ. ઓરડાનાં બારણાંને અપૂર્વ નકશીકામ કોતરેલું હતું. તેમાં ઠેક-ઠેકાણે ઉધેઇનાં પડ વળેલાં હતાં. મહેન્દ્ર અને વસંત સઘળું અવલોકન કરતાં આગળ ચાલતાં હતાં. પણ તેમની પાછળ ચાલતા નરેન્દ્રના વર્તનમાં એકાએક અજબ ફેરફાર જણાતો હતો. નરેન્દ્ર બહાદુર હતો. અદ્યાપિ પર્યન્ત ચિંતાએ તેના હૃદયમાં નિવાસ કર્યો ન હતો. તે હમેશાં પ્રફુલ્લ રહેતો; પણ અત્યારે કોણ જાણે કે શાથી તે ગમગીન અને ઉંડા વિચારમાં પડયો હોય એમ જણાતો હતો. તે બ્હાવરાની માફક ચારે તરફ જોઇ ચાલતો હતો. તેનું સર્વાંગ ધ્રુજતું હતું. તેના કપાળપર પરસેવો થઇ આવ્યો હતો. તેનાં પગલાં મંદમંદ ઉપડતાં હતાં. તે પાછળ પડી ગયો હતો. આગળ ચાલતા મહેન્દ્રે પાછળ રહેલા નરેન્દ્ર તરફ જોયું. તેને ધીમેથી ચાલી આવતો જોઇ મહેન્દ્રે ઉભા રહી પૂછ્યુંઃ– "ભાઈ! થાક બહુ લાગ્યો હોય એમ જણાય છે. તારી ઇચ્છા હોય તો થોડીવાર અહીં બેસી થાક ઉતારીએ ?"

"મહેન્દ્ર ! અત્યારે કોણ જાણે કે શાથી મારૂં સમસ્ત શરીર એકાએક શિથીલ થઇ ગયું છે. મનમાં સમજણ પડે નહિ એવી અમુઝણ થયા કરે છે. આ ભૂમિ મને અત્યારે ભયંકર ભાસે છે. અંતરાત્મા આગળ વધવાની અનિચ્છા જણાવે છે. માટે આપણે અહીંથી પાછા વળીએ તો સારૂં." નરેન્દ્રે ભગ્ન મને જણાવ્યું.

મહેન્દ્ર અને વસંત આશ્ચર્ય પામ્યાં. મહેન્દ્રે કહ્યું "ભાઇ ! અત્રે થોડીકવાર વિશ્રાન્તિ લ્યો. આ મહેલનું જેવું નામ છે, એવાં તેનાં

કામ હોય એમ જણાય છે. માણસના મનમાં જેવો વિચાર આવે તેવી ભ્રમણા ઉત્પન્ન થાય. તમે અને મ્હેં આખા રસ્તે આ મહેલનીજ વાતો કર્યા કરી છે, તેથી કદાચ તમારા મનમાં વ્હેમે વાસ કર્યો હશે. ભાઇ! આપણે ક્ષત્રિય વીર છીએ; ભૂત પ્રેત ભય વગેરે આપણને જોતાં જ પલાયન કરી જાય, માટે મનને શાન્ત કરી સ્વસ્થ થાઓ."

"જેવી તમારી મરજી." કહી નરેન્દ્ર નીચે બેઠો. વસંત રૂમાલથી તેના કપાળપર વળેલો પસીનો લુછવા લાગી. એવી રીતે લગભગ એક કલાક પસાર થઇ ગયો. મધ્યનિશા ઝગઝગી રહી હતી. પવન સુસં વાટા બંધ વાતો હતો. ખુશનુમા ચંદ્રિકા ચળકી રહી હતી. નરેન્દ્રનું ચિત્ત સ્વસ્થ થયું. પુનઃ પાછું તેમણે આગળ ચાલવાનું શરૂ કર્યું. છેવટે તેઓ ઉપરના ભાગમાં આવેલી એક સાંકડી ચાલમાં થઇને આગળ જવા લાગ્યાં. તેઓ જેમજેમ આગળ વધતાં ગયાં, તેમ–તેમ એ સાંકડી ચાલ અંધકારમયી ભાસવા લાગી. નરેન્દ્રે પાછા ફરવાને સૂચવ્યું. મહેન્દ્રે ના પાડી જવાબમાં જણાવ્યું કેઃ—"રાજપૂત વીર ભયને વશ થઇ કદાપિ પાછો ફરશે નહિ. માટે હિંમત ધરી આગળ ચાલો. આપણે આ મહેલને પૂરેપૂરો જોયા વિના પાછા જઇશું નહિ." વસંત અને નરેન્દ્ર ગૂપચૂપ ચાલવા લાગ્યાં. થોડીવારમાંજ તેઓ એ સાંકડી ચાલ પૂરી કરી અંધકારવાળા ચોગાનમાં આવી ઉભાં. ત્યાં અંધારૂં તો એટલું બધું હતું કે કોઇ–કોઇનું મ્હોં જોઇ શકાતું નહોતું. આગળ જવાનો રસ્તો પણ જણાતો નહોતો કે જેથી તેઓ આગળ જાય. ત્રણે જણાં સ્તબ્ધ બની ત્યાં ઉભાં રહ્યાં. તેમને ત્યાં ઉભા રહે થોડીકવાર થઇ હશે એવામાં તેમને એક અજાયબ ચમત્કાર જણાયો. તેઓ આંખ્યો ફાડી જોઇ રહ્યાં. તેઓ જે સ્થળે ઉભાં હતાં ત્યાંથી થોડેક દૂર કંઇક પ્રકાશ જેવું જણાયું અને તેમાં તેમની નજરે એક

કાળા રંગનો માણસ સળગતી મશાલ સાથે પૃથ્વીના પેટાંમાંથી નીકળી આવેલો જણાયો. તેને જોઇ ત્યાં ઉભેલી ત્રિપુટી ત્યાંથી ખસી એક ખુણામાં ઉભી રહી. મશાલવાળો માણસ એ ખુલ્લા ચોગાનમાં આવીને ઉભો રહ્યો. મશાલના પ્રકાશમાં ખૂણામાં ઉભેલાંઓને જણાયું કે સામેની બાજુએ પાંચ બંધ ઓરડા હારબંધ આવેલા છે. જોતજોતામાં તો તેમાંનો એક ઓરડો ઉઘાડી અંદરથી પાંચ માણસોએ બ્હાર નીકળી આવી એ ચોગાનમાં એક શેત્રંજી પાથરી દીધી. તે પછી તેઓ ત્યાં ઉભેલા મશાલવાળા માણસના કાનમાં કંઇક વાત કરી આવ્યા હતા તે ઓરડામાં ચાલ્યા ગયા. ઓરડો બંધ થઇ ગયો. તે પછી થોડીવારે વચમાં આવેલા ઓરડાનું બારણું ઉઘડી ગયું અને તેની અંદરથી એક "સફેત આકાર" ધીમે પગલે બ્હાર નીકળતો જણાયો. તેનું મુખ તેજસ્વી અને ગંભીર દેખાતું હતું. તે આ સમયે કંઇક મહાન્ વિચારમાં નિમગ્ન હોય એમ તેના ધીમેથી ઉપડતાં પગલાં ઉપરથી અનુમાન થતું હતું. તેને જોઈ મશાલવાળા માણસે વાંકાવળી નમન કર્યું. ખૂણામાં ઉભેલી ત્રિપુટી તો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ. ભૂતીયા મહેલની લોક વાયકાઓ ખરી જણાવા લાગી. વસંત ભયથી ધ્રુજતી હતી. નરેન્દ્ર તે સફેત આકાર પ્રતિ એકાગ્ર દૃષ્ટિએ જોઇ રહ્યો હતો. મહેન્દ્ર પણ જડવત્ બની સર્વ પ્રકાર અવલોકી રહ્યો હતો. પેલી તરફ વિચારમાં ઉભા રહેલા સફેત આકારે કંઇક સંજ્ઞાસૂચક ધ્વનિ કર્યો. અવાજની સાથેજ ત્રણ ઓરડાનાં બારણાં ઉઘડી ગયાં; અને તેમાંથી પાંચ માણસો હાથમાં સળગતી મશાલો સાથે બહાર નીકળ્યા. તેમની પાછળ એક રાજવંશી પુરૂષ અને સુંદર દેખાવની એક સુસ્વરૂપા સુંદરી ત્યાં આવતાં જણાયાં. તેઓ સફેત આકાર પાસે આવીને ઉભાં રહ્યાં. તેમની સામે નજર કરી એ સફેત આકારે તે બન્ને જણાંને ત્યાં

પાથરેલી શેત્રંજી ઉપર બેસવાનું ઇસારતથી સમજાવ્યું. તે બન્ને જણાં શેતરંજીપર બેઠાં. 38277

આશ્ચર્ય જેવું તો એ હતું કે એટલાં બધાં માણસો અત્યારે એકઠાં હોવા છતાં કોઇપણ એક શબ્દનો ઉચ્ચાર કરતાં નહોતાં. મહેન્દ્ર તો ક્યારનોએ આતુર નેત્રે, શેતરંજીપર બેઠેલાં સ્ત્રી–પુરૂષને જોઇ રહ્યો હતો. તેનું મન ચકડોળે ચઢ્યું હતું. એવામાં એક મશાલવાળો માણસ આગળ આવ્યો. તેના હાથમાંની સળગતી મશાલના પ્રકાશમાં એ પુરૂષ અને સ્ત્રીના મુખનું સંપૂર્ણ અવલોકન કરી મહેન્દ્ર આશ્ચર્ય ચકિત થઇ એક ઝીણી ચીસ પાડી ઉઠયો. તેનું મન વ્યાકુળ બની ગયું. મહેન્દ્ર ત્યાં દોડી જવાને ઉત્સુક થયો. તેણે આકાશ સામે નજર કરી ધીમું હાષ્ય કર્યું. તેની, સ્થિતિ અવલોકી નરેન્દ્ર અને વસંત ચમક્યાં. અકસ્માત વળી તેને શું થયું હશે ધારીને ગભરાયાં. તેઓ તેને કાંઇ પૂછે એ પહેલાંજ મહેન્દ્ર આગળ વધ્યો; પણ વળી પાછો કંઇક વિચાર આવતાં અટક્યો. તેણે ફરીથી શેત્રંજીપર બેઠેલાં સ્ત્રી પુરૂષના મુખ સામે ધારીને જોયું. તે તત્કાળ મન સાથે બોલી ઉઠયો:–" હા ! તે એજ છે. હું સ્વપ્નમાં નથી તેમ ભ્રમણામાં પણ નથી. મૃત્યુ પામેલા આત્માઓને હું આજ દેવરૂપમાં પ્રત્યક્ષ જોઇ શકું છું. ઓ વિભો ! આ કેવો પ્રસંગ ! ચાલ જીવ ! જલ્દીથી ત્યાં જઇ તેમના ચરણમાં પ્રણામ કરૂં. " કહી મહેન્દ્ર ઉન્મત્ત બની ત્યાં જવા લાગ્યો. વસંત અને નરેન્દ્રને શું કરવું તેની સમજ પડી નહિ. મહેન્દ્રનાં પગલાંના અવાજથી શેત્રંજીપર બેઠેલાં સ્ત્રીપુરૂષ ચમકીને ઉભાં થયાં. સફેત પુરૂષે વિકટ હાસ્ય કરી સઘળાને જતા રહેવાની સંજ્ઞા કરી. મહેન્દ્ર ત્યાં આવી પહોંચે તે પહેલાં તો મશાલવાળાઓ ઝપોઝપ મશાલો હોલવી નાખી ત્યાંથી ચાલ્યા ગયા, સઘળે અંધકાર ફેલાઇ રહ્યો. તેઓના ચાલ્યા જવાની નિશાનીમાં

" હું તારા મિત્રને શુદ્ધિમાં લાવ્યા સિવાય અહિંથી જનાર નથી."

" મારા મિત્રની સાથે તારે શું સંબંધ છે ? "

" ધારૂં તો ઘણો છે, નહિ તો કંઇ નથી. "

" હશે ત્યારે કાંઇ નથી સમજીને હવે પાછા પધારી 'જાઓ' મારો મિત્ર એની મેળેજ સાવધ થઇ જશે. "

"મારા હાથનો સ્પર્શ થયા વિના એ કદાપિ સાવધ થનારજ નથી."

" ઓય તારીની ! આ વળી ત્હેં નવું જણાવ્યું. અલ્યા ભૂત ! જા ચાલ્યો જા, અહિં તારૂં કંઇપણ વળનાર નથી. હું ઉભો છું ત્યાં સુધી તને મારા મિત્રની પાસે કદાપિ જવા દેનાર નથી.".

" હું પરાણે તેની નજીક જઇશ તો તું શું કરીશ ? "

" આ હાથમાં રહેલી તલવારથી તારૂં માથું ઉડાવી દઇશ. યાદ રાખજે કે મને સતાવતાં સાર નહિ નીકળે. "

" એમ ! તો હું પણ જોઉં છું કે તું કેટલું બળ ધરાવે છે ? " કહી સંકેતપુરૂષ એક છલંગ મારી નરેન્દ્રની છેક નજીક આવીને ઉભો રહ્યો અને તેનો તલવારવાળો હાથ પકડી કહ્યું:—" કુમાર ! ચલાવ હવે તારી તલવાર. "

સંકેતપુરૂષના સ્પર્શથી નરેન્દ્રનું શરીર શિથિલ થઇ ગયું; હાથમાંની તલવાર એમની એમ રહી. તેનું મુખ અવાચક થઇ ગયું. એવું જોઇ પુનઃ એ સંકેત પુરૂષે કહ્યું:—" છોકરા તારો ભ્રમ દૂર કર. હું ભૂત નથી પણ માણસ છું. જો હું તારા મિત્રને આ પળેજ સાવધ કરૂં છું. " આમ કહી તેણે મહેન્દ્રના શરીરે હાથનો સ્પર્શ કર્યો. એ સમયે જ મહેન્દ્ર આંખ્યો ચોળતો ઉઠી બેઠો થયો; તે બોલવાને મુખ ઉંચું કરે એ પહેલાં તો સંકેત પુરુષ બોલી ઉઠ્યો:—" વીરયુવક ! અશાન્તિને ર કરી સાવધ થા. "

" આપ મહાપુરૂષના સ્પર્શથી મારી અશાન્તિ ક્યારનીએ દૂર થઇ ગઇ છે: દેવ! હું આપના અવાજથી ઓળખી ગયો છું કે તમે એજ મહાત્મા છો કે જેણે મને ઘણી વખત મદદ કરી મૃત્યુના મુખથી બચાવ્યો છે. દયાળુ! આપને આ બાળકના પ્રણામ છે." કહી મહેન્દ્ર તેના ચરણમાં નમી પડયો. નરેન્દ્રના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે ગંભીર મુખે બંન્નેની વાત સાંભળવા લાગ્યો.

સંકેતપુરૂષે તેને માથે હાથ મૂકી થોડીવાર કંઇક વિચાર કરી કહ્યું:–" તારૂં નામ મહેન્દ્ર કે ? "

" હા પ્રભુ. "

" પ્રતાપ. અને પ્રમિલા હાલ ક્યાં છે ? "

" તેમની મને ખબર નથી. કર્મની કઠિનતાથી આજ કેટલાક સમયથી હું કનકાંવતીમાં રહી દિવસો નિર્ગમન કરૂં છું. "

" શું તું કનકાવતીમાં રહે છે ? "

" હા, આ ઉભેલાં પ્રેમીજનોના આનંદમય સહવાસમાં હું કનકાવતીમાં રહું છું. પ્રભો ! હવે કૃપા કરી જણાવો કે આ રૂઠેલા ભાગ્યનો ઉદય ક્યારે થશે ? "

" કુમાર ! સુખી સૂર્યના ઉદયનો સમય હવે સમિપ આવી પહોંચ્યો છે, અને કાળરાત્રિનો પાપ કુંભ સંપૂર્ણ ભરાઇ ચૂક્યો છે. તું હવે સત્વરે રાજનગર તરફ ગમન કર. કુસુમકુમારી ત્યાં ઘણી દુઃખદ સ્થિતિમાં છે. તારાથી બને તો ત્યાં જઇ તેનો ઉદ્ધાર કરજે. મહેન્દ્ર ! દુઃખથી કાયર થઇશ નહિ. હવે થોડા દિવસમાં મોટો રણજંગ રોપાશે અને તેમાં દુષ્ટાત્માઓનો વિનાશ થશે. "

" ભવિષ્યના ભયંકર ભેદમાં હવે મને કંઇક સમજ પડે છે. પ્રભુ ! હું આપને એક પ્રશ્ન પૂછવા ઇચ્છુછું ? "

" તારા મનનો પ્રશ્ન હું સારી રીતે સમજી ગયો છું. તું જેને જોઇ બ્હાવરો બની ગયો હતો અને હૃદયમાં માનતો હતો કે તે એજ છે, બાદ તેમના એકાએક ચાલ્યા જવાથી તું બેશુદ્ધ થઇ પડયો હતો; તે બીજાં કોઈ નહિ પણ તું ધારે છે એ તેજ છે. માટે હવેથી એ વિષે કંઇ પણ નહિ પૂછતાં તેમજ આજના બનાવની કોઇને પણ જાણ નહિ પાડતાં તું કનકાવતી જા અને બે ત્રણ દિવસમાં ત્યાંથી નીકળી રામનગર તરફ જા. " કહી તે પુરૂષે નરેન્દ્ર અને વસંત સામે જોઇ કહ્યું:-" છોકરાંઓ! તમે પણ આજના પ્રસંગની વાત કોઇને જણાવશો નહિ. "

" આપની આજ્ઞા અમે માથે ચઢાવીએ છીએ. "

મહેન્દ્ર અને સફેત પુરૂષની વાતોમાં નરેન્દ્ર અને વસંત કંઇ પણ સમજી શકયાં નહિ. ત્યાર પછી સફેદ પુરૂષે કંઇક અવાજ કર્યો, કે જેથી સામેના ઓરડાનું દ્વાર ઉઘાડી એક મશાલવાળો મશાલ સાથે ત્યાં દોડી આવ્યો. તેને જોઇ સફેત પુરૂષે કહ્યું:- " આમને કનકાવતીની સરહદ સુધી મૂકી આવ. " તે મશાલવાળો જવાને તૈયાર થયો. એવામાં એકાએક સફેતપુરૂષની નજર નરેન્દ્રના મુખપર પડી. તે ચોંકયો અને એક છલંગ મારી નરેન્દ્રની પાસે જઇ તેના મુખ સામે ટગર-ટગર જોઇ રહ્યો. નરેન્દ્રના મુખ સામે જોઇ રહેલો સફેતપુરૂષ અંતે એક ચીસ પાડી ઉઠયો અને આવેશયુક્ત થઇ બે હાથ પહોળા કરી તેને ભેટવા દોડયો. નરેન્દ્ર દૂર ખસી ગયો. સફેતપુરૂષ તેને દૂર ખસેલો જોઇ વ્યાકુળતાથી બોલી ઉઠયો, " તું શામાટે મારાથી દૂર નાસે છે ? હું તને..." આગળ બોલતાં તેનો કંઠ રૂંધાયો; છતાં તે આગળ બોલ્યો:-" હું...તને...જોવાને...કેટલા લાંબા સમયથી તલસુ છું. હા...તું......મ...મ...મા...રો...તે

આગળ બોલી શક્યો નહિ. અલ્પ સમયમાં તો તે ગયબી શક્તિવાળો સંકેતપુરૂષ એકાએક બેશુદ્ધ થઇ પડયો. મશાલવાળાએ કારમી ચીસ પાડી સંકેત ધ્વની કર્યો કે તરતજ ઓરડાનાં તમામ બારણાં ઉઘડી ગયાં. અને તેમાંથી અસંખ્ય કદાવર માણસો કીડીયો ઉભરાયાની માફક ત્યાં દોડી આવ્યા. તેમાંથી ચાર રાજવંશી દેખાવના પુરૂષો આગળ આવી સંકેતપુરૂષને ઉપાડી ચાલતા થયા. તેમની પછવાડે ત્યાં દોડી આવેલા માણસો ચાલ્યા, અને આવ્યા હતા તે ઓરડામાં પ્રવેશી ઓરડાનાં દ્વાર બંધ કરી દીધાં. તે પછી ત્યાં ઉભેલા મશાલવાળા માણસે નરેન્દ્ર–મહેન્દ્ર અને વસંતને બહાર નીકળવાની ઇસારત કરી. ત્રણે જણાં તેની સાથે નીચે આવ્યાં. નીચેના ભાગમાં તેમના ઘોડા ચરતા હતા. તેઓ ઘોડેસ્વાર થયાં. મશાલવાળો માણસ આગળ ચાલવા કમ્મર બાંધી તૈયાર થયો, પણ મહેન્દ્રે તેને આવવાની ના પાડી, આથી તે માણસ માથુ નમાવી અંદર ચાલ્યો ગયો. બાદ ત્રણે જણાંએ અશ્વોને કનકાવતી તરફ દોડાવ્યા. રસ્તામા નરેન્દ્ર સંકેતપુરૂષ વિષે અનેક પ્રશ્નો મહેન્દ્રને પૂછ્યા. જવાબમાં મહેન્દ્રે જણાવ્યું કેઃ–" તે પુરૂષની આગળ ઉપર ખબર પડશે, હજી તેનો ભેદ હું પણ જાણતો નથી."

નરેન્દ્ર આશ્ચર્યમાં ગરકાવ થયો. તે મન સાથે વિચાર કરવા લાગ્યો કેઃ–" તે સંકેતપુરૂષ મને જોઇ બેશુદ્ધ કેમ થઇ ગયો હશે? તેને અને મારે શું સંબંધ હશે? તે મારો મિત્ર હશે કે શત્રુ?" આમ અનેક પ્રકારના વિચાર કરવા લાગ્યો. છેવટે પાછલી રાત્રે તેઓ કનકાવતીમાં પ્રવેશી રાજમહેલે આવ્યાં. પહેરેદારોને જગાડી દ્વાર ઉઘડાવી અંદર પ્રવેશ્યાં અને આજના બનાવની વાતો કરતાં પ્રભાત સુધી બેસી રહ્યાં.

## પ્રકરણ ૩ જું.

### " વસંતકુમારી. "

જેણે મન જીત્યું તેણે સૌ જીત્યું. માણસનું મન નિરંતર ફરતું રહે છે. આજે તેના મનમાં કંઇ હોય તો કાલે કંઇક નવુંજ હોય. માટે મનને નિયમમાં રાખી નીતિમય જીવન ગુજારવાથી શ્રેય થાય છે.

પૂર્ણીમાનો પૂર્ણચંદ્ર આકાશમાં ઉગ્યો હતો. રૂપેરી ચંદ્રિકા સૃષ્ટિને શોભાવી રહી હતી. રાત્રિનો બીજો પ્રહર ચાલતો હતો. સૃષ્ટિ શાન્ત હતી. ચંદ્ર અમૃત વરસાવી રહ્યો હતો. આવા સુરમ્ય સમયે કનકાવતીની રાજકન્યા અપૂર્વ સ્વાંગથી શોભતી એક ખુલ્લા જરૂખામાં હિંચકે હિંચતી હતી. આજે તેની પર નિદ્રાદેવીએ કૃપા કરી નહોતી. આકાશમાં ભ્રમણ કરતો ચંદ્ર તેનું રૂપેરી તેજ ફેંકી રાજકન્યાના ગૌરમુખની ગૌરવતામાં વધારો કરી રહ્યો હતો. તેણે પહેરેલી હિરાજડીત બંગડીઓ વિદ્યુત સમાન ચળકતી હતી. માથાના વાળ છૂટા હોવાથી પીઠ પાછળ ઉડતા હતા; તેમાંથી આનંદકારક સુવાસ ચારે તરફ પ્રસરી રહી હતી, કાળું અંબર ધારણ કરવાથી તેનું રૂપ રતિને પણ લજાવે એવું જણાતું હતું. તેના આ સમયના અનુપમ સ્વાંગથી જાણે રતિદેવી કામદેવનું સ્વાગત કરવાને સજ્જ થઇ હોય એવો તેનો દેખાવ થઇ રહ્યો હતો. વસંતકુમારી નીતિમય જીવન ગુજારનારી ગુણવાન બાળા હતી. પરંતુ દૈવવશાત્ તે આજે અજ્ઞાન બની વિકારવશ થઇ હતી. ઘણા દિવસના પરિચયના પરિણામે મહેન્દ્ર તરફનો તેનો વિશુદ્ધ પ્રેમ આજે દૂર થયો હતો અને તેને બદલે રાજકન્યાના મને તેના હૃદયમાં વિષમય પ્રેમની પ્રેરણા કરી

તેને અકળાવી મૂકી હતી. મનને વારવા તે અનેક પ્રયત્નો કરી ચૂકી હતી, પણ હઠીલું મન પ્રબળ થઇ તેને અનીતિને રસ્તે ખેંચવાને બળાત્કાર કરતું હતું. પ્રારબ્ધ યોગે આજે નરેન્દ્ર પણ હાજર ન હોતો. રાજ્યકાર્યના કામ માટે તે સવારથીજ પાસેના ગામ તરફ ગયો હતો. વસંત જેમ વિચારને લંબાવતી ગઇ, તેમ તેનું વિકારી મન વધુ ઉત્તેજીત થતું ગયું. તે મન સાથે મહેન્દ્ર અને નરેન્દ્રની સરખામણી કરવા લાગી. જે નરેન્દ્રને તે રૂપવાન-ગુણવાન અને પોતાનું સર્વસ્વ માનતી હતી, તે રાજકન્યા આજે મદનના મારથી વિહ્વળ થઇ મહેન્દ્રને શ્રેષ્ટ માનવા લાગી. નરેન્દ્ર તુચ્છ ભાસવા લાગ્યો. તે છતી આંખ્યોએ અંધ થઇ અંધકાર દેખવા લાગી. અંતે અકળાઇ ઉભી થઇ મહેન્દ્રના ઓરડા તરફ ચાલી. મહેન્દ્રનો ઓરડો તેના દિવાનખાનાની પાસે હતો. વસંત તેના ઓરડા આગળ આવીને ઉભી રહી, પણ અંદર જવાની હિંમત ચાલી નહિ. તે મનમાં વિચાર કરવા લાગી, " બસ આજે હું મારી મન કામના પૂર્ણ કરીશ. હું મહેન્દ્રને મારો વિચાર જણાવી ગાઢ આલિંગન આપીશ. તે મને આ સમયે નિહાળી ગાંડો ઘેલો બની જશે. વાહ, મહેન્દ્ર! વાહ, પ્રભુએ તને સુઅવસરેજ અહિં મોકલ્યો હશે. મ્હેં તારા જેવો સ્વરૂપવાન યુવાન આજસુધી નિહાળ્યો નથી. મહેન્દ્ર! શું તું મારી માગણીનો અનાદર તો નહિ કરેને? ના, ના, તેના ભાર નથી કે તે મને ના પાડી શકે. આવો સુખકારક સમય ફરી ફરીને ક્યારે મળવાનો છે. મહેન્દ્ર મૂર્ખ નથી કે આ એકાન્ત સ્થાનમાં આ શરદ પૂર્ણિમાની સુરમ્ય રાત્રિએ આ રંભા સમાન સુંદરી વગર બોલે ચાલે તેની પાસે પ્રેમયાચના કરવાને આવી છે તેને ના પાડે, તે એક પળવારમાં જ મારે આધિન થઇ જશે. " આમ વિચારતી વસંતે બારણાના છિદ્રમાંથી દૃષ્ટિ કરી જોયું તો જણાયું કે અંદર

એક વિરામાસન પર લમણે હાથ ટેકવી મહેન્દ્ર કંઇક વિચાર કરતો બેઠો છે. ઝગઝગાટ બળતા દીપકનો પ્રકાશ પવિત્ર મહેન્દ્રના મુખ પર પડી તેની પવિત્રતાનો પ્રભાવ જણાવી રહ્યો હતો. "જેવા વિચાર એવી ભાવના." એ અનુસાર વસંત તેને વિચારમાં જોઈ આત્મગત બોલી ઉઠી: "નક્કી એની પણ મારા જેવી દશા જણાય છે. લાવ હવે હિંમત ધરી અંદર જાઉં." કહી વસંત અંદર જવાને તૈયાર થઈ. પણ એક પગલું આગળ ભરતાં પાછી હઠી. અનીતિને માર્ગે જવા તત્પર થએલી બાળાને તેનો અંતરાત્મા રોકવા લાગ્યો. "મહેન્દ્ર મારો તિરસ્કાર કરશે તો ?" આ વિચાર આવતાં તે પાછી હઠી. અંતરાત્માએ તેના હૃદયમાં પવિત્ર વિચાર પ્રકટ કર્યો. ભાન આવતાં તે મનમાં પસ્તાઇ બોલી ઉઠી:–" અરે આજે મને આ શું થાય છે? મારૂં મન શાથી મલિન થયું છે ? આ શા વિચાર ? મારી આ શું સ્થિતિ ! અરે ! મ્હેં આજે આ કેવું સાહસ કર્યું છે ?" આમ તર્ક વિતર્ક કરતી વસંત જડવત્ થઇ ત્યાં ઉભી રહી. તેને આખે અંગે પરસેવાના ઝેબે ઝેબ વળી ગયા. તે તત્કાળ ત્યાંથી પાછી ફરી ખુલ્લા જરૂખામાં આવી હિંચકા ખાવા લાગી. જોકે તેના મનમા પવિત્ર વિચાર ઉદ્ભવ્યા હતા પરંતુ ઉશ્કેરાએલું મન હજી પૂર્ણ સ્વસ્થ થયું નહોતું. મદનજ્વર સંપૂર્ણ શાન્ત થયો નહોતો, તેનું આખું અંગ ગરમ થઇ ગયું હતું. તે મહેન્દ્રને ભૂલવાને ઘણુંએ કરતી હતી, પણ મલિન મન મહેન્દ્રના વિચારને પુષ્ટી આપતું હતું. મન આત્માનું દ્વંદ ચાલવા લાગ્યું, અંતે મલિન મને થોડીક વારને માટે શુદ્ધ આત્માપર વિજય મેળવ્યો. વસંત વિકારયુકત નેત્રે ચંદ્રની સામે જોઇ રહી. મૂખપર હાસ્ય છવાયું. મલિન વિચારથી સંપૂર્ણ વિકારી બની ગઇ. અંતે વ્યાકુળવલ્લભા ચંદ્રને ઉદ્દેશી બોલી કે:–" ચંદ્ર ! ! જા, જા, વાદળમાં



"આથી તેણે ધીમે સાદે વસંત વસંત કહી બે-ચાર બૂમો મારી."

પૃષ્ઠ ૨૧.

છુપાઇ જા. મોરા મહેન્દ્રના રૂપ આગળ તું ઝાંખો જણાય છે. જા હમણાં મારો મહેન્દ્ર મારી પાસે આવશે અને મને રસ રંગમાં ભીંજાવશે. તે સમયે તને અમારા સુખની ઇર્ષ્યા આવશે. માટે જા, જલ્દી છુપાઇ જા, આ વસંત મહેન્દ્રના રૂપ પર દિવાની બની છે.

બસ, હવે સમય નથી. દિલમાં થતું દર્દ સહન થઇ શકતું નથી. પણ—પણ—હું તેને મારી વાત કેવી રીતે જણાવી શકું ?" વસંત વિચારમાં પડી અંતે દૃઢ નિશ્ચય કરી બોલીઃ—" હું પણ ખરી કે, તેને અહિં વગર બોલે બોલાવું." કહી તેણે કૃત્રિમ ચીસ પાડી નીચે પડતું નાખ્યું. હિંચકાનો ખખડાટ થયો. ખડખડાટ અને તેની ચીસથી વિચારગ્રસ્ત મહેન્દ્ર ચમક્યો, અને તત્કાળ દ્વાર ઉઘાડી બહાર નીકળી વસંતની પાસે દોડી આવ્યો., વસંતને તેણે નીચે પડેલી જોઇ. તે બેબાકળો બની તેની પાસે નીચે બેઠો; અને તેના માથા નીચે હાથ મૂકી બીજા હાથવડે રૂમાલથી પવન નાખવા લાગ્યો. ઘણીવાર થઇ પણ વસંત બેઠી થઇ નહિ. આથી તેણે ધીમે સાદે વસંત—વસંત કહી બે ચાર બુમો મારી. વસંત મનમાં આનંદ પામી બોલ્યા ચાલ્યા વિના પડી રહી. મહેન્દ્ર અકળાયો. " આને શું થયું હશે ? હમણાં ભોગ જોગે કોઇ આવી ચઢશે તો શું કહેશે ? શું આને આવી સ્થિતિમાં મૂકી હું મારા ઓરડામાં પાછો ચાલ્યો જાઉં ? ના, ના, એમ તો થાય નહિ. મારો પ્રેમ શુદ્ધ છે તો દુનિયાં જખ મારે છે. " આમ વિચાર કરતા મહેન્દ્રે વસંતના મુખ સામે જોયું. તેના મુખપર પરસેવો વળ્યો હતો. મહેન્દ્ર રૂમાલથી પસીનો લુછવા લાગ્યો. વસંત હાસવા લાગી. મહેન્દ્રનો હાથ કપાળપર આવી અટક્યો. એ લાભ લઇ વસંત આળસ મરડી હાથ ઉંચો કરી મહેન્દ્રનો બીજો હાથ પકડી બેઠી થઇ. મહેન્દ્રનો કપાળપર રહેલો હાથ તેના ખભા પર પડ્યો. વસંત

બોલી નહિ. મહેન્દ્રે ચમકી ત્યાંથી હાથ ખેંચી લીધો. વસંતે સ્મિત હાસ્ય કરી પૂછ્યું:–"મહેન્દ્રસિંહ ! તમે અહિં ક્યાંથી ?"

"તમને એકાએક કંઇ થઇ આવ્યું હતું, તેથી હું અહિં દોડી આવ્યો હતો. તમે હવે પૂર્ણ શુદ્ધિમાં આવ્યાં છો તેથી હવે હું મારા ઓરડામાં જાઉં છું." કહી મહેન્દ્ર જવાને ઉભો થયો.

"મહેન્દ્રસિંહ ! બેસો, હમણાં જશો નહિ. હજી મારી તબીયત જોઇએ તેટલી સાવધ થઇ નથી. તમે જતા રહો ને હું ક્યાંક બેશુદ્ધ થઇ જાઉં તો પછી મારી સંભાળ કોણ લેશે ?"

"મારા જતા રહેવાથી શું તમે પાછાં બેશુદ્ધ બની જશો ?" મહેન્દ્રે પૂછ્યું.

"હા, તમારા વિના મને હવે લગીર પણ ચેન પડશે નહિ." વસંતે કહ્યું.

"તમારા બોલવામાં આજે મને કાંઇ સમજ પડતી નથી. તમારૂં બોલવું ભેદયુક્ત લાગે છે. રાજકન્યા ! સ્પષ્ટ જણાવો કે તમને શું થયું છે ?"

"મારા રોગની તમને હમણાંજ ખબર પડશે. મહેન્દ્રસિંહ ! આજે તમારા સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં થયાં છે. આવો, આમ પાસે આવો, હું સઘળી વાતનો ખુલાસો કરૂં." કહી વસંતે તેનો હાથ પકડયો.

મહેન્દ્ર ધ્રુજી ઉઠયો. તેના સમસ્ત શરીરમાં કંપ શરૂ થયો, તે ગાભરો બની બોલી ઉઠયો–"વસંત ! આ શું કરો છો ?"

"ઘણા દિવસથી હૃદયમાં રમી રહેલી પ્રેમમૂર્તિનો સત્કાર કરવાની તૈયારી કરૂં છું. વ્હાલા ! હજી જુદાઇ ક્યાં સુધી રાખશો ?" કહી વસંત આર્જવતાથી તેના મુખ સામે જોઇ રહી.

મહેન્દ્રનાં આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે ભ્રમણામાં પડી બોલી ઉઠયો:–" તમે આ કોને કહો છો? તમે ગાંડાં તો નથી થયાં ને? "

" મારા વ્હાલા મહેન્દ્રને." વસંતે સ્પષ્ટ જણાવ્યું. વિજળીના ચમકારોની માફક મહેન્દ્ર ચમકીને બોલી ઉઠયો–" વસંત! દૂર રહો, કોઈ દિવસ નહિ ને આજે આ તમને શું થયું છે? "

" મહેન્દ્ર! ઘણા દિવસના પરીચયે આજે આપણા પ્રેમની પરીતૃપ્તિ થવાની છે. હવે તો તું મારો પ્રાણ–દિલદાર જે કહું તે તુંજ છે. વ્હાલા! હું મદનના તાપથી અત્યારે બળી જાઉં છું. આવ, મારી પાસે આવ અને મને ગાઢ આલિંગન આપી આ મદનજવરને શાન્ત કર. હું તો તારી...દિ......"

" દૂર રહે, ઓ અંધ થએલી અંધા! તારી જીભને હવે એકદમ ખેંચી પકડ." તેને આગળ બોલતી અટકાવી મહેન્દ્ર આકાશ સામે જોઈ મનમાં બોલી ઉઠયો:–" ઓ વિભો! આ શું પરીવર્તન! પરમ પવિત્ર વસંતને આજે આવી કારમી કુટિલ બુદ્ધિ ક્યાંથી ઉત્પન્ન થઇ છે? અહા! કળીકાળ તારી કળા નિરાળીજ છે. જે બાળા પવિત્ર અને પતિપરાયણ હતી, હા! તેજ પવિત્ર પ્રેમદા આ કળીકાળના પ્રતાપે કુળને કાળું કલંક લગાડવાને આજે તત્પર થઇ છે. પ્રભુ! મારી સહાય કરજો. મને મારા ધર્મથી ડગાવશો નહિ. હા! મારા ધારવા પ્રમાણે મારી પર કોપેલી કુદરતેજ આ પવિત્ર બાળાના મનમાં મલીનતા ઉત્પન્ન કરી મારૂં સર્વસ્વ નાશ કરવાનો પ્રયત્ન આરંભેલો હોય એમ જણાય છે. હા! ઘણા દિવસના સમાગમે વિપરીત ફળ મળવાનો સમય સમીપ આવ્યો છે. શાસ્ત્રવેતાઓએ પણ કહ્યું છે કે: ' વિશેષ સમાગમ હાનીકારક નીવડે છે અને એકાન્ત સ્થળ આખરે દુ:ખ કર્તા થઇ પડે છે.' હવે ગમે તેમ થાઓ, પણ આ મહેન્દ્ર

વસંતઃ—"મને કોઇની પરવાહ નથી, તું શા માટે મને ધિક્કારે છે ? શું તું મને નથી ચાહતો ?"

મહેન્દ્ર—"હું તને ચાહું છું. એક ભાઈ તેની બ્હેનને જેટલા પ્રેમથી ચાહે તેનાથી પણ વિશેષ પ્રેમથી હું તને ચાહું છું."

વસંતઃ—"એ પ્રેમને આ સમૂયે અહિં સ્થાન આપવાની જરૂર નથી."

મહેન્દ્ર-"બસ એજ પ્રેમ આ જીવન છે ત્યાં સુધી કાયમ્ રહેશે."

વસંતઃ—"બસ તારો આજ જવાબ ?"

મહેન્દ્રઃ—"હા, એજ, જીવન પર્યંત પણ એજ જવાબ."

વસંતઃ—"તું શા માટે અમૃતના પાત્રને હઠીલાઇથી દૂર કરે છે ? પાસે આવેલી પારસમણીને શા માટે ફેંકી દે છે ? હજી વિચાર કરી મને જવાબ આપ. હું તને પ્રભુ પ્રમાણે પૂજીશ અને સ્વર્ગ સુખનો ભોક્તા બનાવીશ."

મહેન્દ્રઃ-"જેને તું અમૃત માને છે, તેને હું હળાહળ વિષ સમજું છું. મારૂં અમૃત મારી કુસુમના અધરોષ્ટમાંજ ભરેલું છે. તે પારસમણી છે, તું પત્થર છે. પત્થરને દૂર ફેંકી દેવામાંજ મઝા છે, નહિતો તેનાથી મહા પીડા થવાનો સંભવ છે. વસંત ! જો તું મારા આ નાશવાન થનાર સ્વરૂપ પર આશકત થઇ હોય તો સમજજે કે આ રૂપ નથી, પણ રૂપ સ્વરૂપે નાશવાન મલીન પિશાચ તારી સન્મુખ ઉભો છે. તે તારૂં સર્વસ્વ નાશ કરવાને તૈયાર થયો છે. તારો પ્રભુ તો નરેન્દ્ર છે, તેનાથી તારી ગતી છે અને મારાથી તારી અધોગતી છે.

"વિષયાંધ વનિતા તું ખરે, વિચારતી ઉરમાં નથી,
નીજધર્મ પતિવ્રત પ્યારને, ઉરમાં ધરતી કયમ નથી?
પારસમણી રૂપ તુજ પતિ, તજી અંધ શાને થાય છે?
ધિક્કાર છે નારી તને, સર્વસ્વ તારૂં જાય છે."

વસંતઃ—"બસ બહુ થયું. સાંભળવાનું હતું તે સાંભળી લીધું. મહેન્દ્ર! સમજ; હજી સમય છે. તું માનીશ તો સુખી થઇશ અને મને નિરાશ કરીશ તો મહા દુઃખી થઇશ. હું આ પળેજ બૂમ પાડી મારા સ્ત્રીચરિત્રના પ્રતાપથી તારો શિરચ્છેદ કરાવીશ."

મહેન્દ્ર—"મને મારા પ્રાણની પરવાહ નથી. સત્યના સંરક્ષણમાં અનેક સંકટો સહન કરવાને હું તૈયાર છું. જે દીનદયાળુ પરમાત્માએ અનેકાનેક સંકટોમાંથી મારો ઉદ્ધાર કર્યો છે, તેજ દયાળુ પ્રભુ પણ આ ધર્મ સંકટમાંથી મને બચાવશે."

વસંતઃ—"એમ તો હવે જોયા કરજે કે તારા શું હાલ-હવાલ થાય છે? આ રાજકન્યાના કોપમાંથી તું શી રીતે બચી જાય છે?" કહી વિષયાંધ થએલી વનિતા ક્રોધાંધ થઈ બૂમ પાડવા તત્પર થઇ. એ પળેજ વીર મહેન્દ્ર કમ્મરેથી કટાર ખેંચી કાઢી બોલી ઉઠયોઃ— "સબુર કર; ઓ હઠીલી બાળા! મારા બે બોલ સાંભળી લે. ઉદ્ધત રાજકન્યા! તું હજી આ મહેન્દ્રના હૃદયને બરાબર ઓળખી શકી નથી. બસ તેથીજ તને આવી મલિન બુદ્ધિ ઉત્પન્ન થઇ છે. સાંભળ, આ મહેન્દ્ર તેની પ્રતિષ્ઠાને પ્રાણ કરતાં પણ વિશેષ ચાહે છે. તેની પ્રતિષ્ઠાને કલંક લાગ્યા પહેલાંજ આ કટારથી આત્મ વિસર્જન થશે. તને હમણાંજ આ મારા ગંદા દેહમાંથી લોહીનો ધોધ અને હાડકાનો ચોક નીકળેલો નજરે પડશે. વસંત! ત્યાર પછી તારે ફાવે એમ કરજે. હું મરીશ, મારા મિત્રની પત્ની અને મારી વ્હાલી બ્હેનાના કલ્યાણમાં

તેજ પાપવાસનાથી નાશ પામત અને આ પવિત્ર તેજની જગ્યાએ પિશાચ તુલ્ય કાળાશ સદાને માટે છવાઇ જાત. ”

વસંતે આયનામાં મુખ જોયું. મહેન્દ્રનું કહેવું વ્યાજબી જણાયું. રૂપમાં કંઇક ક્ષીણતા જણાઇ. તેણે નિઃશ્વાસ નાખી ઉંચે જોયું. ઉપરના ભાગમાં તેનાં માતા પિતાની ભેગી છબી લટકાવેલી હતી. તેનીપર દૃષ્ટિ પડી. છબીમાંનાં ચિત્રો તેને ધિક્કારયુક્ત વંદને જોઇ રહેલાં જણાયાં. વસંત કંપી ઉઠી. તેનું સમસ્ત શરીર શિથિલ અને શાન્ત થઇ ગયું. મનમાં ક્ષોભ ઉત્પન્ન થયો. જીભ જકડાઇ ગઇ. ઉંચેથી નીચું જોવાની શક્તિ પણ હરાઇ ગઇ. મહેન્દ્ર એકી નજરે તેનું અવલોકન કરી રહ્યો હતો. વસંત નીચું જોઇ મનમાં પશ્ચાતાપ કરતી બોલવા લાગીઃ—“ હાય ! મને આજે આ શું સૂઝ્યું ? આ પૃથ્વી માર્ગ આપે તો હું તેમાં સમાઇ જાઉં. હે હરી ! મારી આવી કારમી બુદ્ધિ કયા જન્મનાં પાપના પ્રતાપે ઉત્પન્ન થઇ ? ” આમ બોલતી વસંતની આંખ્યોમાંથી અશ્રુધારા વહેવા લાગી.

મહેન્દ્ર તરત તેની પાસે ગયો અને આશ્વાસન આપતાં બોલ્યોઃ—“બ્હેન ! શા માટે દુઃખી થઇ અશ્રુવિસર્જન કરે છે ? થયું તે ન થયું થનાર નથી. માટે શાન્ત થઇ મને રજા આપ. ”

વસંતે દયાર્દ્ર નેત્રે તેના સામે જોઇ કહ્યુંઃ—“ ભાઇ ! હું તને મરવા દેનાર નથી. તું મને માફ કર, તું મારો ભાઇ છે. ત્હેં આજે મને નર્કમાં પડતી બચાવી છે. ઓ ભાઇ ! આ શ્યામ મુખ બતાવતાં હું શરમાઉં છું. બંધુ ! જે કટારથી તું મરવાને તૈયાર થયો છે, તે કટાર મને આપ કે જેથી હું આત્મત્યાગ કરીને મલિન વિચારનાં ફળ ભોગવું. ”

“ મારી વ્હાલી બ્હેન ! તારે મરવાની જરૂર નથી. તું પશ્ચાતાપ કરવો છોડી દે. મહાન મહાત્માઓ પણ ચળાયમાન થયા હતા

તો તારી શું વિશાત. વસંત ! મનને મારનાર મહા પુરૂષ કહેવાય છે એ સ્મરણ રાખજે. તું કહે છે કે આ શ્યામ મુખ દેખાડતાં શરમાઉં છું, પણ તેમાં તારી ભુલ છે. બ્હેન ભાઇથી કદી શરમાય નહિ. હું તારો ભાઇ છું. વસંત ! હું હવે અહિં નહિ રહેતાં પ્રાતઃ-કાળમાંજ રામનગર તરફ પ્રયાણ કરનાર છું અને ત્યાં જઇ નિર્દોષ જનોનું રક્ષણ કરીશ કે કાંતો આ પ્રાણ આપીશ. બ્હેન ! કોઇ દિવસ આ બંધુને સંભારજે; અને થએલા અપરાધની ક્ષમા આપજે. બ્હેન ! જતાં પહેલાં તને મારી આશીષ છે કેઃ—

પતિ પ્રભુ સમ માનીને, સતી શ્રેષ્ટ જગમાં તું થજે,
આશિષ છે આ બંધુની, સુકીર્તિ જગમાં પામજે;
પતિ પ્રત્યે પ્રેમ રાખી, શીયળને સંભાળજે,
સૃષ્ટિમાં સુખ ભોગવી, સ્વામી સહ સ્વર્ગે જજે.”

“ભાઇ! તારો આશીર્વાદ માથે ચઢાવું છું. ત્હેં આજે મારા જન્મની સાફલ્યતા કરી છે. અઘોર વૈતરણીમાં પડતી મને બચાવી છે. પ્રભુ ! તારૂં કલ્યાણ કરો અને વ્હેલો વ્હેલો વિજય અપાવી મારી પાસે મોકલો. ભાઇ ! પેલા સંકેતપુરૂષના કહેવા ઉપરથી હું સમજી છું કે તારે રામનગર ગયા વિના ચાલે એમ નથી. વીરા ! ત્યાં તારી આ બ્હેનને સંભારજે ને શુભ સમાચાર કોઇની સાથે કહેવરાવજે.”

“બ્હેન ! શ્રી ઇષ્ટ કૃપાથી થોડા સમયમાં જ સુખ સંપાદન થશે. ભવિષ્ય અંધકારમય છે, પણ તેમાં શુભ થવાનાં ચિન્હોનો ભાસ થાય છે. હું ત્યાં જઇશ અને થોડા દિવસમાં વિજય મેળવી તને અને નરેન્દ્રને આવી મળીશ. મારા ગયાના સમાચાર તેને જણાવજે, કારણકે તેને મળવા જેટલો સમય હવે રહ્યો નથી. બ્હેન! ચાલો હવે રાત્રિ ઘણી વિતી ગઇ છે. ઉજાગરાથી તારૂં સુકોમળ શરીર બગડશે.

માટે તું તારા ઓરડામાં સુખેથી વિશ્રાન્તિ લે. હું હવે મારા ઓરડામાં જઈ પ્રભાતે પ્રયાણની તૈયારી કરૂં. ” કહી મહેન્દ્ર વસંતને તેના ઓરડામાં મૂકી પોતાના ઓરડામાં આવ્યો અને પ્રભાતની રાહ જોતો વિચારમાં બેસી રહી રાત્રિ વ્યતિત કરવા લાગ્યો.

## પ્રકરણ ૪ થું.

### “ રામનગર તરફ પ્રયાણ. ”

મોટું પરોઢ થયું. પ્રભાતનો ઝાંખો-ઝાંખો-પ્રકાશ જગત પર પથરાવા લાગ્યો. આમ્ર કુંજમાં કોયલ ટહુટાર કરવા લાગી. આવા સુરમ્ય સમયે વીર મહેન્દ્ર ક્યારનોએ સ્નાનાદિ કાર્યથી પરવારી ભગવત પૂજનમાં લીન થયો હતો. પ્રભાતનો પૂર્ણ પ્રકાશ પથરાતાં પહેલાં તો મહેન્દ્ર નિત્ય કાર્યથી પરવારી વસંતની પાસે આવ્યો. વસંત પણ જાગૃત થઇ હતી. મહેન્દ્રે વસ્ત્ર-શસ્ત્ર વગેરે ધારણ કરી જવાની આજ્ઞા માગી. વસંતની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં, તેણે તેને ચાર દિવસ પછી જવાને કહ્યું, પણ મહેન્દ્રે માન્યું નહિ. આથી વસંત ગળગળા સાદે તેને કહેવા લાગીઃ-“ ભાઇ ! જ્યારે તમારી જવાની ઇચ્છા છે ત્યારે હું તમને વધારે કહી શકિત નથી, પણ જતાં પહેલાં આ બ્હેનના હાથનો કંસાર જમીને પ્રયાણ કરો એવી મારા હૃદયની ઇચ્છા છે. હું અલ્પ સમયમાં જ તમારે માટે ભોજન તૈયાર કરાવરાવીશ. તે અરસ્સામાં તમે મારા પિતા માતા વગેરેને મળી તેમની આજ્ઞા લઇ આવો. ”

“ વસંત બ્હેન ! આ નિર્ભાગી ઉપર તમારો અત્યંત ઉપકાર

થયો છે. તે ઉપકારનો બદલો હું ક્યારે વાળી શકીશ ? બ્હેન ! હું આપની ઇચ્છાને આધિન છું. લ્યો ત્યારે હવે હું મહારાજાની આજ્ઞા લઇ આવું." કહી મહેન્દ્ર ત્યાંથી નીકળી મહારાજાની પાસે જવા ચાલ્યો. વસંત પણ નીચે જઈ રસોઇ કરનાર મહારાજની પાસે ભોજન તૈયાર કરાવવા લાગી. મહારાજા કનકસેન આ સમયે મહેલના ખુલ્લા ચોગાનમાં ફરતા હતા. તેમની દૃષ્ટિ દૂરથી ચાલી આવતા મહેન્દ્ર પર પડી. 'અત્યારમાં એ કેમ આવતો હશે ?' કહી મહારાજા તેની સામે જોઇ રહ્યા. મહેન્દ્રે પાસે આવી પ્રણામ કર્યાં અને તેમને સર્વ વાત જણાવી જવાની આજ્ઞા માગી. તેની જવાની વાત સાંભળી મહારાજા પ્રથમ તો આશ્ચર્ય પામ્યા. તેમણે તેને રહેવાને ઘણું એ સમજાવ્યો. મહેન્દ્રે રામનગરની દયાજનક સ્થિતિનું હૃદયદ્રાવક વૃતાંત તેમને કહી સંભળાવ્યું; અને અંતે મહાપ્રયાસે જવાને માટે તેમની આજ્ઞા મેળવી. મહારાજાએ તેને સૈન્ય સાથે લઇ જવાની સૂચના કરી, તેની પણ સવિનય ના પાડતાં મહેન્દ્રે જણાવ્યું કે:-" આ બાળક આપને પિતા સમાનજ સમજે છે. પ્રસંગ આવે આપની મદદની જરૂર પડશે."

" તારે મારી મદદની જ્યારે જરૂર પડે ત્યારે બેલાશક મંગાવજે. તું મારો પુત્ર છે. તારા ઘણા દિવસના સહવાસથી મને અત્યાનંદ થયો છે, પણ આજે તારા એકાએક જવાથી મને ઘણુંજ લાગી આવે છે. મહેન્દ્ર! તું ગુણવાન નીતિજ્ઞ છે. કોઇ વાતથી ગભરાઇશ નહિ. આ રાજ્ય તારે પોતાનુંજ સમજવું, તારે માટે હું જે કાંઇ કરૂં તે ઓછું છે. મહેન્દ્ર! લે હું આ એક હિરાજડિત વીંટી આપું છું તેનો સ્વિકાર કર." કહી મહારાજાએ આંગળીએથી વીંટી કાઢી સ્વહસ્તે તેની આંગળીએ પહેરાવી.

" પિતા વિનાના પુત્ર પ્રત્યે પિતા તુલ્ય પ્રેમ રાખનાર મહા-

રાજા ! આપને મારા પ્રણામ છે. હું હવે જાઉ છું." મહેન્દ્રે આજ્ઞા માગી. " પુત્ર ! તારૂં કલ્યાણ થાઓ. દુઃખથી ડરીશ નહિ. વીર ! જા, પ્રભુ તને અવશ્ય વિજય અપાવશે." મહારાજાએ આજ્ઞા આપી. મહેન્દ્ર માથું નમાવી ત્યાંથી ચાલતો થયો અને મહારાણી પાસે આવ્યો. રાણીએ પણ સજળ નયને આજ્ઞા આપી અને વાટ ખર્ચીને માટે પાંચસો સોના મ્હોરો આપી. સર્વેળાંને મળી ભેટી મહેન્દ્ર વસંત પાસે આવ્યો. રસોઇ તૈયાર થઇ હતી. મહેન્દ્રે જમી લીધું. ત્યારબાદ તેણે વસંતને પાસે બોલાવી શુભ શિખામણ દીધી અને નરેન્દ્રને ન મળાયું તેને માટે દિલગીરી દર્શાવી. વસંત ગળગળી થઇ ગઇ. તેણે સેવકને બોલાવી એક અશ્વને તૈયાર કરી લાવવા કહ્યું. સેવક થોડીવારમાં અશ્વને તૈયાર કરી લાવ્યો. મહેન્દ્ર જોઇતાં શસ્ત્ર અસ્ત્ર સજી જવાને તત્પર થયો; અને ' બ્હેન જાઉં છું,' કહી એક પગલું આગળ ભર્યુ .'ભાઇ આવજો', આમ બોલતાંજ વસંત રડી પડી. મહેન્દ્રને ઘણું લાગી આવ્યું, તેણે તેની પાસે જઇ ધિરજ આપતાં કહ્યું: "બ્હેન ! હું વિજય મેળવવાને જાઉ છું, તે સમયે તું શામાટે આંસુ આણી મારા હૃદયને દુઃખી કરે છે? તારે તો મને આશીષ આપવી જોઇએ. બ્હેન ! રડીશ નહિ." કહી મહેન્દ્રે અત્યાર સુધી સાચવી રાખેલી તેના પિતાની મૂલ્યવાન મણીમાળા કંઠમાંથી કાઢી વસંતના ગળામાં પહેરાવી. વસંતને ડુમો ભરાઇ આવવાથી બોલી શકી નહિ. પુનઃ મહેન્દ્રે કહ્યું:–" બ્હેન! જાઉં છું." વસંત મહાપ્રયાસે બોલી:– "હા, ભાઇ ! પધારો અને જલ્દી વિજય મેળવી વ્હેલા આવજો."

"તારી આશીષ સફળ થાઓ." કહી મહેન્દ્ર બહાર નીકળ્યો અને તૈયાર ઉભેલા અશ્વપર સ્વાર થયો.ઘોડાની લગામ પકડી પુનઃ તેણે વસંત સામે જોઇ કહ્યું:–" બ્હેન જાઉં છું હોં કે ! આ ભાઇને ભૂલીશ નહિ." કહી તેણે ઘોડાને એડી મારી દોડાવી મૂકયો. વસંત સજળ નયને તેની

પાછળ જોઇ રહી. મહેન્દ્ર અદૃશ્ય થયો. વસંત ગમગીન ચ્હેરે માતા પાસે આવી. મહેન્દ્રના જવાથી સર્વને સુનું-સુનું લાગવા માંડયું. સર્વજણાં મહેન્દ્રનો વિજય ઇચ્છવા લાગ્યાં. કનકાવતીથી નીકળેલા મહેન્દ્રનો અશ્વ પૂરવેગથી ગમન કરી રહ્યો હતો. મધ્યાન્હ થતામાં તો તે મહેન્દ્રને લઇ ઘણે દૂર નીકળી આવ્યો. સૂર્ય ભગવાન સખ્ત તાપથી તપી સૃષ્ટિને અકળાવી રહ્યા હતો. ઉની લુના ઝપાટા શરીરને સ્પર્શ કરી સંતાપતા હતા. પશુ-પક્ષીઓ મધ્યાન્હકાળ વ્યતિત કરવાને શીતળ સ્થળમાં વિશ્રાન્તિ લેતાં હતાં. કોઇપણ દૃષ્ટિએ પડતું નહોતું, ફક્ત આ નિર્જન અરણ્યમાં મહેન્દ્રના દોડતા ઘોડાના ડાબડાનો અવાજ સંભળાતો હતો. અશ્વ અને સ્વાર પરસેવાથી તરબોળ થઇ ગયા હતા. 'કોઇ ગામમાં જઇ વિશ્રાન્તિ કરૂં તો સારૂં' એ વિચારથી મહેન્દ્ર અશ્વને પૂરપાટ દોડાવી રહ્યો હતો. સખ્ત મુસાફરીથી અશ્વ પણ થાકી ગયો હતો. તે વારંવાર ઠોકરો ખાતો હતો; છતાં એ જાતવાન જાનવર તેના સ્વામિની ઇચ્છાને અનુસરીને આગળ ગમન કરતું હતું. મુસાફરી ઘણીવાર ચાલું રહી. સાંજ પડવા આવી છતાં ગામ આવ્યું નહિ. મહેન્દ્ર અકળાયો, પાણીની તૃષાથી તેનો કંઠ સૂકાઇ જતો હતો. પાણીને માટે તેણે રસ્તામાં ઘણીએ વાર આસપાસ જોયું હતું પણ એકે જળાશય તે નિર્જન સ્થાનમાં જણાયું નહોતું. તેણે ઘણીવાર સુધી તરસનું સંકટ સહન કર્યું; પણ અંતે કંઠે કાંટા પડવા લાગ્યા, તેણે ઘોડાની ગતીને મંદ પાડી આસપાસ પાણીની તપાસ કરી, પરંતુ પાણીનો પત્તો લાગ્યો નહિ. 'હે હરી! હવે મારી શી દશા? આ તૃષાથી મારો પ્રાણ નીકળી જશે. અરે! આ ભયંકર અરણ્યમાં હું માર્ગ ભૂલ્યો હોઉં એમ જણાય છે.' આમ શોક કરતો મહેન્દ્ર વ્યકુળ ચિત્તે અશ્વને ધીમે ધીમે

ચલાવવા લાગ્યો. મહેન્દ્ર ! દુઃખી મહેન્દ્ર ! ખરેખર તું અત્યંત દુઃખી છે. તારા ભાગ્યમાં દુઃખજ લખાએલું જણાય છે. ખરેખર ! જે સુખી છે તેને ચારે તરફથી સુખ આવી મળે છે, અને ન ધારેલી વસ્તુઓ વગર ઇચ્છાએ આવી રજુ થાય છે. સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ આવી પડે એ કુદરતનો નિયમ હોય એમ જણાય છે. દુઃખી જનને સંકટનાં વાદળાં ચારે તરફથી ઘેરી લે છે. પાસેની વસ્તુઓનો નાશ થાય છે. સગાં સ્નેહીઓ તેનો ત્યાગ કરી ચાલ્યાં જાય છે. આ સંસારના ગર્વઘેલા મનુષ્યો દુઃખીની દયા ખાતાં નથી. દુઃખીને જોતાં તેઓ દૂર નાશે છે. કોઇ ગરીબ દુઃખી સુખીની પાસે આવી દુઃખ જણાવે છે તો તે પાષાણ હૃદયના માણસો તેને યથાશક્તિ મદદ કરવાને બદલે તેનો તિરસ્કાર કરી હાંકી કાઢે છે. તેમાં વળી દ્રવ્યવાનો કે જે મોટા શેઠીયા—અરે નહિ આ દુનિયાંના વેઠીયા ! તેતો વળી ગરીબ દુઃખીજનને માર મારી કાઢી મૂકેછે. પણ તે મૂર્ખના શિરોમણીઓને ખબર નથી કે આનો જવાબ ઇશ્વરને આપવો ભારે થઈ પડશે. ઇશ્વરના અલૌકિક ચમત્કારોની તેમને ક્યાંથી ખબર પડે ? ઓ સંસારના કહેવાતા શ્રીમાનો ! સમજજો અને ગરીબોને કનડતાં વિચારજો. તમે એમ ન સમજશો કે તમારો વૈભવ સદાકાળ નભી શકશે. રાત્રિ અને દિવસની આવજાવ માફક તમારે પણ સુખ દુઃખના ચક્કરમાં ફસાવું પડશે; અને જે દુઃખી જનનો તમે તિરસ્કાર કર્યો હશે તેની પાસેજ યાચના કરી તમારે ટુકડો માગવો પડશે. ગરીબ પર દયા રાખવાથીજ તમે સંપૂર્ણ સુખી છો, માટે દયા, અને પરોપકાર એજ જીવનનું મહાન કર્મ છે ધારીને આ સૃષ્ટિમાં વિચરશો તો સુખી થશો. સુખી માણસ જ્યારે દુઃખી થાય છે ત્યારે તેના દુઃખનો અંત જલ્દીથી આવતો નથી, પરંતુ જે સદાકાળ દુઃખી છે તેને

ભગવાન્ જલ્દીથી સ્હાય કરે છે; અને એજ દુઃખી માણસ કે જે દુનિયામાં સઘળેથી ધિક્કારને પાત્ર થયો છે તેજ દુઃખી મનુષ્ય પ્રભુની કૃપાથી જોત જોતામાં મહાન્ વૈભવશાળી થઇ જાય છે. ભાઇઓ ! તેમાંજ ઇશ્વરના ગયબી ચમત્કારનો ભાસ થાય છે. દુઃખીઆરો મહેન્દ્ર મહાપરાણે તરસનું મહાન સંકટ સહન કરી રહ્યો હતો. જો તેને હવે થોડીવારમાં પાણી નહિ મળે તો તે બિચારો જમીન-પર પડી તરફડશે, પણ દીનદયાળ પરમાત્મા તેને શા માટે વધારે રીબાવે ? વ્યાકુળતાથી આસપાસ નજર ફેરવતા મહેન્દ્રની દ્રષ્ટિએ દૂર એક ભરવાડ બકરાં ચરાવતો જણાયો. નિર્જન અરણ્યમાં માણસને જોઇ તેનામાં હિંમત આવી. તેણે ઘોડાને હાથ ફેરવી લગામ ખેંચી એ તરફ દોડાવી મૂક્યો. ઘોડો પણ ભૂખ-તરસથી પીડાતો હતો; તેથી કંઇ મળવાની આશાએ તેણે દોડવું શરૂ કર્યું. થોડીવારમાંજ મહેન્દ્રે ભરવાડની સમીપ આવી ઘોડાને અટકાવ્યો. તરસથી તેનું ગળું સજ્જડ થઇ ગયું હતું. મુખથી બોલાતું નહોતું. તેણે ઇસારતથી ભરવાડ પાસે પાણી માગ્યું. ભરવાડને દયા આવવાથી ઉભો થયો અને મહેન્દ્રને પાછળ પાછળ ચાલ્યા આવવાનું ઇસારતથી સમજાવ્યું. મહેન્દ્ર તેની પાછળ ઘોડાને ચલાવવા લાગ્યો. ભલો ભરવાડ તેને એક સરોવર આગળ લઇ આવ્યો. પાણીને જોતાંજ ઘોડો ચારે પગે ઉકળ્યો, અને મહેન્દ્રને લઇ પાણીમાં પડી પાણી પીવા લાગ્યો. મહેન્દ્ર યુક્તિથી નીચે ઉતર્યો અને ખોબે-ખોબે પાણી પીવા લાગ્યો. તૃષાની શાન્તિ થઇ. કરમાએલો ચ્હેરો પ્રફુલ્લ થયો. મહેન્દ્રે મુખ ધોઇ ભરવાડનો ઉપકાર માન્યો. ઉપકારનો ભાવાર્થ નહિ સમજનાર અજ્ઞાન ભરવાડ મહેન્દ્રની સામે જોઇ રહ્યો. તેનું રૂપ અને રાજવંશી પોશાક જોઇ આ કોઇ રાજકુમાર છે ધારીને ભરવાડ આનંદ પામ્યો.

ત્યાર બાદ ઘોડાને બંહાર કાઢી મહેન્દ્રે સરોવરની પાળપર થોડીવાર થાક ઉતારી ભરવાડને પૂછ્યું:–ભાઇ! આટલામાં ક્યાંઇ કોઇ ગામ હશે કે?"

"નારે ભયા! આટલામાં તો ક્યાંઇએ ગામ–બામ નહી. આં તો મોટો વગડો શે. અહિં કોઇએ મનખા દેહી આયું હોય એવું મારા હોંભળવામાં આયું નહી. તમે ઓંઇ ક્યોંથી આવી ચઢયા સો? જોયામાં તો રાજકુંવેર જેવા જણાવશો. શકાર–બકારમાં તો ભોંય ભૂલ્યા નથી ના?" ભરવાડે પૂછ્યું.

મહેન્દ્રને સ્હેજ હસવું આવ્યું. અંતે તેણે હાષ્ય છૂપાવી કહ્યું:–"ભાઇ! હું ભૂલો પડયો નથી, પણ રામનગર જવાને કનકાવતીથી આવ્યો છું."

"કનકાવતી તો ક્યોંઇ છેટી રહી, તમે હજી તો અડધો અંદધ ભોંય કાપી નોંછી છે. અહિંથી રામનગર અરધો અડધ રીયું. દાદા! હવે અતારે આગળ જાવાનો વચાર રાખહોમાં. હમણાં રાત પડહે અને નાહર–વરૂ–દોડાદોડ કરહે, માટે હવાર હુધી અહિં ઠરીઠામ રહો." ભરવાડે સલાહ આપી.

"હા, મારો પણ એવોજ વિચાર છે. તું કહે છે કે આટલામાં કોઇ ગામ નથી તો આપણે રહીશું કયાં?" મહેન્દ્રે પૂછ્યું.

"ઓય મારા દાદા! એમાં આટલા ગાભરા હું થઇ જાઓસો? ગામ નહિ તો હું થીયું? આ હામે ઘટાવાળી જે ઝાડી જણાયસે ના, તાં આગળ એક ભાંગેલું ખોડીયાર માતું મંદેર આવેલું સે. તેમાં આપણે રાત ગાળહું."

મહેન્દ્ર આશ્ચર્ય પામી બોલી ઉઠયો:–"વાહ પ્રભુ વાહ! આ બાળકની ઉપર આપનો મહાન ઉપકાર થયો. અહા! જે સ્થળે વિશ્રાન્તિને માટે કંઇપણ સ્થાન જણાતું નહોતું, ત્યાં દેવીનું મંદિર દેખાડયું.

ધન્ય પ્રભો ધન્ય! આપને આ બાળકના પ્રણામ છે.” આમ મનમાં બોલી તેણે ભરવાડને પૂછ્યું:–“ભાઇ આપણે એ તરફ જઇશું કે? કારણ કે દિવસ પૂરો થવા આવ્યો છે. અંધારૂં થતાં પહેલાં આપણે ત્યાં પહોંચી જઇએ તો સારૂં?”

“હા, ચાલો તાણે.” કહી ભરવાડે આસપાસ ચરતાં બકરાંને કંઇક વિચિત્ર અવાજ કરી એકઠાં કર્યાં અને તેમને હાંકી મંદિર તરફ ચાલવા માંડયું. સાયંકાળના સમયે તેઓ ખોડીઆર માતાના મંદિરે આવી પહોંચ્યા, મંદિરની પાછલી બાજુએ એક મોટું ચોગાન આવેલું હતું. ત્યાં બકરાંને રાખી ભરવાડે લાકડાં વિણી લાવી દેવતા સળગાવ્યો અને સાથે રાખેલા લોટની સાત જાડી બાટીયો જોત જોતામાં બનાવી દીધી. તેમાંથી બે બાટીયો લઇ મહેન્દ્ર પાસે આવી તેણે કહ્યું:–“લ્યો દાદા! ભૂખ લાગી હશે. આ બે ઢેબરાં ખાઇ લ્યો.” મહેન્દ્રે હસતે વદને તેની પાસેથી એક બાટી લઇ ક્ષુધાને શાન્ત કરી. બાકીની બાટીયો ભરવાડે પેટમાં પધરાવી દીધી. બાદ સરોવર આગળ જઇ હાથ ધોઇ પાણી પીધું અને મહેન્દ્રને માટે પોતાની પાસેના લોટામાં પાણી ભરતો આવ્યો. મહેન્દ્ર પાણી પી સ્વસ્થ થયો. ત્યાર બાદ આડી અવળી વાતો કરી ભરવાડ તેની પાસેથી ઉઠી બકરાંની વચમાં જઇને સૂતો. મહેન્દ્રે પણ ઘોડાને ઝાડ સાથે બાંધી મંદિરના ઓટલા પર ઘોડાનો ધાબળો પાથરી શયન કર્યું.



## પ્રકરણ ૫ મું.

### " રહસ્યમય બનાવ. "

કાળી રાત્રે ખોડીયાર માતાનું મંદિર ભયાનક ભાસતું હતું. ત્યાં આસપાસ પુષ્કળ ઝાડી આવેલી હતી. મંદિરની અંદરનો કેટલોક ભાગ પડી ગયેલો અને કેટલોક આજ પડે કાલ પડે એવી સ્થિતિમાં જીર્ણ થઇ રહેલો હતો. ઠેક-ઠેકાણે જાળાં અને ઉધેઇઓનાં પડ બાઝેલાં હતાં. ખોડીયાર માતાની મૂર્તિ પણ ખંડિત થયેલી હતી, દેવીની પાસેની જમીનપર લોહીના સૂકાઇ ગએલા છાંટા અને નાનાં નાનાં હાડકાંના કટકા નજરે પડતા હતા. જે સમયે મહેન્દ્ર અહિં આવ્યો હતો, તે વખતે તે મંદિરમાં જઇ દેવીનાં દર્શન કરી આવ્યો હતો. તેને અંદરના દ્રશ્યના વિચાર આવવા લાગ્યા. ભયાનક સ્થળ ભાળી ભયથી કંપારીઓ આવવા લાગી. અંધકારમયી રાત્રિ સમસમ અવાજ કરતી ચાલી જતી હતી. અંધકાર સર્વત્ર પથરાએલો હતો. ત્યાં ઉગેલાં વૃક્ષો ભૂત સમાન ભાસતાં હતાં. મહેન્દ્રને નિદ્રા આવતી નહોતી. પવન પુષ્કળ વાતો હતો. સૂકાં પાંદડાં ખડખડાટ કરી શાન્તિનો ભંગ કરતાં હતાં. ખડખડાટથી મહેન્દ્ર વારંવાર ચમકી ઉઠતો. આખરે તે ઉભો થયો અને દહેરાની પાછળ ઉંઘતા ભરવાડની ખબર કાઢવા ગયો. ગરીબ ભરવાડ આખા દિવસના પરિશ્રમથી ઘસઘસાટ ઉંઘતો હતો. તેને શાન્તિથી સૂતેલો જોઈ મહેન્દ્ર મનમાં બોલી ઉઠયોઃ-" ખરેખર ! જો દુનિનામાં કોઇ સુખી હોય તો તે આ ભરવાડજ છે. તેને બીજી કાંઈ ઉપાધિ નથી. તેની ઉપાધિ જે બકરાં છે તે પણ તેની આસપાસ કુંડાળું વળીને બેઠેલાં છે. ભલા ભરવાડ મને ઉંઘ આવતી

નથી, તેથી હું તારી પાસે આવ્યોછું; પણ હું તને જગાડી તારી નિદ્રાનો ભંગ નહિ કરૂં. ઉંઘ ભાઇ ઉંઘ, નિરાંતે ઉંઘ.” આમ બોલતા મહેન્દ્ર ત્યાંથી પાછો ફર્યો અને ઝાડને થડે બાંધેલા ઘોડા પાસે આવી તેને હાથ ફેરવવા લાગ્યો. ઘણીવાર સુધી તેને પંપાળી મહેન્દ્ર પુનઃ પોતાના સ્થાનપર આવી આડો થયો. તેણે ઉંઘવાને માટે ઘણાંએ પાસાં ઘસ્યાં પણ નિદ્રા દેવીએ તેની પર કૃપા કરી નહિ. તે આંખ્યો બંધ કરી જાગતો પડી રહ્યો. તેના હૃદયમાં ગત બનાવો એક પછી એક તરી આવવા લાગ્યા. સર્વ સ્નેહિજનોનું સ્મરણ થતાં તે નિઃશ્વાસપર નિઃશ્વાસ નાખવા લાગ્યો. અંતે મનનું દુઃખ સહન નહિ કરી શકવાથી તે તત્કાળ ઉઠી બેઠો થઇ બોલી ઉઠયોઃ—“ લોકો કહે છે કે પ્રભુ ઘણોજ દયાળુ હોય છે, તેણે અનેક દુઃખી જનોનાં કષ્ટ દૂર કર્યાં છે; તે શું સત્ય વાત હશે ? જો તે વાત સત્ય હોય તો તે દીનદયાળુ પરમાત્મા મારા દુઃખનો અંત કેમ નહિ લાવતા હોય ? પ્રભુ ! હવે તો હદ થઈ. આ દુઃખી-આરાનો આ ભવસાગરમાંથી ઉદ્ધાર કરો. પ્રભો ! નીતિને પંથે પળતાં મહાન સંકટ સહન કરવાં પડશે એમ હું કદાપિ ધારતો નહોતો. પ્રભુ ! સહાય કરો અને પાપાત્માઓના પંજામાંથી નિર્દોષ જનોનો ઉદ્ધાર કરવા મને મદદ કરો. નિરંતર નીતિનો આશ્રય કરનાર અને આપના ધ્યાનમાં ધ્યાનસ્થ રહેનારાં નિર્દોષજનો ક્રૂર કાળરાત્રિના કોપથી કારાગૃહમાં પૂરાઇ દારૂણ દુઃખ સહન કરતાં હશે. તેમને બચાવો—ઉગારો. આ મહેન્દ્ર આપના ચરણમાં પ્રણામ કરી વારંવાર વિનંતિ કરીને કહે છે કે તેમને સ્હાય કરો.” આમ બોલતા મહેન્દ્રે આકાશ સામે જોઈએ હાથ જોડયા. તેણે નેત્રો બંધ કરી પ્રભુનું ધ્યાન ધર્યું. ધ્યાનમાં દુઃખીઆરી કુસુમનું દીન વદન જણાયું. તે દુઃખથી છૂટવાને જાણે કરગરતી ન હોય એમ મહેન્દ્રને જણાયું. તેનું ધ્યાન ભંગ થયું. તે એકાએક ઉભો થઇ વિકટ સ્વરે બોલી ઉઠયોઃ—“ હા ! કુસુમ ! તું ભયંકર કષ્ટથી

પીડાતી હોય એમ મને ભાસે છે. મારો આત્મા સાક્ષી પૂરે છે કે તને ક્રૂર કાળિરાત્રિએ કારાગૃહમાં પૂરી હશે. મારી કુસુમ ભયંકર સંકટમાં છે. કુસુમ! વ્હાલી કુસુમ! તું તે નીચ રાક્ષસી નારીના અત્યાચારથી કેટલી દુઃખી થતી હોઇશ? અરેરે! તારૂં દીન વદન નજર સમિપ-તરી આવતાં મારૂં હૃદય બળીને ભષ્મ થઇ જાય છે. હા! મારાં સર્વ સ્નેહિજનો અત્યારે આ ભયંકર કાળી રાતે મારી નજરે તરી આવે છે. બંધુ પ્રતાપ-બ્હેન પ્રમિલા તમે ક્યાં હશો? શું તમે આ અભાગીને ફરીથી નહિ મળી શકો? અરેરે રાજ્ય વૈભવનાં વિલાસીઓની કેવી દુઃખદ સ્થિતિ! હા! સમય પણ કેવો ભયંકર છે કે મારે શું કરવું તેની મને સમજ પડતી નથી.” આમ બોલી તે વિચારમાં પડયો. બાદ થોડી-વારે કંઇક નિશ્ચય પર આવી બોલી ઉઠયોઃ-“બસ હવે એજ વિચાર. ઇશ્વર છે મારો મદદગાર. ચાલ મન સાવધ થા; નસીબ તું દૂર જા; વ્હાલી તલવાર તું મારી મદદગાર થા.” કહી તેણે તલવાર હાથમાં પકડી પુનઃ બોલવા માંડયુંઃ-“સમશેર! શકતી સ્વરૂપ શમશેર! તુંજ હવે મારી સ્હાયક છે. તારી સ્હાયથી જ મારે ઝુઝવાનું છે. આ નિરાધાર મહેન્દ્ર ઇશ્વરની કૃપાથી અને તારી સ્હાયથી અવસ્ય વિજય મેળવશે. હું પ્રાતઃકાળમાં જ રામનગર તરફ પ્રયાણ કરીશ અને નિર્દોષના ઉદ્ધારને અર્થે પાપીઓના લોહીની નદીઓ વહાવીશ. ઓ, કૃતઘ્ની કાળિરાત્રિ! તારે તો મહભયંકર મ્હોતથીજ મરવું પડશે. ઓ નીચ ભીખારણ! ઓ સર્વ સંહારક રાક્ષસી! હું તારા કેશ પકડી પાતાળમાં ચાંપી દઇશ. હા! તુંજ, ઓ ચૂડેલ! તુંજ અમારી અવદશા કરનારી છે. ચેતજે, હવે ચેતજે. ઓ અભાગણી! તારા મ્હોતનો ડંકો વાગી ચૂકયો છે અને તારા પ્રાણ પરહરવાનો પેગામ નીકળી ચૂકયો છે. પવિત્ર જનના પ્રાણ હરનારી! પિશાચી! હવે સાવધ રહેજે,

ભાગ્યના ભૂલાવાથી દુઃખમાં દટાએલો આ મહેન્દ્ર તને શિક્ષા કરવાને અને પવિત્ર જનોના મૃત્યુનું વૈર વાળવાને તારી પાસે આવે છે. તે રામનગરમાં આવી કાળો કેર વર્તાવશે. તારી સાથેના મેલમાં મરશે યાં તો તને મારશે. આ દેહમાં એક બીંદુ લોહીનું રહેશે ત્યાં સુધી વૈરનો બદલો લેશે." આમ બોલતા મહેન્દ્રનો કંઠ રૂંધાયો, તે ક્રોધાક્રાન્ત બની ગયો, હાથમાં પકડેલી તરવારને ઉંચી નીચી કરવા લાગ્યો, બાદ ઘણી વારે શાન્ત થઇ પુનઃ પાછો ઓટલા પર બેઠો. તલવાર હતી ત્યાં મૂકી પ્રભુનું સ્મરણ કરી સૂતો. મધ્યરાત્રિ થઇ ચૂકી હતી, પવનની ખુશનુમા લ્હેરો આવતી હતી. ધીમે ધીમે મહેન્દ્રની આંખ્યો ઉંઘથી ઘેરાવા લાગી, પણ એ અરસામાંજ એક અલૌકિક ચમત્કાર થયો. કોઇના બોલવનો અવાજ સંભળાયો, કેઃ—"ભાઇ! મને આવી રીતે બંધીવાન બનાવી ક્યાં લઇ જશો? જવાબમાં મહેન્દ્રે કોઇને ઘોઘારી અવાજે બોલતો સાંભળ્યોઃ—"બસ ચુપ થા, હવે ઘણે દૂર જવાનું નથી." વળી પાછી શાન્તિ છવાઇ ગઇ. ભૂતના ભણકારા માની મહેન્દ્રે પાછું શયન કર્યું; પણ થોડી વારમાં જ તેને ઉઠવું પડયું, કારણકે તેની નજરે સામેની ઝાડીમાંથી બે વિકાળ ચ્હેરાના માણસો હાથમાં સળગતી મસાલો સાથે ત્યાં ચાલી આવતા જણાયા. મહેન્દ્રના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. 'કાળી રાતે આ શું કૌતક ?! શું એ ભૂત-પ્રેતતો નહિ હોય ? શી ખબર પડે ? તેઓ આ મંદિર તરફ આવતા હોય એમ જણાય છે. પણ અરે આ શું ? આ તેમની પાછળ શું જણાય છે ?" આમ બોલી મહેન્દ્રે ઝીણી નજરે જોયું તો જણાયું કે—તેમની પાછળ એક સ્વરૂપવાન યુવાન યુવતી અશ્રુપાત કરતી ચાલી આવે છે. ખરેખર આ કંઇક ભેદ જેવું છે, જે હશે તે હમણાં જણાશે, લાવ હું પણ અહિંથી ઉઠી ક્યાંક

છૂપાઈ જાઉં ? આમ નિર્ણય કરી મહેન્દ્રે પાથરેલો ધોંશીયો બગલમાં મારી દીધો, તલવારને કમ્મરે લટકાવી દીધી અને ઘોડાને થડેથી છોડી મંદિરની બીજી બાજુએ ગયો અને ત્યાં ઘોડાને બાંધી હાથમાં પિસ્તોલ તૈયાર રાખી ઉભો. તેને જણાએલા માણસો થોડીવારમાં મંદિર આગળ આવી પહોંચ્યા. મશાલના પ્રકાશમાં મહેન્દ્રે સ્પષ્ટ રીતે જોયું તો તેને તે બે માણસોમાંનો એકજણ ઘણોજ ભયાનક ભાસતો જણાયો. તેની વિકાળ સુરત જોઈ મહેન્દ્ર પણ ક્ષણ પર્યંત ભયગ્રસ્ત થઇ રહ્યો. તે ભયાનક દેખાવના માણસના માથાના વાળ કાળા અને સીસોળીઆની માફક લટકતા જણાતા હતા. આંખ્યો લીંબુની ફાડ જેવી પહોળી અને લાલચોળ અંગારા જેવી ચળકતી હતી. તેણે કપાળમાં સિંદુરીઆ રંગનું લેપન કરેલું હતું. નાક ચપટું અને હોઠ જાડા હતા, મુખનો રંગ જાંબુ જેવો હતો, ગળામાં ઝીણાં-ઝીણાં હાડકાંના કટકાની માળા પહેરેલી હતી. તેણે એક હાથમાં ત્રીશુળ અને બીજા હાથમાં સિંદુરે રંગેલી ફરસી પકડેલી હતી. ઢીંચણ સુધી પહોંચે એટલા વસ્ત્ર વિના તેનું સર્વાંગ ખુલ્લું હતું, તેની સાથેનો માણસ પણ તેના જેવા રંગનો હતો. શસ્ત્રમાં તેણે તલવાર કમ્મરે લટકાવેલી હતી. તેના એક હાથમાં દેવીના પૂજનની સામગ્રીની છાબ હતી; અને બીજા હાથમાં સળગતી મશાલ હતી. તેઓની પાછળ થરથર ધ્રુજતી એક યુવાન રમણી જણાતી હતી. આ ત્રિપુટી ત્યાં આવી થોડીકવાર ઉભી રહી. મહેન્દ્રે મનમાં વિચાર્યું કે નક્કી આ કોઇ અઘોર કર્મ કરનાર અઘોરીજ હોવા જોઇએ અને આ મધ્યરાત્રે કોઇ નિર્દોષ કન્યાનું દેવીને બળીદાન આપવામાં આવનાર હોવું જોઇએ. અહા ! આ જગતમાં કેવાં અઘોર કર્મ થાય છે ? આમ તર્ક-વિતર્ક કરતો મહેન્દ્ર શાન્તિથી જોવા લાગ્યો. પેલી તરફ ઉભા

રહેલાં અઘોરીઓ સાથેના માણસને એ રમણીને અંદર લઇ જવાનું ઇશારતથી સૂચવ્યું. તે માણસ યુવાન રમણીને અંદર લઇ ગયો. તેમની પાછળ એ ભયાનક આકૃતિના અઘોરીએ અંદર પ્રવેશ કર્યો. મહેન્દ્ર પણ ત્યાંથી નીકળી તેમના પાછળ મંદિરમાં ગયો; અને કોઈ જાણે નહિ એવી રીતે ચૂપ-ચૂપ એક ખુણામાં છૂપાઇને ઉભો રહેલ. ત્યાંથી અંદરનું રહસ્ય સ્પષ્ટ રીતે જણાતું હતું. એ સમયે પેલો અઘોરી દેવીને લાંબો થઇ પ્રણામ કરતો હતો, તે પછી ઉભો થઈ તેણે સાથેના માણસના કાનમાં કંઇક વાત કહી. વાતના જવાબમાં માથું નમાવી તે માણસ ત્યાં પડેલો કચરો-હાડકાંના કટકા વગેરે સાફ કરવા લાગ્યો. અઘોરી દેવીની મૂર્તિને પાણીથી નવરાવી પાસેના કુંડમાં અગ્નિ સળગાવવા લાગ્યો. છૂપાઇ ઉભેલો મહેન્દ્ર અઘોરીનું પૈશાચિક કર્મ જોઇ આત્મગત બોલતો હતો કેઃ-" અહા ! ધર્મને નામે કેવાં ધતિંગ ચાલે છે ! સાધુરૂપના શયતાનો ધર્મના તત્વને નહિ સમજતાં કેવાં નીચ આચરણો આચરે છે ! અરેરે ! આ પવિત્ર દેવીને નામે આ કર્મચંડાળ કંગાલે આજ પર્યંત કેટલાંએ નિરપરાધિ પ્રાણીઓના રક્તપ્રવાહ વહેવરાવ્યા હશે ! હા ! આ દુષ્ટની અંધશ્રદ્ધાથી હમણાં આ સામે ઉભેલી આશા ભરી ભામિનિનું જીવન નષ્ટ થશે. ઓ આદ્યશક્તિ મહામાયા ! તમે પવિત્ર છો, સત્યનાં અધિષ્ઠાત્રી દેવી છો. તેમજ પુણ્યવાનોનું પાલન કરવાને તમે ઘોર અત્યાચારી દૈત્યોનો દેહાંત કરી નાખ્યો હતો, તમે દયાળુ અને ભક્ત ઉદ્ધારક કહેવાઓ છો, છતાં શા માટે આવા પાપી-અત્યાચારી પાષાણ હૃદયના પામરોને જીવતા રહેવા દઇ ઘોર કર્મ કરાવો છો? તમારે તો તેમને જન્મતાંજ કાળને વશ કરવા જોઇએ. માતા ! તેઓ આ સૃષ્ટિના ભાર રૂપ છે. તેમનું જીવન નકામું છે, દેવી..." મહેન્દ્ર આગળ બોલતો અટક્યો. સામેના અગ્નિ

કુંડમાં દેવતાનો ભડકો થયો. અજવાળાથી આખું મંદિર પ્રકાશમય થઇ રહ્યું. અઘોરીની સાથેના માણસે પૂજનની સામગ્રી તૈયાર કરી દીધી, કે તરત એ અઘોરીએ દેવીનું પૂજન કરી આરતી ઉતારી. તે પછી મનમાં કંઇક બરબડી પાસે ઉભી રાખેલી રમણીને આગળ ખેંચી લાવવામાં આવી. તેને શીતળ પાણીએ સ્નાન કરાવી લાલ રંગનું વસ્ત્ર પહેરવાને સૂચવ્યું. થરથર ધ્રુજતી રમણીએ એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યા વિના વસ્ત્ર બદલ્યું. ત્યારબાદ તેના કપાળમાં સિંદુરનું લેપન કરવામાં આવ્યું. ગળામાં લાલરંગનાં કરેણનાં પુષ્પની માળા પરીધાન કરાવી અગ્નિકુંડ સમિપ ઉભી રાખી. ગરીબ રમણી હાથ જોડી સ્થિર ભાવે કુંડ સમક્ષ ઉભી રહી. તેને જોતાંજ મહેન્દ્ર મનમાં એક હાય મારી બોલી ઉઠ્યોઃ–"હા! હમણાંજ આ સુંદર સુંદરીના સુકોમળ દેહપર ફરસીનો પ્રહાર થશે. અરે! હમણાંજ એ કોમળ પુષ્પલતા કરમાઇ જશે." આમ બોલતો મહેન્દ્ર કાંપતા હૃદયે એ ભયાનક દેખાવ નિહાળી રહ્યો. કુંડ પાસે ઉભેલી રમણી મનહર ભાસતી હતી. તેના માથાના વાળ છૂટા થઇ પીઠ પાછળ લટકતા હતા. લાલ સાડીથી શોભતી એ સુંદર સુંદરીનાં કમળ નયનો મીચાયલાં હતાં, તેણે મરણની જ તૈયાર કરી હોય એમ એના શાન્ત મુખપરથી જણાતું હતું, પણ તેના વદનપર કોઇક અલૌકિક પ્રકારનું તેજ પ્રસરી રહ્યું હતું. તેનું મન પ્રભુને પોકાર પાડતું હતું. મહેન્દ્ર વારંવાર મનમાં વિચારતો હતો કેઃ–આ નરાધમ અઘોરી આવી સુકુમાર રમ્ય રમણીને ક્યાંથી ઉપાડી લાવ્યો હશે?"

અઘોરીએ રમણીની પાસે દેવીની પૂજા કરાવી અને પુનઃ પાછી કુંડ પાસે ઉભી રાખી હાથમાંની ફરસી ઉંચી કરી કહ્યુંઃ–"ચાલ તૈયાર થા અને દેવીની સ્તુતી કરી તેમના સુખદ સ્થળમાં જવાને આનંદિત થા."

તેને જવાબ આપવાને બદલે તે રમણી મૌનતાથી ઉભી રહી. તેણે એકવાર આસપાસ નજર કરી જોઇ લીધું. આ સાથેજ તેની આંખોમાંથી ખળ ખળ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. તેની આંખોમાં આંસુ જોઇ પુનઃ અઘોરીએ કહ્યું:—" માતાજીના આનંદમય સ્થાનમાં ગમન કરતાં તું શા માટે રૂદે છે ? તું દુઃખી છે, દુઃખીને સુખકારક ધામમાં મોકલવી એ મારો ધર્મ છે. બાઇ ! આજે એક પંથને બે કાજ જેવું છે. તારા જેવી સુકોમળ સુંદરીના ભોગથી માતાજી મારી ઉપર પ્રસન્ન થઇ મારી મનકામના પૂર્ણ કરશે અને તને દુઃખથી મૂક્ત કરી અક્ષય સુખ સંપાદન કરાવશે, માટે ચાલ હવે ઘુંટણે બેસી જા." આમ કહી તે પ્રચંડ કાય પુરૂષે તેનો હાથ પકડી ઘુંટણે બેસાડી. તે પછી તેણે હાથમાં જળ લઈ બળીદાનનો સંકલ્પ મૂક્યો; અને માતાજીને પ્રણામ કરી તે સુંદરીનું શિર સ્છેદવાને તત્પર થયો. આવું જોતાંજ મહેન્દ્રના શરીરે કંપારી છૂટી. તેને દયામણા મુખવાળી વનિતાની દયા આવી; અને એ સાથેજ ક્ષત્રિય ધર્મ કે " સબળે અબળનું રક્ષણ કરવું." એ સિદ્ધાંતની સ્મૃતિ થઇ આવી. બસ હું પ્રાણાંતે પણ એ કોમળ કામીનીનો ઘાત થવા નહિ દઉં. હું આ શક્તિની સહાયથી તેને પાપીના પંજામાંથી બચાવીશ." આમ નિર્ણય કરી વીર મહેન્દ્ર ખુણામાંથી બ્હાર નીકળ્યો અને કેશરી વાઘની માફક છલંગ મારી દુષ્ટોની પાસે આવી પોકારી ઉઠયો:—" ખબરદાર ! "

હજી એ અઘોરીની ફરશી તે સુંદરતાની મૂર્તિ ઉપર પડી નહોતી. તે પહેલાંજ મહેન્દ્રે તેને અટકાવ્યો. અઘોરી તેને એકાએક નીકળી આવેલો જોઇ ધ્રુજી ઉઠયો. તેનો ફરશીવાળો હાથ કંપવા લાગ્યો. તે બોલવાને મુખ ઉંચું કરે એ પહેલાંજ મહેન્દ્રે રૌદ્ર સ્વરે પૂછયું:— " ઓ ઘોર કર્મ આચારનાર પ્રેત ! જણાવ કે તું કોણ સુઓ છે ? "

તેના શબ્દો અઘોરીને હાડોહાડ લાગી આવ્યા; તે ક્રોધયુક્ત વદને મહેન્દ્ર સામે જોઇ બોલ્યોઃ-" મરણને મળી ચૂકેલા છોકરા! શું તું મને ઓળખતો નથી? મારા દેખાવ ઉપરથી તને સમજ પડતી નથી કે હું કેવો ભયંકર માણસ છું? "

" દુનિયાંમાં ઉપરનો વેશ ધારણ કરી તારા જેવા અનેક લુચ્ચાઓ રખડે છે. આ વીર એવા લુચ્ચાઓનેજ શિક્ષા કરવાને આ પૃથ્વી ઉપર ફરે છે. તું ગમે એવો ભયંકર હોય તેની મને પરવા નથી. ઓ પાપના પુતળા! જણાવ તો ખરો કે તું કેવા નામથી ઓળખાય છે? "

" હું શકિતનો સાચો ભકત અને કૃતાંત કાળનો પણ કાળ એવો હું કાપાલિકના નામે ઓળખાઉં છું. તું અહિંથી ચાલ્યો જા. તું બાળક છે, દુનિયાંના સુખથી હજી તદ્દન અજાણ છે. જા, હું તને જવા દઉં છું. તારી કોમળતાપર મને દયા આવે છે, માટે ગુપચૂપ અહિંથી ચાલ્યો જા અને મને મારૂં કામ કરવા દે. "

" હું તને કોટી ઉપાયે પણ આ રમણીનો ભોગ આપવા દેનાર નથી. સમજ્યો? માટે તું પોતેજ આ રમણીને અહિં મૂકી ચાલ્યો જા. તું જો શક્તિનો સાચો ભક્ત હોય તો આ કોમળ અબળાનો ભોગ આપતાં વિચાર કર? "

" મને શીખામણ આપનાર છોકરા! બસ હવે તું પણ જીવતો જનાર નથી. હેં મારો ક્રોધ હદથી વધારે વધાર્યો છે. મારા કામમાં વિઘ્ન નાખનાર દેવીના અપરાધી! તું કોણ છે અને અહિં ક્યાંથી આવ્યો છે? "

" ઓ નીચ નરાધમ! દેવીના નામે ધતીંગ ચલાવી નિર્દોષનાં ગળાં રેંસનાર હરામી! તું હજી મને ઓળખતો હોય એમ જણાતું નથી.

તું પૂછે છે કે હું ક્યાંથી આવ્યો ? તો સાંભળ, ઓ હરામખોર ! સાંભળ. હું આકાશમાંથી આવ્યો છું, તારા મરણનો હુકમ લાવ્યો છું; અને આ બાળાને બચાવવા દોડી આવ્યો છું. દુષ્ટ ! જે દેવીની પાસે તું તારી મનકામના પૂર્ણ કરવાની આશા રાખે છે, તેજ પવિત્ર દેવીએ મને તારી આશામાં હળાહળ રેડવાને અહિં મોકલ્યો છે. શયતાન ! તું જાણતો નથી કે આ પવિત્ર દેવી તારાં આવાં નીચ આચરણોથી અસંતુષ્ટ થઇ છે ? ”

“ શું દેવી મારી ઉપર કોપાયમાન થઇ છે ? નહિ, દેવી તેના ભક્તપર કદાપિ અસંતુષ્ટ થાયજ નહિ. તું મને ઠગે છે. ઓ કાળના કોળીઆ ! સાંભળ, મ્હેં આજ સુધીમાં આવી સુંદર બાળાઓનાં ઓગણીસ બળીદાન દેવીને આપ્યાં છે. આ બળીદાન મારૂં છેલ્લું છે. વીસ બળીદાન દેવાની મારી દૃઢ પ્રતિજ્ઞા છે. બસ આજે મારી મનકામના સિદ્ધ છે. છોકરા !. ત્હેં હજી આ મંત્ર- તંત્ર વિદ્યાના ઉપાસક કાપાલિકનાં ગયબી કામો નિહાળ્યાં નથી. બસ એજ કારણથી મરણે તને ભમાવી આ સ્થળે આવવાને ભૂલો પડયો છે. તું હવે જીવતો જઇ શકનાર નથી. આ બાઇની સાથેજ તારો પણ ભોગ આપવામાં આવશે. ” કાપાલિકે તીક્ષ્ણ નજરે મહેન્દ્રના સામે જોઇ કહ્યું.

“ ભોગ કોનો અપાય છે, તેની તને થોડીવાર પછી ખબર પડશે; જે વખતે તું તારી ખુશીથી બળીદાન આપવા તૈયાર થશે, તે વખતેજ આ ઉભેલો વીર તેની પિસ્તોલથી તારો ભોગ લઇ તને અગ્નિકુંડમાં હોમશે. ચાલ, ચાલ, ઓ અવગતીઆ પ્રેત ! ચાલ, તારા મંત્ર--તંત્રની ગયબી શક્તિનો ઉપયોગ કરી બતાવ અને સાથે સાથે મારી પણ આ પિસ્તોલમાંથી નીકળતી ગોળીનો ખેલ જોઇ તેના ચમત્કારને નમસ્કાર કરવા જમીનપર લાંબો થઇ સુઇ જા. ચાલ સાવધ. ” કહી મહેન્દ્ર પિસ્તોલ

વાળો હાથ લાંબો કરી રૌદ્ર સ્વરૂપે તેના સામે જોઈ રહ્યો.

અગ્નિકુંડ સમિપ ઉભેલી રમણી આવો અલૌકિક ચમત્કાર નિહાળી સતૃષ્ણ નયને મહેન્દ્રની સામે જોઇ રહી. એટલામાં તો ક્રૂર કર્મનો કરનાર કાપાલિક ભયંકર ત્રાડ મારી બોલી ઉઠયો:—

"ચાલ, તું પણ હોંશીયાર થઇ જા. યાદ રાખજે કે તારો કાળ નિકટ આવી પહોંચ્યો છે.

નથી જીવતો જવાનો તું, અરે આ હાથથી આજે;
ઠગારા ત્યાગી દે બાજી, જોઇ આ શક્તિને આજે.
મચાવ્યું આવું ત્હેં તોફાન, અહિં આવી અધમ આજે;
સમજજે પ્રાણ પરહરવા, કાપાલિક ક્રોધથી ગાજે."

મહેન્દ્ર—"ગાજયો મેઘ વરસે નહિ અને ભસે તે કુતરો કરડે નહિ. મુઢ! તારો ક્રોધ અસ્થાને છે.

ભયંકર પાપનો ભાલો, કાપાલિક કાળ તુજ ખૂટયો;
તજી તું સત્ય નૌકાને, અધર્મી પાપમાં પડીયો.
ધરાવે ભય નહિ કોનો, ગરીબના પ્રાણ પરહરવા;
સમજ યમરાજ આ ઉભો, પલકમાં પ્રાણ તુજ લેવા."

કાપાલિક:—"ઓહ્! આ કેવું ભયંકર અપમાન?"

મહેન્દ્ર—"અપમાન નહિ પણ સમજ મ્હોતનો પેગામ."

કાપાલિક:—ચુપ થા નાદાન.

બસ-બસ લવારા ત્યાગીને, તૈયાર થા ઓ માનવી?
મુજ બળ તણો પ્રતિકાર કર્ત્તા, નહિ જગે કો માનવી."

મહેન્દ્ર:—"મ્હેં તને પ્રથમજ જણાવ્યું છે કે તું ગર્વથી ફુલેલો ગધેડો છે. શું તું જાણતો નથી કે:—

તમ દુષ્ટ દાનવો તણાં, શિર છેદવા આ વીર છે,
સંકષ્ટ હરી સુખ અર્પવા, શ્રી રામ મારો સમર્થ છે?"

કાપાલિક:—"મારી માતાના પ્રતાપે આ કાપાલિકની આગળ દેવ દાનવ લાચાર છે, તો તારી શું વિસાત છે ?"

મહેન્દ્ર:—"એમ તો થઇ જા તૈયાર ?"

કાપાલિક:—અને તું પણ બની જા હોંશીયાર." કહી કાપાલિકે પાસે ઉભેલા તેના માણસને કહ્યું—"ભૂતનાથ! ચાઓ બચ્ચા તૈયાર અને શક્તિનું નામ લઇ કર આનો શીકાર."

"આપનો સેવક છે તૈયાર અને હવે કોઇ નથી એને બચાવનાર. હું તે ખોડીઆરમાના અપરાધીને જોતજોતામાં વધેરી નાખી તેના શરીરના કટકે કટકા કરી મારા પગ તળે કચડું છું-છુંદું છું." કહી તે પામર પશુ તલવાર ખેંચી મહેન્દ્રની તરફ દોડયો, કે તત્કાળ મહેન્દ્રે તેને લગીર આગળ વધવા દઇ પિસ્તોલનો પ્રહાર કર્યો. આવેશની ધૂનમાં દોડતો ભૂતનાથ હાય બાપરે કહી અધવચ તુટી પડયો, કે તરત મહેન્દ્રે બીજી ગોળી ચાંપી. તે ગોળીએ તેની છાતી ચીરી. લોહીનો ધોધ નીકળ્યો;ભૂતનાથ મરણને માટે તરફડીઆં મારવા લાગ્યો અને અંતે એક ઝીણી ચીસ પાડી ભૂતનાથ દયાર્દ્ર નેત્રે કાપાલિકની સામે જોઇ રહી મરણ પામ્યો. તેના દેહમાંનું પ્રાણ પંખેરૂં પાપનો જવાબ આપવા ચાલ્યું ગયું.કાપાલિક ક્રોધથી ગર્જી ગજબ-જુલ્મની ત્રાડ પાડી મહેન્દ્ર તરફ દોડયો, કે તરત પાસે ઉભેલી રમણીએ મૌનતા તોડી તેને આગળ વધતો અટકાવીને કહ્યું:-"સબુર, મારા બે બોલ સાંભળી લે."

"તું શું કહેવા માગે છે ?" કાપાલિકે પૂછયું.

"હું કહેવાને એ માગું છું કે તું ધારતો હોઇશ કે આવું પૈશાચિક કર્મ કરવાથી લાભ મળે છે; પણ ના, એમ ધારીશ નહિં, આવાં કુકર્મથી તો તું આ જન્મમાં આવું ભયંકર રૂપ પામી પાપના પોટલા બાંધે છે. છતાં પાપની વિશેષ વૃદ્ધિ કરી શા માટે બીજા જન્મને

નકામો કરે છે ? માટે વિચાર કર, અને એ દયાળુ પુરૂષને સુખરૂપે અહીંથી જવા દે. જો તારે મારૂં બળીદાન આપવું હોય તો સુખેથી આપ. હું આ દુનિયાથી કંટાળેલી છું. સગાં—સ્નેહીયોથી ત્યજાએલી છું; અને નિરંતર મરણનેજ પોકાર પાડતી ફરૂં છું." આવું કહી તે રમણી મહેન્દ્ર પ્રતિ દ્રષ્ટિ કરી કહેવા લાગી:—"વીરયુવક ! આપ અહીંથી ચાલ્યા જાઓ. તમારૂં જીવન અમૂલ્ય છે. તમે જીવતા હશો તો પૃથ્વી પર અનેક ઉપકાર કરી શકશો. તમે આપનું જીવન જોખમમાં નાખી મારૂં રક્ષણ કરવાને ઉભા છો તેને માટે હું આપનો ઉપકાર માનું છું. જાઓ, હવે ચાલ્યા જાઓ અને મને મરવા દયો. મારા બચાવથી આપને કંઈ પુણ્ય પ્રાપ્ત થનાર નથી, કારણકે હું સુંદર રૂપમાં અવતરેલી એક રાક્ષસી છું. ભયંકર કૃત્ય કરનારી વિષકન્યા છું. મારે મારા પાપનું ફળ ભોગવવુંજ જોઇએ. ધર્માવતાર ! જાઓ, આ પાષણ હૃદયના પાખંડીના મનમાં દયાનો અંશ નથી, તે હમણાંજ યાહોમ કરી તમારી ઉપર તૂટી પડશે."

તેનાં વચન સાંભળ્યાં ન સાંભળ્યાં કરી મહેન્દ્ર આવેશથી બોલી ઉઠ્યો:—" નિર્દોષ રમણી ! તમારે મારી ચિંતા કરવાનું કારણ નથી.

તમે નિર્ભય રહો. હું હમણાંજ આ પાપીને બોલતો બંધ કરી દઈશ. મારો સ્હાયક સદા રામ છે, તેની આગળ આ પામર તૃણવત્ છે; તમે ભય પામશો નહિ. સુંદરી !

હું અભય છું નિર્ભય છું, ભય ન ધારો મન જરી;
મરણ લખ્યું હોત ભાગ્યમાં, તો અત્ર આવત કયમ કરી?

માટે શાન્તિથી ઉભાં રહો, અને શું થાય છે એ જોયા કરો." કહી મહેન્દ્ર ગર્જના યુક્ત શબ્દે કાપાલિકને કહેવા લાગ્યો:-". આવ, આવ, પામર પશુ ! નર્કમાં જવાને એકદમ દોડી આવ."

"અને તું પણ જોઇ લે કે નર્કમાં પ્રથમ ગમન કોણ કરે છે? ચાલ હોંશીયાર." કહી કાપાલિક તેની તરફ દોડયો.

"હું હોંશીયાર છું અને આ પળેજ તને સંહારૂં છું." કહી મહેન્દ્રે દોડી આવતા કાપાલિકની છાતીમાં નેમ તાકી પિસ્તોલનો બ્હાર કર્યો. કાપાલિક ભયંકર બુમ મારી આગળ વધ્યો. મહેન્દ્રે ચાલીકીથી ઉપરાઉપરી ત્રણ બ્હાર કરી તેને લોહી લુહાણ કરી દીધો. ભયાનક ચીસ પાડતો કાપાલિક દારૂણ કષ્ટ સહન કરી ઘણીવાર તરફડી મરણને શરણ થયો. મહેન્દ્રે તેના મુડદાને અને ભૂતનાથના મુડદાને અગ્નિ કુંડમાં હોમી દીધાં. ભડભડાટ સળગતો અગ્નિ આનંદથી પાપીઓના દેહને ચુસવા લાગ્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

### " પાપનું પ્રાયશ્ચિત. "

દુષ્ટ અત્યાચારીઓને અગ્નિકુંડમાં હોમી વીર મહેન્દ્રે પિસ્તોલ કમ્મરમાં ખોસી ત્યાં ઉભેલી રમણીને કહ્યું:-" તમે હવે બચ્યાં છો. મારી સાથે ખુલ્લી હવામાં બહાર આવો. " બન્ને જણાં મંદિરની બહાર આવ્યાં. ઉશ્કેરાએલાં હૃદય શાન્ત થયાં. મધ્યરાત્રિ કયારનીએ વીતી ગઇ હતી. પાછલી રાત્રિનો ચંદ્ર નભમંડળમાં પ્રકાશ્યો હતો. બાદ થોડીવારે મહેન્દ્રે પૂછ્યું:- "રમણી ! તમારા બોલવાના ભાવાર્થ ઉપરથી હું અનુમાન કરૂં છું કે તમે ઘણાં દુઃખી છો. જો મારૂં માનવું સત્ય હોય તો જણાવો કે એવું તે શું દારૂણ દુઃખ પડયું છે કે જેથી આવી યુવાવસ્થામાં તમે મરણને પસંદ કરો છો ? "

તે રમણી એક દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલી:—“ વીરશ્રેષ્ઠ ! મારા કર્મની કહાણી ઘણી લાંબી છે. તે જણાવી હું તમને દુઃખી કરવા નથી ચાહતી. ટુંકાણમાં જણાવું છું કે મારા દુષ્ટકર્મો અપાર છે; કે જે જાણવાથી અને સાંભળવાથી આપને મારી પ્રત્યે ધિક્કાર ઉત્પન્ન થશે. તે નીચ કર્મ જો કે મને પહેલાં સારાં લગતાં હતાં પણ અત્યારે યાદ કરતાં મારા મનમાં અસહ્ય ત્રાસ ઉત્પન્ન થાય છે. ”

“તમને દુઃખી કરવા હું પણ નથી ચહાતો. તમે તમારી મરજી મુજબ વર્તવાને મૂખત્યાર છો, પણ વારૂ હવે તમે કયાં જવાને ધારો છો ? ”

“ મારી મરજી એકવાર પવિત્ર સરિતા નર્મદામાં સ્નાન કરીપાપ મૂક્ત થવાની છે, કે જેના સ્નાનથી મારો ઉદ્ધાર થાય. વારૂ... આપને કયાં જવું છે ? ”

મહેન્દ્રે વિચાર કરીને કહ્યું:—“ મારો વિચાર રામનગર તરફ જવાનો છે ? ”

“ શું રામનગર ? ! ” તે રમણીએ આશ્ચર્ય પામીને પૂછયું.

“ હા, રામનગર. તમે આટલાં બધાં ગભરાએલાં કેમ જણાઓછો ? ”

“કંઈનહિ સ્હેજ. હાં; આપનું નામ જણાવવા કૃપા કરશો કે ?” પુનઃ તેણે પુછયું.

“ મારૂં નામ મહેન્દ્રસિંહ છે. ”

“ શું-શું-ત-ત-તમે મહેન્દ્રસિંહ પોતેજ છો ! ” તે રમણી ગભરાઇને બોલી ઉઠી.

“ હા, તમે મારાથી શા માટે ભય પામો છો ? આ મહેન્દ્ર દુઃખીનો મદદગાર અને નિર્દોષનો રખવાળ છે. ” કહી મહેન્દ્ર તેની સામે જોઇ રહ્યો.

યુવતીની આંખ્યોમાંથી અશ્રુધારા નીકળવા લાગી. તે નિઃશ્વાસ નાખી મન સાથે બોલવા લાગી કેઃ-"ઓ પરમાત્મા! મારાં એવાં તે પૂર્વ જન્મનાં શાં પાપ હતાં કે જેથી આ જન્મમાં મને વૈભવશાળી બનાવી અંતે આ દશાએ પહોંચાડી? હાય! આ ધર્માવતારને હું મારૂં આ શ્યામ મુખ કેવી રીતે બતાવું? હાય! તે મને ઓળખતાંજ મારો તિરસ્કાર કરશે. ઓ પૃથ્વીમાતા! મને માર્ગ આપો કે જેથી તમારા ઉદરમાં સમાઇ મારૂં કાળું મુખ અદૃશ્ય કરૂં. ઓ ચાંદનીથી ઝળકતી રાત્રિ! તું અંધકારમયી થઇ આ કલંકિનીને છૂપાવી દે. ઓ કાળ! હું તને હોંશથી મળવા ચાહું છું તો તું શા માટે મારાથી દૂર નાસતો ફરે છે? આવ, આવ, આ પાપમયીને તારા પાસમાં સપડાવી અહિંથી સદાને માટે લઇ જા. હાય! ઓ મા! હું શું કરૂં?" કહી તે રમણી આર્તનાદે રડવા લાગી.

મહેન્દ્ર સફાળો ઉઠી ઉભો થઇ તેની પાસે જઇ મૃદુ સ્વરે કહેવા લાગ્યોઃ-"બાઇ! તમે શા માટે રડો છો? જો મારા પૂછવાથી તમને ખોટું લાગ્યું હોય તો ક્ષમા કરજો. હું હવેથી તમને એક પણ પ્રશ્ન પૂછીશ નહિ."

"મહેન્દ્રસિંહ! મને તમારા પૂછવાથી કાંઇ પણ દુઃખ લાગ્યું નથી. પણ...પણ...હા શું કહું? કહેતાં જીભ ઉપડતી નથી."

"શા માટે અચકાઓ છો? તમે નિર્ભયતાથી તમારૂં દુઃખ જણાવો? હું બનતા પ્રકારે તમને દુઃખથી મુક્ત કરીશ અને આજથી તમને મારાં ધર્મનાં બ્હેન સમજીશ."

"ઓ...હાય...શા માટે આપની પવિત્ર જીભને બ્હેન શબ્દ ઉચ્ચારી અપવિત્ર કરો છો? આ નીચ નારી એક રાક્ષસી છે. તે અંતે નર્કની જ અધિકારી છે."

"બ્હેન ! આવું બોલી શા માટે દુઃખી થાઓ છો ? જો તમે દુષ્કર્મ કર્યાં હશે તો તમારા આ વખતના ખરા પશ્ચાતાપથી ઇશ્વર અવશ્ય પાપની ક્ષમા આપશે."

"મારે ક્ષમા જોઇતી નથી. મારે મારાં પાપની શિક્ષા સહન કરવીજ જોઇએ. હું ઇશ્વરની અને મારા પવિત્ર પતિની અક્ષમ્ય અપરાધિની છું. મહેન્દ્રસિંહ ! તમે જાઓ. આ કલંકિનીને અંધકારમાં અદૃશ્ય થવા દયો. મરણ મારે માટે ઉત્તમ છે. હું પૃથ્વીના ભારરૂપ છું." કહી પુનઃ તે રડવા લાગી.

"બ્હેન ! રડશો નહિ. તમારાં આંસુ જોઇ મારૂં મન દુઃખી થાય છે. શાન્ત થાઓ, બ્હેન શાન્ત થાઓ." કહી મહેન્દ્ર તેનાં આંસુ લુછવા આગળ વધ્યો. પણ તેને આડો હાથ ધરી અટકાવી તે રમણી કહેવા લાગીઃ-"ધર્મમૂર્તિ ! આગળ આવશો નહિ. આ અપવિત્ર દેહને સ્પર્શ કરી આપ અપવિત્ર થશો નહિ; હું આપને આ શ્યામ મુખ દેખાડવાને લાયકની નથી, છતાં આ હૃદયની એવી ઇચ્છા છે કે મરણ અગાઉ હું એકવાર આપની ક્ષમા માગી લઉં."

"શું મારી ક્ષમા ? !" મહેન્દ્ર ચમકીને બોલી ઉઠયો.

"હા, તમારી. મહેન્દ્રસિંહ ! આ અભાગિનીને ઓળખો છો ?"

"ના, ઓળખાણ આપ્યા વિના હું તમને કેવી રીતે ઓળખી શકું ?"

"મહેન્દ્રસિંહ ! જે ક્રૂર ખૂની રાણીના પ્રતાપે તમે રસ્તાના રખડતા ભીખારી થઇ ગયા છો, તે દુષ્ટ-ઘોરઘાતકી-રાક્ષસી રાણી કાળરાત્રિની વ્યભિચારમાં અંધ થઇ નાશી છૂટેલી પુત્રી આ કુટિલ કાન્તા આજે તેનું શ્યામ મુખ લઇ તમારી સમિપ ઉભી છે. તે હવે તમારી ક્ષમાની ઉમેદવાર છે." કહી કાન્તાએ હાથ જોડયાં.

"હેં! શું તું કાન્તા ? !" તોપનો ગોળો ફાટતાં માણસ ચોંકે એમ મહેન્દ્ર ચમકીને કાન્તાની સામે જોઇ રહ્યો.

"હા, આ કુટિલ કાન્તા હવે આ દુનિયામાં મુખ દેખાડવાને લાયકની રહી નથી. મહેન્દ્ર ! તમે એકવાર તમારી પવિત્ર જીભે કહો કે કાન્તા તારા અપરાધની હું ક્ષમા આપું છું."

"કાન્તા ! કાન્તા ! ત્હેં હદ કરી છે. વિશુદ્ધ વંશમાં અવતાર લઇ કાળું કલંક લગાડયું છે. હાય ! ત્હેં મારા ગુણીયલ મિત્રનો સંસાર સ્મશાન સમાન બનાવ્યો છે. પણ હવે શું કામનું ? થયું તે ન થયું થનાર નથી. કાન્તા ! કહે તો ખરી કે તારી આવી દુર્દશા શાથી થઇ ?"

"મારા કુસંસ્કારે કરીનેજ આવી દુઃખદ દશા પ્રાપ્ત થઇ છે. હા ! જેવી માતા એવી પુત્રી. મારી માતાએ રાજ્યલોભમાં પડી મારી દેખરેખ રાખી નહિ. હું સ્વચ્છંદી થઇ અને વિષ સમાન વ્યભીચારમાં મદમસ્ત થઇ એક હલકા ખવાસ સાથે પ્યારમાં પડી નાશી છૂટી. હાય તેજ દુષ્કર્મના પ્રતાપે અંતે આ દશા થઇ." કહી કાન્તાએ કપાળપર કર પ્રહાર કરી મહેન્દ્રને સવિસ્તર હકીકત કહી સંભળાવી. મહેન્દ્રના દુઃખનો પાર રહ્યો નહિ. તેને કાન્તાની દયા આવી. અંતે તેણે કંઇક વિચાર કરી પૂછ્યું:-"કાન્તા ! હવે તારો શું વિચાર છે ?"

"મારો વિચાર નર્મદાજીમાં સ્નાન કરી આત્મ વિસર્જન કરવાનો છે."

"તું રામનગરમાં નહિ આવે ?"

"હું ત્યાં શા માટે આવું ? મારૂં આ શ્યામ મુખ ત્યાં કેવી રીતે બતાવું ?"

" કાન્તા તું મનમાં ઓછું લાવીશ નહિ, તું રામનગર ચાલ. જો તારૂં ત્યાં કોઇ નહિ થાય તો હું તારી મદદ કરીશ અને જીવન પર્યંત એક બ્હેનની માફક પાળીશ. કાન્તા ! હું પ્રતાપને પગે પડી તને ક્ષમા અપાવીશ. મારો મિત્ર જ્ઞાની અને સમજુ છે, તે મારા વચનનો અસ્વિકાર કરશે નહિ. માટે તું સઘળા વિચારનો ત્યાગ કરી મારી સાથે રામનગર ચાલ."

" મહેન્દ્રસિંહ ! મારા ભાગ્યમાં સુખના લેખ લખાએલાજ નથી. જો સુખ હોત તો મને આવી અવળી મલિન બુદ્ધિ ઉત્પન્ન થાતજ નહિ. ભાઇ ! તમે મને નર્મદા સુધી સાથે લઇ જાઓ. ત્યાં આ અભાગિનીને મૂકી તમે સુખરૂપે રામનગર તરફ ગમન કરજો અને ત્યાં જઇ તમારા મિત્રને કહેજો કે હતભાગ્યની કાન્તાએ તેનાં પાપથી પસ્તાઇ અંત સમયે તમારા નામ સ્મરણથી પવિત્ર થઇ અને પુનર્જન્મમાં તમારા ચરણ કમળની સેવાની ઇચ્છા રાખી નર્મદામાં પડી પ્રાણનું વિસર્જન કર્યું છે. ભાઇ! અંત સમયનો મારો આ સંદેશો જરૂર તમે તમારા મિત્રને પહોંચાડજો. મહેન્દ્રસિંહ! તમે મિત્ર ફરજ સમજી તેમને પવિત્ર પ્રમિલાદેવી સાથે પરણાવી સુખી કરજો. હું પ્રભુ પાસે સર્વદા તેમનો વિજય યાચીશ. બસ—મારી આ છેવટની વિનંતિ છે." આટલું બોલતાં—બોલતાં તેની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. મહેન્દ્ર પણ અવાચક બની ઉભો રહ્યો. તેને હવે શું કહેવું એની સમજણ પડી નહિ. બાદ થોડીવારે કાન્તાએ પૂછ્યું:—" હવે આપણે ચાલીશું ? "

" હા, પણ અત્યારે રસ્તાની માહિતી વિના કઇ તરફ જઇશું ? "

" હું આ જંગલના પ્રદેશમાં ઘણા સમય સુધી ભટકી છું. આ જમણી બાજુનો રસ્તો રામનગર જાય છે. અહિંથી પંદર ગાઉના અંતરે નર્મદાજીનો પ્રવાહ આવે છે. ત્યાંથી તમે કિનારે—કિનારે રામનગર જજો. " કાન્તાએ જણાવ્યું.

" જો આપણે આ સમયે ચાલીશું તો સવાર પડતાં પહેલાં નર્મદાજીએ પહોંચીશું. કારણકે ઠંડા પ્હોરે રસ્તો પણ જલ્દીથી ખૂટી જશે. બ્હેન ! તમે ઘોડાપર બેસી શકશો ? "

" ના, હવે આ પગને ચલાવવાનેજ હું ઇચ્છું છું. મરણ નિકટ છે; તો હવે સુખ ભોગવવું વ્યર્થ છે. "

" કાન્તાકુમારી ! હું જયાં સુધી તમારી સાથે છું, ત્યાં સુધી તમ્નને આત્મવિસર્જન કરવા દેનાર નથી. " મહેન્દ્રે કહ્યું. કાન્તા મૌન રહી. મહેન્દ્રે અશ્વને તૈયાર કરી દીધો. બન્ને જણાં મંદિરમાં જઇ દેવીને પ્રણામ કરી આવ્યાં. મહેન્દ્ર બહાર નીકળી ઉંઘતા ભરવાડ પાસે ગયો. તે ગાઢ નિદ્રામાં પડયો હતો. તેને જગાડયા વિના મહેન્દ્ર તેની સામે અમીદ્રષ્ટે જોઇ પાછો આવ્યો. કાન્તા આગળ ચાલી. મહેન્દ્ર ઘોડાપર સ્વાર થઇ તેની પાછળ ઘોડાને ધીમે-ધીમે ચલાવવા લાગ્યો. પ્રાતઃકાળ થતાંમાં તો તેઓ દશેક ગાઉના સુમારે આવી પહોંચ્યાં. ત્યાં આગળ થોડીવાર થાક ઉતારી પુનઃ તેમણે ચાલવું શરૂ કર્યું. છેવટે તેઓ નર્મદાજીના કિનારા સમિપ આવી પહોંચ્યાં. પવિત્ર ગંગાનો પવિત્ર પવન તપેલા શરીરને શીતળ કરી શાન્ત કરવા લાગ્યો. મહેન્દ્ર ગંગાને પ્રણામ કરી નીચે ઉતર્યો. નજીકમાં એક વૃક્ષ આવેલું હતું તેના થડે અશ્વને બાંધ્યો. પછી મહેન્દ્ર અને કાન્તા નર્મદામાં સ્નાન કરી આવ્યાં. ભૂખ દરેકને લાગી હતી. મધ્યાન્હકાળને થોડીવાર હતી. આસપાસ નિર્જન જંગલ આવેલું હતું. આવા સ્થળમાં ખાવાનું કયાંથી લાવવું એ પણ એક પ્રશ્ન થઇ પડયો. આટલામાં કંઇક ફળ મળે તો સારૂં ધારીને મહેન્દ્ર ચારે તરફ નજર ફેરવવા લાગ્યો. તેની નજરે દૂર ઝાડની ઘનઘોર ઘટા જણાઇ. ત્યાં કોઇ પણ જાતનાં ફળ ઉગેલાં હશે, લાવ ત્યાં જાઉં. આમ વિચારી મહેન્દ્રે કાન્તાને

થોડીવાર વિશ્રામ લેવાનું કહી ઘોડાપર સ્વારી કરી ત્યાંથી ગમર્ન કર્યું. કાન્તા તેની પાછળ જોઇ રહી. મહેન્દ્ર જ્યાં સુધી નજર પહોંચી ત્યાં સુધી વારંવાર પાછળ જોતો ગયો. એકલી પડેલી કાન્તા તેના અદૃશ્ય થયા પછી રડી પડી હૃદય હલકું કરવા લાગી. તેણે સજળ નયને નર્મદા તરફ જોયું. બસ—મારો એમાં જ સમાસ થશે. ચાલ જીવ! હવે વિલંબ શાને કરે છે? વ્યભિચારનું વિષ પીતાં તને અત્યંત આનંદ સાથે ઉતાવળ થતી હતી અને હવે કાળને મળવા જતાં શા માટે કંપે છે? મારા નશીબમાં મરવાનું છે. આ જગતમાં જીવવું હવે ઉચિત નથી. હમણાં ફળની શોધમાં ગએલા મહેન્દ્રસિંહ આવી પહોંચશે અને મને આત્મહત્યા કરતી અટકાવશે. અરેરે! કેવું પવિત્ર હૃદય! આ હતભાગિનીને જીવાડવા તે કેટલા બધા ઉત્સુક છે. પ્રભો! સદા સર્વદા એ વીર યુવકનું કલ્યાણ કરજો. મારે…" આગળ બોલતી કાન્તા એકાએક અટકી. દૂર ગંગામાં સ્નાન કરતા કોઇક માણસનું ગાન સંભળાયું. કાન્તા ગાનને ધ્યાનથી સાંભળવા લાગી. ગંગામાં ન્હાતો માણસ ગાતો હતો કેઃ—

સંસાર સમજ તું શાણા મુસાફળ ખાનું,
કોઇ નથી ટકયું કોઇ નથી ટકવાનું શાણા—
દૂર દેશ તારો પ્યારા, અરે પરદેશી શાણા,
કાલે સવારે ઉઠી તારે તો જવાનું શાણા—સંસાર.
સગાં ને સંબંધી તારાં, પંખીનો મેળો શાણા,
તારૂં જે માન્યું તે તો ન્યારૂં છે થવાનું શાણા—
× × × ×
સંસારના આ ધામમાં વિશ્રાબ છે ઘડી ચારનો,
ઉંઘો ન આવે કામથી, આરામ ના પળવારનો.
× × × ×

આળસ તજી લે તું સજી, તજી તંત આ સંસારનો;
જાવું જરૂર પડશે ઉઠી, ડંકો થતાં દરબારનો.
સત્યની શિરાઇ નીતિ જળે ભરી રાખ શાણા;
ભગવત ભજન ભાતુ ભીડ ભાગવાનું—શાણા.

તા. સું.

ગાનાર સ્નાન કરી બહાર નીકળ્યો, અને કિનારે મુકેલાં વસ્ત્ર બદલી ગંગાને પ્રણામ કરી ચાલ્યો ગયો. ગાનના ભાવાર્થને સમજી કાન્તા બોલી ઉઠી:-" ખરેખર ! સંસારમાં કોઇ કોઇનું નથી. એ ગાન ગાનારને પ્રભુએજ પ્રેરણા કરી મને હિંમત આપવાને મોકલ્યો હશે. નહિ તો આ નિર્જન સ્થાનમાં માણસ ક્યાંથી ? તેણે ગાયેલું ગાન મનેજ લાગુ પડે છે. મારે આ સંસારમાંથી જવાનું છે. મારા મ્હોતનો ડંકા વાગી ચુક્યો છે. ચાલ જીવ ! હવે આ પાપી દેહને ગંગામાં પધરાવી પાપથી મૂક્ત થાઉં." આમ દૃઢ નિર્ણય કરી કાન્તા સાડીનો કચ્છ મારી કિનારે ગઇ અને ત્યાં આવેલી એક ઉંચી ભેખડ ઉપર ચઢી ઉભી રહી. તેણે વહેતા પ્રવાહ સામે દૃષ્ટિ કરી, અંદર ઝંપલાવવાની હિંમત હરાઇ ગઇ. અંતરાત્મા તેને સાહસને માટે અટકાવ કરવા લાગ્યો, દુર્દશાથી મરણને સ્વાધિન થવાનો વિચાર આવતાં પુનઃ કાન્તા રડી પડી; અને ભગ્ન મને બોલવા લાગી:--" હે મન ! તું પ્રબળ થા. તું શા માટે મરવાને ના પાડે છે ? મારે આ સંસારમાં જીવવાની ઇચ્છા નથી. મારે શા માટે જીવવું જોઇએ ? આ સંસારમાં જીવતાં રહેવાથી જનસમાજ મને વ્યભીચારણી કહી તિરસ્કારથી જોશે. અરે તેઓ મારૂં મુખ જોતાં પણ શરમાશે. હાય ! મારે માટે બીજા કોઇને તો નહી પણ મારા પવિત્ર પ્રતાપને કેટલું નીચું જોવું પડશે ? માટે મારે તો મરણને જ ઉત્તમ ગણી

તેનો આશ્રય કરવો જોઈએ." આમ નિશ્ચય કરી કાન્તા ઘુંટણે પડી બે હાથ જોડી પ્રભુની સ્તુતી કરવા લાગી. "હે સર્વત્ર વ્યાપી પિતા ! કુમાર્ગે ચઢેલી આ પાપીણી આત્મ વિસર્જન કરી ક્ષમા યાચવાને આપના દરબારમાં આવે છે. પ્રભુ ! મારાં પાપ અક્ષમ્ય છે; છતાં આ ઘોર પાપીણીની અંત સમયની આપ; પ્રત્યે પ્રાર્થના છે કે જન્મોજન્મ પ્રતાપ જેવા પતીની ચરણ કમળની સેવાનો લાભ આપજો. દયાળુ પ્રભુ ! સર્વનું કલ્યાણ કરજો અને નિષ્ઠુર હૃદયની ક્રૂર કાળરાત્રિનો પરાજય કરજો. દીનદયાળ! આપને મારા અનંત કોટી પ્રણામ છે." કાન્તા પ્રણામ કરી ઉભી થઇ. તેણે આસ-પાસ જોઇ છેલ્લીવારને માટે સૃષ્ટિ સૌંદર્ય જોઈ લીધું. બાદ મન દ્રઢ કરી તેણે બે ડગલાં આગળ ભર્યાં. તેનું જીવન હવે થોડીવારને માટે હતું. નીચે પડતાં જ તેના પ્રાણ પલાયન કરી જશે. કાન્તા ગદ્ગદ્ કંઠે બોલી:-"સંસાર ! ઝેરી સંસાર ! તને પણ મારા પ્રણામ છે. વિદ્વાનોએ તને ભવસાગર કહ્યો છે તે સત્યજ છે. તારા-માંથી પ્રભુ કૃપા સિવાય સુખરૂપ તરવું દુસ્તર છે. હાય ! આ ભાનુ ભગવાન પણ મારી ઉપર કોપાયમાન થઇ સખ્ત તાપથી તપી રહ્યા છે. શામાટે ? એ સૃષ્ટિનાં પાપ-પુણ્યની નિરિક્ષા કરનાર ભાષ્કર ભગવાન ! તમે શામાટે આ હતભાગિની ઉપર કોપાયમાન થઇ લાલ-ચોળ નેત્રે જોઈ રહ્યા છો? હું હવે થોડા સમયની જ મહેમાન છું. મરતાં અગાઉ મારીપર દયા દર્શાવો. દયા એ મહાપુરૂષનો મહાન્ ધર્મ છે. પ્રભુ ! દયા કરો, દયા કરો, હું કુકર્મથી પસ્તાઉં છું અને મરણના સમયે છેલ્લા શબ્દ ઉચ્ચારૂં છું કે:-વ્યભીચાર એ મહાન હળા-હળ વિષ છે, તેનું પાન કરનારનો અંતે નાશ થાય છે. માટે ભાઇઓ અને વ્હેનો ! ચેતજો; વ્યભીચારને પરમ શત્રુ માની તેનાથી

સદાકાળ દૂર નાસજો. ” આમ બોલતી કાન્તાએ પુનઃ આસપાસ જોયું, અને ભેખડને છેક છેડે આવી અર્ધું શરીર ઝુકાવી સજળ નયને બોલવા માંડયું:—

“ જગ ઝેર જેવું જાણીને, વિષ વાસના અળગી કરી,
મન્મોહ ત્યાગી જ્યઉં છું, માગી સ્હાય તારી હે હરી.
નહિ કોઇ છે સંસારમાં, સત્ય વદું હું કરગરી,
દયો નિશદિન પતિ ચરણ સેવા, માગું સુખથી ફરી ફરી.

મારા પ્રતાપની સેવા એજ મારા મનની અંત સમયની શ્રેષ્ઠ ઇચ્છા. તેને પૂરી કરવી પ્રભુ આપના હાથમાં છે. જય, જય, અધમ ઉદ્ધારક પ્રભુ! આપનો જય થાઓ. ” કહી કાન્તાએ આંધળીયાં કરી નર્મદાના પ્રવાહમાં પડતું નાખ્યું. જળમાં ધબાકો થયો. પાણી ઉંચે ઉછળ્યું, કાન્તા તળીએ ગઈ. પાણી ઉપર કુંડાળાં વળ્યાં. એ સમયેજ મહેન્દ્ર પરસેવાથી તરબોળ થઈ ઘોડા સાથે ભેખડ ઉપર આવ્યો; અને વ્યાકુળ ચિત્તે આસપાસ જોઈ બોલી ઉઠયો:—“હતભાગિની કાન્તા ! ત્હેં આખરે આત્મહત્યા કરી ? હું નહોતો ધારતો કે તું આવું સાહસ કરીશ. હું તારાથી દૂર ગયો તેથી જ તને સમય મળ્યો. પ્રભુ ! તારા આત્માને ચિરકાળની શાન્તિ આપો. ” આમ બોલી તેણે જળ સામે જોયું, કાન્તાના શબને દૂર તણાઇ જતું નિહાળ્યું. હાય ! કાન્તા તું આખરે આ સંસારને તજી ચાલી ગઇ ? બસ આજથી તારા જીવનની સમાપ્તિ થઇ. તારે ને મારે ઘણું છેટું પડી ગયું. તને બચાવવા જળમાં ઝંપલાવવું એ હવે નિરર્થક છે. હા ! તારી આવી દુર્દશા જોઈ મને ઘણું લાગી આવે છે, તારૂં કરૂણા જનક કોમળ મુખ દ્રષ્ટિ સમક્ષ ખડું થાય છે. કાન્તા ! કાન્તા ! તારા પ્રારબ્ધમાં આવું દુઃખદાયક મ્હોત લખાએલું જોઇ હું કંપું છું—મુઝાઉં છું.

તેનો આશ્રય કરવો જોઈએ." આમ નિશ્ચય કરી કાન્તા ઘુંટણે પડી બે હાથ જોડી પ્રભુની સ્તુતી કરવા લાગી. "હે સર્વત્ર વ્યાપી પિતા ! કુમાર્ગે ચઢેલી આ પાપીણી આત્મ વિસર્જન કરી ક્ષમા યાચવાને આપના દરબારમાં આવે છે. પ્રભુ ! મારાં પાપ અક્ષમ્ય છે; છતાં આ ઘોર પાપીણીની અંત સમયની આપ પ્રત્યે પ્રાર્થના છે કે જન્મોજન્મ પ્રતાપ જેવા પતીની ચરણ કમળની સેવાનો લાભ આપજો. દયાળુ પ્રભુ ! સર્વનું કલ્યાણ કરજો અને નિષ્ઠુર હૃદયની ક્રૂર કાળરાત્રિનો પરાજય કરજો. દીનદયાળ! આપને મારા અનંત કોટી પ્રણામ છે." કાન્તા પ્રણામ કરી ઉભી થઇ. તેણે આસપાસ જોઇ છેલ્લીવારને માટે સૃષ્ટિ સૌંદર્ય જોઈ લીધું. બાદ મન દ્રઢ કરી તેણે બે ડગલાં આગળ ભર્યાં. તેનું જીવન્ હવે થોડીવારને માટે હતું. નીચે પડતાં જ તેના પ્રાણ પલાયન કરી જશે. કાન્તા ગદ્‌ગદ્ કંઠે બોલી:–" સંસાર ! ઝેરી સંસાર ! તને પણ મારા પ્રણામ છે. વિદ્વાનોએ તને ભવસાગર કહ્યો છે તે સત્યજ છે. તારામાંથી પ્રભુ કૃપા સિવાય સુખરૂપ તરવું દુસ્તર છે. હાય ! ... ભગવાન પણ મારી ઉપર કોપાયમાન થઇ સખ્ત તાપથી તપી રહ્યા છે. શામાટે ? એ સૃષ્ટિનાં પાપ–પુણ્યની નિરિક્ષા કરનાર ભાષ્કર ભગવાન ! તમે શામાટે આ હતભાગિની ઉપર કોપાયમાન્ થઇ ... ચોળ નેત્રે જોઈ રહ્યા છો? હું હવે થોડા સમયની જ મહેમાન ... મરતાં અગાઉ મારીપર દયા દર્શાવો. દયા એ મહાપુરૂષનો મહાન્ ... છે. પ્રભુ ! દયા કરો, દયા કરો, હું કુકર્મથી પસ્તાઉં છું અને મરણના સમયે છેલ્લા શબ્દ ઉચ્ચારૂં છું કે:–વ્યભીચાર એ મહાન હળાહળ વિષ છે, તેનું પાન કરનારનો અંતે નાશ થાય છે. માટે ભાઇઓ અને બ્હેનો ! ચેતજો; વ્યભીચારને પરમ શત્રુ માની તેનાથી

સદાકાળ દૂર નાસજો. ” આમ બોલતી કાન્તાએ પુનઃ આસપાસ જોયું, અને ભેખડને છેક છેડે આવી અર્ધું શરીર ઝુકાવી સજળ નયને બોલવા માંડયું:—

“ જગ ઝેર જેવું જાણીને, વિષ વાસના અળગી કરી,
મનમોહ ત્યાગી જાઉં છું, માગી સ્હાય તારી હે હરી.
નહિ કોઇ છે સંસારમાં, સત્ય વદું હું કરગરી,
દયો નિશદિન પતિ ચરણ સેવા, માગું મુખથી ફરી ફરી.

મારા પ્રતાપની સેવા એજ મારા મનની અંત સમયની શ્રેષ્ટ ઇચ્છા. તેને પૂરી કરવી પ્રભુ આપના હાથમાં છે. જય, જય, ઉદ્ધારક પ્રભુ! આપનો જય થાઓ. ” કહી કાન્તાએ આંધળીયાં નર્મદાના પ્રવાહમાં પડતું નાખ્યું. જળમાં ધબાકો થયો. પાણી ઉંચે ઉછળ્યું, કાન્તા તળીએ ગઈ. પાણી ઉપર કુંડાળાં વળ્યાં. એ સમયેજ મહેન્દ્ર પરસેવાથી તરબોળ થઈ ઘોડા સાથે ભેખડ ઉપર આવ્યો; અને વ્યાકુળ ચિત્તે આસપાસ જોઈ બોલી ઉઠયો:—“હતભાગિની કાન્તા ! ત્હેં આખરે આત્મહત્યા કરી ? હું નહોતો ધારતો કે તું આવું સાહસ કરીશ. હું તારાથી દૂર ગયો તેથી જ તને સમય મળ્યો. પ્રભુ ! તારા આત્માને ચિરકાળની શાન્તિ આપો. ” આમ બોલી તેણે જળ સામે જોયું, કાન્તાના શબને દૂર તણાઇ જતું નિહ [illegible] કાન્તા તું આખરે આ સંસારને તજી ચાલી ગઇ ? બ[illegible] જીવનની સમાપ્તિ થઇ. તારે ને મારે ઘણું છેટું [illegible] બચાવવા જળમાં ઝંપલાવવું એ હવે નિરર્થક છે. [illegible] દુર્દશા જોઈ મને ઘણું લાગી આવે છે, તારૂં કરૂણા[illegible] મુખ દૃષ્ટિ સમક્ષ ખડું થાય છે. કાન્તા ! કાન્તા ! તારા[illegible] આવું દુઃખદાયક મ્હોત લખાએલું જોઇ હું કંપું છું-મુજ[illegible]

સંસારમાં સ્વેચ્છ વિહાર કરતાં યુવક યુવતીઓ જરીક જ્ઞાન દૃષ્ટિએ જોજો, અને વૃત્તિયોને અનીતિને રસ્તે ઉશ્કેરવાથી કેવું પરિણામ આવે છે તે આ નિર્ભાગી કાન્તાના દૃષ્ટાંતથી સમજજો. હા! કાન્તા! તારા પશ્ચાતાપના શબ્દોનું સ્મરણ થતાં મારૂં હૃદય દુઃખથી દ્રવે છે; અને પ્રભુ તારા આત્માને શાન્તિ આપો એમ યાચે છે, હીનભાગ્ય કાન્તા! તારો વૈકુંઠમાં વાસ થજો અને પુનર્જન્મમાં તારો અવતાર સુખમાં થજો." આમ બોલતો મહેન્દ્ર કાન્તાના તણાઇ જતા શબને નિહાળી નાના બાળકની માફક રડવા લાગ્યો. જોત જોતામાં કાન્તાનું શબ દૃષ્ટિ મર્યાદામાંથી અદૃશ્ય થઇ ગયું. મહેન્દ્ર આંસુ લ્હોઈ ઘોડાને દોરી નીચે ઉતર્યો; તેણે ગંગામાં સ્નાન કર્યું. ત્યાર બાદ અશ્વને નવરાવી વૃક્ષ તળે આવીને બેઠો. ધીમે-ધીમે સઘળા બનાવ તેની નજરે તરી આવ્યા. મહેન્દ્ર શોકાતુર થઇ ઘણીવાર સુધી ત્યાં બેસી રહ્યો. બપોર નમ્યા, સાંજ પડી, તાપ ઓછો થયો. મહેન્દ્ર આગળ જવાને ઉભો થયો. તેણે નર્મદાને પ્રણામ કરી ઘોડાને ત્યાંથી દોડાવી મૂક્યો; અને સાયકાળ થતાં પહેલાં તો મણીપુર નામક નગરને પાદરે આવી પહોંચ્યો. રામનગર ત્યાંથી માત્ર પાંચજ ગાઉ દૂર રહ્યું. સવારમાં રામનગર જવાની ઇચ્છાથી તેણે મણીપુરમાં રાત ગાળવાના ઇરાદાથી પ્રવેશ કર્યો.

M. C. Gajjar

## પ્રકરણ ૭ મું.

### " હૃદયની વ્યાકુળતા. "

સંધ્યાનો સમય થયો હતો. ગાયોનાં વૃંદ ગામ તરફ ગમન કરતાં હતાં. નર્મદાનું જળ ગંભિર ભાવે વહન કરતું હતું. આવા રમણિય સમયે નર્મદાનાં ઉંચાં અને અગમ્ય કોતરોમાંની એક ઉંચી ભેખંડ પર સુદૃઢ બાંધાનો અને ગૌરવર્ણનો એક યુવાન ચિંતાતુર વદને ત્યાં પડેલા પત્થર પર બેઠેલો હતો. તે યુવાન સાદાં વસ્ત્રથી ઘણો સુંદર જણાતો હતો. તેણે સ્વચ્છ ધોતીયું અને પહેરણ પહેરેલું હતું. તેના માથાના વાળ પવનથી ઉડી ગરદનપર છૂટા છવાયા પથરાયા હતા. પાસેજ તેની વ્હાલી તલવાર પડેલી હતી. તે વારંવાર ચિંતાગ્રસ્ત મુખે આકાશ તરફ જોઇ મનમાં કંઇક ગણગણતો હતો.

પ્રિય વાંચકો ! આ યુવાન તે આપણો પરિચિત પ્રતાપસિંહ હતો.

જે સમયે ભયંકર આગમાંથી પ્રતાપ અને પ્રમિલા રાજકુમાર રામસિંહને બચાવી બહાર નીકળ્યાં, તે વખતે દેશભક્ત ધર્મદાસ હમીરને તેડી માર્ગમાં ઉભો હતો. તે પણ તેમની સાથે નાસવા લાગ્યો. કાળરાત્રિએ તેઓને પકડવા યા મારવા ઘણાએ ધમપછાડા માર્યા પણ પ્રભુ રાખનાર તેને કોણ મારનાર ? પ્રતાપ–પ્રમિલા અને ધર્મદાસ એક આડે રસ્તે થઇને નગર બહાર નીકળી ગયાં. કાળરાત્રિએ કંટકસિંહ નામક સરદારને સૈનિકો સાથે તેમની પાછળ દોડાવ્યો. પ્રતાપે તેને પાછળ આવતો જોયો. પ્રાણ બચાવવા અને રાજકુમારનું રક્ષણ કરવા પ્રતાપ પ્રમિલા અને ધર્મદાસ ભૂખ–તરસ સહન કરતાં આ જંગલેથી બીજે જંગલ એમ નાસવા લાગ્યાં. આ કંટકસિંહ આવ્યો, આ પકડાયાં, એમ

ભણકારા વાગવા માંડયા. કંટકસિંહ પણ તેમને પકડવાની દૃઢ પ્રતિજ્ઞા કરી જંગલે જંગલ ફરતો હતો. એવી રીતે થોડાક દિવસ પછી એક સાંજના સમયે પ્રમિલાને તરસ લાગવાથી સૌએ એક જળાશય સમિપ મુકામ કર્યો હતો. પ્રતાપ જળાશયમાંથી જળ લઇ આવ્યો. પ્રમિલા પાણીનું પાત્ર મુખે અરાડે છે એ અરસ્સામાંજ દૂર ઘોડાઓની પડઘીઓના અવાજ સંભળાયા. પ્રમિલા પાણી પીધા વીના બાળરાજાને ઉંચકી ઉભી થઇ ગઇ. ધર્મદાસે હમીરને ઉપાડી લીધો. પ્રતાપે ત્યાં આવેલા એક ઉંચા ઝાડ ઉપર ચઢીને જોયું તો જણાયું કેઃ—કંટકસિંહ સૈનિકો સાથે આ તરફ આવે છે. પ્રતાપ ગભરાયો અને શું કરવું તેના વિચારમાં પડયો. એકાએક તેને એક યુક્તિ સુજી આવી. તે ઝપાટાબંધ ઝાડપર ચઢી ગયો અને તેણે માથે બાંધેલો ફેંટા ઉકેલી તેનો છેડો નીચે નાખ્યો; અને તે વડે તેણે દરેકને વારાફરતી ઉપર ખેંચી લીધાં. તે ઘટાવાળા વૃક્ષમાં સઘળાં ગુપચૂપ લપાઇને બેસી રહ્યાં. બાદ થોડી વારે કંટકસિંહ તેનાં સૈનિકો સાથે ત્યાં આવ્યો. રાત્રિ પડી ચૂકી હતી, અંધકારે ઉપર છુપાએલાંઓને ઘણી સારી મદદ કરી. કંટકે તે વૃક્ષની નીચે મુકામ કરી સર્વને ખાવાની આજ્ઞા આપી. તેની સાથે ચાલીસ સૈનિકો હતા. આખા દિવસની રખડથી તેઓ ભૂખ્યા ડાંસ જેવા બની ગયા હતા. તેઓ જમીનમાં ખાડા ખોદી, આસપાસથી લાકડાં વિણી લાવી દેવતા સળગાવી સાથે રાખેલા લોટની બાટીઓ બનાવવા લાગ્યા. લગભગ બે કલાકે સઘળા ખાઇ પી નિવૃત્ત થયા. ત્યાર બાદ કંટકસિંહે મશાલો સળગાવી આગળ ચાલવાનું શરૂ કર્યું. તેઓના ગયા પછી પ્રતાપ વૃક્ષ ઉપરથી નીચે ઉતર્યો; અને હવે ભય નથી ધારીને સઘળાંને નીચે ઉતાર્યાં. પ્રભુનો ઉપકાર માની તેઓ ત્યાંથી આગળ ચાલવા લાગ્યાં. છ-સાત દિવસની રખડથી તેમના ચ્હેરા નિસ્તેજ અને વસ્ત્ર મલિન

થઇ ગયાં હતાં. એવી રીતે કષ્ટ સહન કરતાં તેઓ સૂર્યપુર નગર આગળ આવી પહોંચ્યાં. નગરને પાદરે એક એકાન્ત જગ્યાએ મુકામ કરી પ્રતાપે પાસે રાખેલી એક સુવર્ણ મુદ્રા કાઢી અને તેને ધર્મદાસને આપતાં કહ્યું:-તમે નગરમાં જઇને આ મુદ્રાને વેચી નાખો, અને તેનાં નાણાંમાંથી એક માસ ચાલે એટલું અનાજ અને જોઇતાં વાસણ લઈ આવો. ધર્મદાસ મુદ્રા લઇ નગરમાં ગયો; અને એકાદ કલાકના સુમારે સર્વ ચીજો લઇ પાછો આવ્યો. પ્રતાપ આનંદ પામ્યો. પ્રમિલાએ ઝપાટાબંધ રસોઇ બનાવી દીધી. છ–સાત દિવસથી ફળાહાર કરી રહેલાં રાજવંશીઓ આજે આનંદથી અન્ન પ્રાસન્ન કરવા લાગ્યાં. ખાઇ પી સ્વસ્થ થઇ પુનઃ પ્રતાપે ચાલવાનું સૂચન કર્યું. તેનો વિચાર કોઇ નિર્ભય સ્થાને પહોંચવાનો હતો. ઘણા કષ્ટને અંતે તેઓ નર્મદાનાં ગહન અને ઉંડાં કોતરોમાં આવ્યાં ત્યાં આગળ પ્રતાપે મુકામ કરવાનું ઉચિત ધાર્યું. પ્રતાપ અને ધર્મદાસે થોડી વારમાં એક કામ ચલાઉ ઝુંપડું તૈયાર કરી દીધું. તેની અંદર એ રાજ્યકુટુંબ આનંદથી નિવાસ કરી કાળ નિર્ગમન કરવા લાગ્યું. રામસિંહ અને હમીર નિર્દોષ રમ્મત ગમ્મત કરી આનંદ કરવા લાગ્યા. ધર્મદાસ રાત–દિવસ ઝુંપડી આગળ બેસી રહેતો. આવી રીતે એ કોતરમાં રહે તેમને ઘણા દિવસ થઇ ગયા. બાદ એક સાયંકાળના સમયે ગત બનાવ યાદ આવતાં ચિંતાતુર મુખે વીર પ્રતાપ ઝુંપડામાંથી નીકળી પાસે આવેલા ઉંચા કોતર પર ગયો અને ત્યાં પડેલા પત્થર પર બેઠેલો આપણે જોયો. તે શું વિચાર કરે છે તે હમણાં જણાશે. તે ઘણી વાર ચિંતાગ્રસ્ત મુખે આસપાસ જોતો બેસી રહ્યો. પોતાની દુર્દશાપર કંટાળો આવ્યો. અંતે ઉંડી હાય મારી મન સાથે બોલી ઉઠયો, “ હા ! પ્રારબ્ધ ! તારી વિચિત્રતા અવનવી છે. અમને દુઃખમાં દટાએલાં

રાખવામાં તારો શું ગુઢ હેતુ સમાએલો છે તેની મને સમજ પડતી નથી. હવે હદ થઈ. જો તને મારી દયા ન આવતી હોય તો કાંઇ નહિ, પણ સુખ ભોગવવાને સર્જાયેલા રાજપુત્ર રામસિંહને સુખી કર. તે નિર્દોષ બાળકે તારૂં કંઇ બગાડયું નથી, તેની પર દયાની નજરે જો. મહેલમાં રહેનારાંઓએ ભાગ્યના ખેલથી આ ઉંડાં કોતરમાં નિવાસ કર્યો છે. અમે રસ્તાનાં ભટકતાં ભીખારી થઇ ગયાં છીએ. ઓ ! વિભો ! મારી ધારણાઓ ધુળમાં મળી છે, આશા નિરાશામાં બદલાઇ ગઈ છે. અરેરે ! આ પ્રારબ્ધની ફરીયાદ હું કોના દરબારમાં જઇને કરૂં ? ખરેખર એક ઉર્દુ કવીએ કહ્યું છે કેઃ—

અરમાન બહોત રખતેથે હમ સબળા દિલમેં ચમનકે,
બૈઠે ન ખુસીસેં કભી સાયે કે તલે હમ;
અબ પહેલેહી આધાઝમેં પામાલ હુવે હાય,
ફરિયાદ કીસીસેં કરે કિસ્મત્ કે જલે હમ.

અમારૂં ભાગ્ય ભયાનક થયું છે. હે ઇશ્વર ! હવે આધાર ફક્ત તમારોજ છે. શત્રુઓ ચારે તરફ શોધમાં ફર્યા કરે છે. પકડાઈ જઇશું તો શું થશે ? આ વિચાર આવતાં તે કંપ્યો, તેણે પાસે પડેલી સમશેર સામી દૃષ્ટિ કરી. શૌર્યનો જુસ્સો ઉભરાઇ આવ્યો, તે વિકટ હાષ્ય કરીને ઉભો થઇ બોલી ઉઠયોઃ—" દુષ્મનનો ભાર નથી કે આ કેશરીને સપડાવી શકે. આ પ્રતાપ જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી ક્રૂર કાળરાત્રિ સુખે રાજ્ય કરી શકશે નહિ. હું સમયની રાહ જોઉં છું. સમય પ્રાપ્ત થતાંજ હું કૃતાંત કાળરૂપ બની તે નીચ રાણીનો તેના મદદગારો સાથે નાશ કરીશ. ઓ ધુર્ત રાણી ! તું અબળાના અવતારમાં આવી ભયંકર રાક્ષસી હોઇશ, એમ હું નહોતો ધારતો.

હા ! જે તારો પુત્ર ગણાય તે રાજપુત્ર રામસિંહે તારૂં શું અનિષ્ટ કર્યું છે કે જેથી ત્હેં તેને પણ સુખરૂપ સ્વર્ગમાંથી હડસેલી રસ્તાનો રખડતો ભીખારી બનાવ્યો છે ? હાય ! હું પણ કંટાળ્યો છું. હું શું કરૂં ? ક્યાં જાઉં ? હું સઘળાંનો ત્યાગ કરી સંન્યાસી થઇ જાઉં ? પ્રતાપ વિચારમાં પડી અંતે બોલ્યોઃ—ના, ના, ક્ષત્રિય વીર, દુઃખથી ડરી કદાપિ એવું હલકું પગલું ભરશે નહિ. હું વીર છું, તલવાર પકડવાને શક્તિવાન છું. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે:—

उदयति यदि भानु पश्चिमे दिग्विभागे ।
विकसति यदि पद्मं पर्वतानां शिखाग्रे ॥
प्रचलति यदि मेरू शीततांयति वह्नि ।
न चलती खलु वाक्यं सज्जनानां कदाचित् ॥

ભલે પૂર્વમાં ઉગતો સૂર્ય પશ્ચિમે ઉગે, ભલે પર્વતનાં શિખર ઉપર પદ્મ કમળ ખીલે; ભલે પર્વત ડોલાયમાન થાય, ભલે અગ્નિ શીતળ થઇ જાય; તો પણ સત્પુરૂષો પોતાના સત્યાગ્રહમાંથી કદી પાછી પાની કરતાજ નથી. તે પ્રમાણે હું જ્યાં સુધી આ દેહમાં પ્રાણ ટકી શકશે ત્યાં સુધી રાજપુત્રનું રક્ષણ કરીશ, અને જુલ્મી રાણીના હાથમાંથી રામનગરનું રાજ્ય લઇ લેવાનો પ્રયત્ન કરીશ. મારો આત્મા કહે છે કે તારા પ્રયાસથીજ રામનગરનો ઉદ્ધાર થશે. બસ મારો પણ એજ નિશ્ચય છે કે જીવવું ત્યાં સુધી દેશના ઉદ્ધારમાં તન મન અને ધનની આહુતી આપી જુલ્મીઓને જડમૂળથી ઉખેડી નાખવાં. હા ! ઓ ભીખમાગતી ભીખારણ ! તું આવી ભયંકર ભામિની બની ? તારા શિરછત્ર સ્વામીનો નાશ કરી રાજ્યની માલીક થઇ ? અરે એટલેથીજ નહિ વિરામતાં ત્હેં અનેક નિરપરાધી જનોનાં લોહી વહેવરાવ્યાં ? હા ! તે સઘળું યાદ આવતાં આ દેહમાં આગના ભભુકા

ઉડે છે. હા ! એ ઝેરી નાગણની વિષ જવાળથી આ પ્રતાપ રાજ-પુત્ર સાથે વનવાસી થયો છે. મિષ્ટ અન્ન જમનાર રામસિંહ આજે એક રોટલાના ટુકડા માટે રડે છે. ઓ રાક્ષસી ! પાપીની .! તને તારા કર્મનો બદલો અવશ્ય મળશે; પ્રભુનો કોપ તારી ઉપર જરૂર ઉતરશે. એવક્ષા રાણી ! તું એમ સમજતી હોઈશ કે રાજ્યવંશને નિર્મૂળ કરી સુખે રાજ્ય કરીશ, પણ એમ સમજતી નહિ. આ પ્રતાપ વિષધર નાગ છે, ભયંકર આગનો તનખો છે. ” આમ બોલતો પ્રતાપ ક્રોધથી ઉગ્ર દેખાવા લાગ્યો.

આ સમયે પ્રતાપને ખોળતો વૃદ્ધ ધર્મદાસ ત્યાં આવી ચઢયો. પ્રતાપની સ્થિતિનું અવલોકન કરતાંજ એ રાજ્યભક્ત વૃદ્ધ સરદારનું દિલ ડંખવા લાગ્યું. તે શાન્તિથી ત્યાં ઉભો રહી પ્રતાપના મુખ સામે નિહાળી રહ્યો. ઉગ્ર ક્રોધી પ્રતાપ આંખ્યોમાંથી અગ્નિકણો વરસાવતો હજી બોલતો હતો કેઃ–“ બસ હવે વૈરનુંજ આવ્હાન કરવું ઉચિત છે. ઓ વૈર! તું આવ અને મારી નસે–નસમાં પ્રસરી જા. ઓ ક્રોધ ! તું મારા શાન્ત મનરૂપ નગરનું સામ્રાજ્ય પદ ધારણ કર. ઓ સુકોમળ શરીર ! તું જાલીમોના જુલમનો વરસતો વરસાદ સહન કરવાને સામર્થ્યવાન થા, અને ઓ શક્તિ સ્વરૂપ સમશેર ! તું સત્યની સદાકાળ સ્હાયક રહી શત્રુનાં શિર છેદવા તત્પર થા. ઓ અભાગણી રાણી ! તું હવે આ વીરના સપાટામાંથી છટકી શકશે નહિ.

જ્વલંત ક્રોધાગ્નિ પ્રકટી છે આ દેહમાં,<br>
ચાપું પાતાળમાં જાણ પળ એકમાં;<br>
આ પાદ પ્રહારથી ધરણી જો ધમ ધમે,<br>
થર થરે કળ કળે પાપીઓ બળ વડે.

જોઉં છું-જોઉં છું દુષ્ટ કૃત્યો તમ તણાં,
ન રાખશો-ન રાખશો કુકર્મમાં હવે મણા;
સત્યને રક્ષવા મમ ભૂજ બળ છે અતી,
અસત્યને તોડવા પ્રચંડ છે આ અસી."

આમ બોલતો વીર પ્રતાપ રકત નેત્રે તલવારને ઉંચી કરી જોઇ રહ્યો. તેનું સમસ્ત શરીર ક્રોધાધિન થઇ કંપવા લાગ્યું. આવી વિકળ દશામાં જો પ્રતાપ ઘણીવાર રહેશે તો મહા અનિષ્ટ પરિણામ આવશે ધારીને વૃદ્ધ ધર્મદાસ આંગળ આવ્યો. તેને જોતાંજ પ્રતાપ ઉન્મત્ત દશામાં બોલી ઉઠ્યોઃ-"તું કોણ ?"

"હું ધર્મદાસ. પ્રતાપસિંહ ! સ્વસ્થ થાઓ." ધર્મદાસે કહ્યું.

"ધર્મદાસ ! હું સ્વસ્થ છું. આવો આ શીલા પર બેસો." કહી પ્રતાપે તલવાર નીચે મૂકી પુનઃ પત્થરપર સ્થાન લીધું.

ધર્મદાસે પત્થરપર બેસી કહ્યું:-"ભાઇ ! તમે સારી રીતે જાણો છો કે વૃથા ક્રોધ કરવાથી કંઇ પણ વળનાર નથી. સમય આવે ક્રોધને સ્થાન આપવું હિતકારક છે. માટે હાલમાં તો શાન્તિ ધારણ કરી જોયા કરો કે શું થાય છે. પાપનો કુંભ સંપૂર્ણ ભરાતાં આપોઆપ ફુટી જશે અને તેજ પળે અધર્મીઓની ઉપર કુદરત કાળો કેર વર્તાશે."

"ધર્મદાસજી ! આપનું કહેવું યથાર્થ છે. હું સમજું છું કે નકામો ક્રોધ કરવાથી કંઇ પણ વળનાર નથી; પણ ગત બનાવો વારંવાર મારી નજરે તરી આવે છે. રાજકુમાર રામસિંહને તથા હમીરને ફાટાં તુટાં વસ્ત્ર સાથે આ સ્થળે રમતા જોઇ મારૂં હૃદય વિદિર્ણ થઇ જાય છે. ધર્મદાસ ! ધર્મદાસ ! મને કંઇ પણ સુઝતું નથી. મારૂં મન મુંઝાયા કરે છે. હા ! સુકોમળ પ્રમિલા ! કે જેને લગીર પણ કષ્ટનો અનુભવ થયો નથી, તે રાજભકત બાળા આજે કેટલું અસહ્ય સંકટ સહન

કરે છે. કુસુમ અને મહેન્દ્રના વિચાર તો આ હૃદયને હચમચાવી મૂકે છે. કહો ધર્મદાસ! આવી અસહ્ય અશાન્તિમાં હું શાન્તિ અને ધિરજ કેવી રીતે ધરી શકું ? અરેરે! જે રામનગરમાં શાન્તિનું સામ્રાજ્ય અને સત્યનું તેજ ચારે દિશાએ ઝગઝગી રહેલું હતું, હા! તેજ નગરમાં આ સમયે અધર્મીઓની સત્તાથી વિકાળ કાળનો ભયંકર અંધકાર મુખ વિકાશીને ઉભો રહ્યો છે. પ્રજાજનો પણ સ્વાર્થાંધ થઇ પરસ્પરમાં વિરૂદ્ધ ભાવ ધારણ કરી રહ્યાં છે. રણઘેલા યોદ્ધાઓ કુટિલ કાળરાત્રિની સ્વાર્થ જાળમાં જકડાઇ શ્વાનની માફક ઉદર પોષણ કરી બેસી રહ્યા છે. ધર્મદાસ! આપનું પરિણામ ઘણું અનિષ્ટ આવશે, અને સર્વ ભક્ષી કાળ સમય જતાં સર્વનો ગ્રાસ કરશે: ". આટલું લંબાણ ભાષણ કરી પ્રતાપ એક દીર્ઘ નિ:શ્વાસ નાખી ધર્મદાસના મુખ સામે જોઇ રહ્યો.

ધર્મદાસઃ—"વીરનર ! મનને વધારે વ્યાકુળ કરીશ નહિ. હમ્મેશાં અનિષ્ટમાંથીજ સારાં પરિણામ નિપજે છે. જો કાળરાત્રિ આટલી ક્રૂર થઇ ન હોત, તો તારા જેવા વીરને તેના બળનું પ્રતિભાન કરાવવાનો સમય ક્યારે મળત ? પ્રતાપ! તું દેશનો ઉદ્ધારક દેવ છે, તારાથીજ ભવિષ્ય ઉજળું છે. કાળરાત્રિનો નાશ કરી રામનગરના સિંહાસને કુમાર રામસિંહને બેસાડવાનો યશ તારા ભાગ્યમાંજ લખાયેલો છે."

પ્રતાપઃ—" તે તો જયારે થવાનું હશે ત્યારે થશે, પણ હાલમાં સ્વર્ગભૂમિ જેવું રામનગર નિસ્તેજ અને સ્મશાનવત્ બની ગયું છે. પુણ્યશાળી વીરનરો સદાને માટે અદૃશ્ય થઇ ગયા છે. જે રામનગરનાં બાળકો સુવર્ણના હિંચકા પર બેસી આનંદથી હિંચતાં હતાં, તેનાં બાળકો આજે જુલ્મગાર કાળરાત્રિના કોપથી પર ઘર ભટકી ટુકડા માગી ખાય છે. જે રામનગરના યોદ્ધાઓ તેમના વીર-

નાદથી દસ દિગ્પાળોને ડોલાવતા હતા, હા! તેજ વીરભૂમિના વીર પુત્રોનાં સંતાનો કાયર પાખંડી-સ્વાર્થી અને લાલચુ બની કાળરાત્રિનું દાસત્વ સ્વિકારી બેસી રહ્યા છે. સમય તારી પણ બલીહારી છે. જ્યાં અધમતા થાય છે ત્યાંથી લક્ષ્મી-વિદ્યા-કળા વગેરેનો નાશ થાય છે. સમૃદ્ધિવાન સુમનગર આજે નિર્ધન અને નિર્માલ્ય બની ગયું છે. ધર્મદાસજી ! આવું પરિણામ નિહાળી આ હૃદય ચીરાઈ જાય છે. ”

ધર્મદાસઃ-“તું આજે આટલો બધો વ્યાકુળ શા માટે બની જાય છે? ધર્માત્માઓને સદાકાળ દુઃખ હોતું નથી, તેમને તો કષ્ટ એ કસોટી રૂપજ હોય છે. દુઃખથી ડગે નહિ એજ વીર કહેવાય છે. ”

પ્રતાપે પુનઃ નિઃશ્વાસ નાખ્યો. એ અરસામાં સામેથી રામસિંહ અને હમીરસિંહ એક બીજાની આંગળીઓ પકડી આમ તેમ જોતા ત્યાં આવતા જણાયા. તેમને જોઇ ધર્મદાસ બોલી ઉઠયોઃ- “પ્રતાપ! જો સામેથી રામસિંહ અને હમીર આપણને ખોળતા અહિં આવે છે.”

પ્રતાપે એ તરફ જોયું. બન્ને બાળકોને જોઈ પ્રતાપ સર્વ શોક ભૂલી ગયો અને આનંદયુકત વદને તેમની સામે દોડયો. બન્ને કુમારો મ્હોટાભાઇ કહી તેને વળગી પડયા. ધર્મદાસ પણ ત્યાં આવી ઉભો રહ્યો. ધર્મદાસને જોઇ રાજકુમાર સ્હેજ રોપયુકત વદને બોલ્યોઃ-“ તમે હજી અહિંજ છો કે ? વાહરે વાહ, તમે તો મ્હોટાભાઇને બોલાવવા આવ્યા હતા ને ? ચાલો, હવે જલ્દી ચાલો, અમારા પેટમાં ભૂખે તો મોટો ભડકો કર્યો છે. ”

ધર્મદાસ કુમારને બાહુમાં ખેંચી બોલ્યોઃ-“ હું શું કરૂં ? આ મ્હોટાભાઈ અહિંથી ખસતાજ નથીને. ”

“ કાં મ્હોટાભાઇ ! હવે ચાલોને ? મારી મોટી બ્હેન ક્યારનીએ

રાંધી રાહ, જોઇ રહી છે, અને તેને પણ ભૂખ લાગવાથી સુનમુન જેવી બની ગઈ છે." રામસિંહે કહ્યું.

"ત્યારે હવે આપણે ચાલીશું ? પ્રતાપે પૂછ્યું.

"નાજી, જો હજી ચાલવાની મરજી ન હોય તો અહિં સુખેથી બેસી રહો. અમે પણ ભુખના દુઃખથી પેટમાં પગ ઘાલી તમારી પાસે નિરાંતે બેસી રહીશું." હમીર વચમાં બોલી ઉઠ્યો.

"ચાલો મારા ભાઇઓ ચાલો. હું હવે વધારે વાર તમને દુઃખી નહિં કરૂં." કહી પ્રતાપે બન્ને બાળકોના હાથ પકડી ચાલવા માંડયું. ઝુંપડી દેખતાંજ હમીર આગળ દોડી ગયો અને પ્રમિલાની પાસે પહોંચી ખાવાની ઉતાવળ કરવા લાગ્યો. પ્રતાપ-ધર્મદાસ અને કુમાર પણ આવી પહોંચ્યા. પ્રમિલાએ ભોજન પીરસ્યું. સઘળાએ સાથે બેસી આનંદથી ભોજન કરી લીધું.

## પ્રકરણ ૮ મું.

### "પકડાયાં."

ચંદ્રની શ્વેત ચંદ્રિકા સર્વત્ર ફેલાઇ રહી હતી. પ્રતાપ-પ્રમિલા-ધર્મદાસ ઝુંપડીના ચોગાનમાં બેસી વાતો કરતાં હતાં. રામસિંહ અને હમીર સંતાકુકડી રમી આનંદ કરતા હતા. મોડીરાત સુધી વાર્તાવિનોદ કરી સઘળાંએ શયનની તૈયારી કરી. પ્રમિલા બન્ને બાળકોને લઇ ઝુંપડીમાં જઇ સુતી. ઝુંપડીના દ્વાર આગળ પ્રતાપ અને ધર્મદાસે શયન કર્યું. ચંદ્રની ખુશનુમા ચાંદની અને નર્મદાના શીતળ પવનથી સઘળાં અલ્પ સમયમાં નિદ્રાને ખોળે પડયાં. મધ્યરાત્રિનો

સુમાર થવા આવ્યો. સર્વત્ર શાન્તિ છવાએલી હતી. તેમાં પવન અને નર્મદાનું વહન શાન્તિમાં ભંગ પાડતું હતું. ક્વચિત્ ઉંડાં કોતરોમાં વસતાં હિંસક પ્રાણીઓના અવાજ સંભળાતા હતા. આવા શાન્તિના સામ્રાજ્યમાં ચાળીસેક ઘોડેસ્વારના ટોળાએ પ્રતાપના કોતરની બીજી બાજુએ આવી પડાવ નાખ્યો. એ ટોળું બીજા કોઇનું નહિ પણ દુષ્મનોનું હતું. કંટકસિંહ ત્યાં આવી ચઢ્યો હતો. તેણે બે સિપાહીઓને સારી જગાની શોધમાં મોકલ્યા. "સ્વચ્છ જગાની શોધમાં નીકળેલા સિપાહીઓ ચાલતા—ચાલતા પ્રતાપની ઝુંપડીવાળા કોતરમાં દાખલ થયા. આગળ જતાંજ તેમની નજરે પ્રતાપની ઝુંપડી જણાઇ. તેઓ આશ્ચર્ય પામી પર્ણકુટી પાસે ગયા; અને ત્યાં બે માણસોને સુતેલાં જોઇ સ્તબ્ધ બની ઉભા રહ્યા. ત્યાં થોડીવાર ઉભા રહી તેમાંનો એક માણસ છેક નજીક જઇ સુતેલાઓનાં મુખ જોવા લાગ્યો. જોનાર સિપાહી પ્રતાપ અને ધર્મદાસને ઓળખી ગયો. તે ઘણો જુનો માણસ હતો. તેણે પ્રતાપ અને ધર્મદાસને ઘણી વાર જોયા હતા, ઘણા દિવસનો શ્રમ આજે સફળ થયેલો જોઇ તેના આનંદનો પાર રહ્યો નહિ. આ શોધનો શિરપાવ મનેજ મળશે ધારીને તે મનમાં હવાઇ કિલ્લા બાંધવા લાગ્યો. તેણે તરત સાથેના સિપાહીને ઇસારતથી સમજાવ્યું કે સરદાર બહાદુરને અહિં લઇ આવ. સિપાહી આનંદના આવેશથી જવા લાગ્યો. તેણે કંટકસિંહને સર્વ હકીકત જણાવી. કંટકના આનંદનો પાર રહ્યો નહિ. તેણે દશ સિપાહીઓને ઘોડા સાચવવાનું સુચવ્યું અને બાકીનાઓને લઇ ત્વરીત પગલે ત્યાંથી ગમન કર્યું. તેઓ એવા તો ચુપકીદીથી પ્રતાપની ઝુંપડી આગળ આવ્યા કે તેમના આવવાનો લગીર પણ અવાજ થયો નહિ. કંટકસિંહે ત્યાં ઉભેલા સિપાહી સામે

જોયું. સિપાહીએ આનંદના આવેશથી હાથ લાંબો કરી પ્રતાપ અને ધર્મદાસને બતાવ્યા. કંટકસિંહે તત્કાળ તેમને ઉંઘતાજ બાંધવાની સિપાહીઓને આજ્ઞા આપી. બે સિપાહીઓ પ્રતાપની તરફ અને બે સિપાહીઓ ધર્મદાસની નજીક ગયા. એટલામાં અકસ્માત ધર્મદાસની આંખ ઉઘડી ગઇ. તેણે યમદૂત જેવા માણસને ત્યાં ઉભેલા જોયા. તે સફાળો ઉઠી ઉભો થયો, અને કારમી બૂમ પાડી પ્રતાપને જાગૃત કરી દીધો. પ્રતાપ હાથમાં તલવાર પકડી એકદમ ઉભો થઇ ગયો. બાંધવા આવેલા સિપાહીઓ આઘા ખસી ગયા. ઝુંપડીમાં સુતેલી પ્રમિલા પણ એકાએક જાગી ઉઠી. પ્રતાપ ધર્મદાસને પ્રમિલાનું રક્ષણ કરવાનું સૂચવી તૈયાર થઇ ઉભો. રામસિંહ અને હમીરસિંહ ગભરાઈને પ્રમિલાની સોડમાં ભરાઇ ગયા. ધર્મદાસ ખુલ્લી તલવાર સાથે પ્રમિલા પાસે આવીને ઉભો. આવો મામલો જોઈ કંટકસિંહે બૂમ મારી કહ્યું-"મારા બહાદુરો ! શું જોયા કરો છો ? જાઓ, એકદમ આગળ વધો અને ઘણા દિવસથી રખડાવતા દુશ્મનોને જંજીરોથી જકડો. મારા ધારવા પ્રમાણે પેલી રાજ્યદ્રોહી પ્રમિલા પણ આ ઝુંપડીમાંજ હોવી જોઇએ. હું તેને રાજકુમાર સાથે બહાર લાવું એટલામાં તમે આ બેવશને બાંધો." આમ કહી કંટકસિંહ ઝુંપડીમાં જવાને ઉત્સુક થયો, કે તરત પ્રતાપે ભયાનક ત્રાડ મારી કહ્યું:-"ખબરદાર ! ઝુંપડીમાં જતાં પહેલાં વિચાર કરજે. આ નિવાસસ્થાન કાયર અને નામર્દનું નથી, અહીં તો વનરાજનો મુકામ છે. દુઃખીજનોને પીડનાર ! જણાવતો ખરો કે તું કોણ છે અને અહિં આવવાનું શું કારણ છે ?"

તેનાં કોપપૂર્ણ વચનોથી કંટક આગળ વધતો અટક્યો અને મુખથી વિકટ હાસ્ય કરીને બોલ્યો:-"તું અમને ઓળખીને અજાણ

બને છે, એ હું સારી પેઠે સમજું છું. પ્રતાપ! તારો બકવાટ નકામો છે. હું મહારાણી કાળરાત્રિનો વફાદાર સરદાર છું અને તેમની આજ્ઞાથી ઘણા દિવસ સુધી તમારી શોધમાં રખડયો છું. આજે અનાયાસે તમારો મેળાપ થઈ ગયો છે. માટે મુંગે મોઢે જણાવ કે પ્રમિલા અને રાજકુમારને ત્હેં કયાં છૂપાવ્યાં છે?"

પ્રમિલા અને રાજકુમાર મારી પાસે છે. આ પ્રતાપ જીવે છે ત્યાં સુધી તારી આશા વ્યર્થ છે, માટે હજી કહું છું કે ચાલ્યો જા." પ્રતાપે જણાવ્યું.

"હું તમને લઇ ગયા સિવાય રહેનાર નથી." કંટકે કહ્યું.

"એમ!' તો તું પણ સમજજે કે આ વનરાજ મુંગે મોઢે સ્વાધિન થનાર નથી."

"તારાથી શું થઈ શકે એમ છે? જાણતો નથી કે મારા સિપાહીઓ તને ઘેરીને ઉભા છે?"

"વનમાં યથેચ્છ વિહાર કરનાર વનરાજ ધારે એ કરવાને સમર્થ છે. તે સેંકડો શિયાળવાંને તૃણવત્ ગણે છે. નિમકહરામ સરદાર! આ પ્રતાપ દેશના ઉદ્ધારની પ્રતિજ્ઞા કરી કાળરાત્રિની સામે મેદાન પડયો છે. યાદ રાખજે કે અસંખ્ય સૈનિકોથી રક્ષાએલી તારી રાણીનો આખરે નાશ છે અને આધાર વિનાના આ પ્રતાપનો વિજય છે."

"પ્રતાપ! મને લાગે છે કે તું દુઃખથી દિવાનો થયો છે. જો તું રાજીખુશીથી અમારી સાથે આવીશ તો હું મહારાણીને કહી તારી ઉપર દયા કરાવીશ; તેમ છતાં તું જો સાહસ કરી સામે થઇશ તો તને બળાત્કારે બંધિવાન બનાવીને લઇ જઇશ."

"મને બંધિવાન બનાવતાં આ તલવાર કેટલાનો ભોગ લેશે તેની તને પણ ખબર પડશે. જ્યાં સુધી આ હાથમાં સમશેર પકડવાનું

સામર્થ્ય છે ત્યાં સુધી હું તારે સ્વાધિન થનાર નથી. કંટક ! જા, હું તારી મહારાણીની દયાની દરકાર રાખતો નથી. તેની શું સત્તા છે ? તેને હું રાણી માનતોજ નથી. તે તો રસ્તાની રખડતી એક ભીખારણ છે. ”

“ પ્રતાપ ! સમજ, હજી સમય છે; પાછળથી પસ્તાવું પડશે ?”

“ પરવાહ નહિ. દેશદ્રોહી સરદાર ! આ પ્રતાપને પકડતાં કેવો રંગ જામે છે તે તું જોજે. દેશના કલ્યાણને અર્થે હું આ શિર જૂદું મૂકીનેજ અહિં ઉભો છું; અને તારા જેવા બેવફાઓને કાયર અને પાખંડી સમજી ધિક્કારૂં છું. આવ, આવ, બળાત્કારથી પકડવાને ઇચ્છતા સરદાર ! આગળ આવ આ પ્રતાપ સામી છાતીએ યુદ્ધનો ખેલ ખેલવાને ઉભો છે. કંટક ! મને પકડવા આગળ આવતાં મનમાં વિચારજે કે એક મરણીઓ સોને ભારે. દુઃખના દાવાનળે આ પ્રતાપ ચારે તરફથી સળગી રહ્યો છે. તેનો નિશ્ચય ‘ કાર્ય સાધયામી યા દેહંપાતયામી ’ છે. તું અને તારા સિપાહીઓ મારા સપાટામાંથી બચી જીવતા ઘેર જવાના નથી. ”

“ બસ બહુ થયું. જોઉં છું કે તું શું કરે છે. ” કહી કંટકે સિપાહીઓ સામે જોઇ કહ્યું:-“ મારા બહાદુરો ! એકદમ આગળ વધો અને આ દેશદ્રોહીને પકડી લ્યો.” સિપાહીઓ પ્રતાપને પકડવા દોડયા; કે તરત પ્રતાપ તલવાર ઉંચી કરી રૌદ્ર ગર્જનાથી બોલી ઉઠયોઃ— “ આવો, આવો; જેને વ્હેલા મરવું હોય તે વ્હેલા આવો.” કહી પ્રતાપ પૂર્ણ આવેશથી તેમની પર ટૂટી પડયો. ચંદ્રની ચંદ્રિકામાં ઉંચી નીચી થતી તલવારો વિજળીની માફક ચળકવા લાગી. સિપાહીઓ ચારે તરફથી પ્રતાપને ઘેરી યુદ્ધ કરવા લાગ્યા. વીર પ્રતાપ હિંમત નહિ હારતાં ચારે તરફ તલવાર ફેરવી શરીરનું રક્ષણ કરવા લાગ્યો. યુદ્ધની ભયંકરતા વધવા લાગી. કોઇ પાછું હઠતું નહોતું. પ્રતાપ

ગાંડા ગજરાજની માફક ઘુમતો હતો. તેણે જોતં-જોતામાં ચાર-પાંચ માણસોને જખમી કરી જમીન પર સુવાડી દીધા. તેના શરીર પર પણ જખમ થયા હતા. તેમાંથી લોહીની ધારા વહેતી હતી. શત્રુઓથી ઘેરાએલો પ્રતાપ સર્વાંગે લોહીથી રંગાઇ વિક્રાળ ભાસતો હતો. સિપાહીઓ જીવ પર આવીને લઢતા હતા. પ્રતાપ એક પગલું પણ પાછળ હઠ્યો નહોતો. દૂર ઉભેલો કંટકસિંહ મોટી બુમો મારી સિપાહીઓને ઉશ્કેરવા લાગ્યો. સિપાહીઓ પુનઃ ફારમી હોશીયારી કરી પ્રતાપ પર ટૂટી પડયા. આ વખતનો તેમનો ધસારો જબરો થયો. પ્રતાપ ગભરાયો. તેના માથા પર શત્રુઓની તલવારો સરસર અવાજ કરતી ફરવા લાગી, છતાં પણ તે વીર નર હિંમત નહિ હારતાં યુક્તિથી તલવાર ફેરવી શત્રુઓના ઘા ઝીલવા લાગ્યો. શત્રુઓનું જોર વધવા લાગ્યું. પ્રતાપનું જીવન જોખમમાં આવી પડયું. પ્રતાપ મરાયો-આ મરાયો એમ શત્રુઓ તરફથી વારે ઘડીએ બુમો સંભળાવા લાગી. એવી બુમો સાંભળતાંજ પ્રમિલાની પાસે ઉભેલો ધર્મદાસ ઉશ્કેરાયો, વૃદ્ધની નાડીઓમાંથી લોહી ધમધમાટ વહેવા લાગ્યું. પ્રમિલા સંભાળ. કહી તે વૃદ્ધ સરદાર વાઘની માફક છલંગો મારતો ઝુંપડીમાંથી બહાર નીકળ્યો, અને આવેશથી શત્રુઓ પર ટૂટી પડયો. વૃદ્ધ ધર્મદાસ કાળો કેર વર્તાવવા લાગ્યો. તેણે દસ સૈનિકોને થોડી વારમાંજ ધૂળ ચાટતા કરી દીધા. પ્રતાપ ગભરાઇશ નહિ. હું આવી પહોંચ્યો છું. શત્રુઓના ભાર નથી કે આપણને પકડી શકે. આમ બુમો પાડતો ધર્મદાસ સિપાહીઓને દૂર કરી પ્રતાપની નજીક આવ્યો અને ઝનુની બની યુદ્ધનો ખેલ ખેલવા લાગ્યો. તેના બળથી સિપાહીઓ પાછા હઠવા લાગ્યા. આવું જોઇ દૂર ઉભેલા કંટકે તલવાર સાથે ત્યાં દોડી આવી પાછા હઠતા સિપાહીઓને ક્રોધયુક્ત અવાજે

કહ્યું:-" ધિક્કાર છે નામર્દો કે બે માણસોને પણ તમે પકડી શકતા નથી ? પકડો, તેમને પકડો, જીવતા પકડશો તો મહારાણી તરફથી અમૂલ્ય ઇનામ મેળવશો. " આમ બોલતો કંટકસિંહ ઉગ્ર ક્રોધથી પ્રતાપ સામે ધસ્યો. સરદારના સાહસથી સૈનિકો ઉશ્કેરાયા અને કારમી કીકીયારી કરી ધર્મદાસ પર તૂટી પડયા. જીવલેણ ઝપાઝપી શરૂ થઈ. એવામાં લાગ સાધી એક સિપાહીએ ધર્મદાસની પર તલવારનો પ્રહાર કર્યો. દુઃખ અને યુદ્ધના પરિશ્રમે શ્રમિત થયેલા ધર્મદાસે તે ફટકો પોતાની તલવાર પર ઝીલ્યો, પણ તેમ કરતાં તેની તલવાર હાથમાંથી છૂટી જમીન પર પડી. તે નિઃશસ્ત્ર થઇ ગયો. એ અરસામાં પાંચ-સાત સિપાહીઓએ ધસારો કરી તેને પકડી લીધો. નિઃશસ્ત્ર થએલો ડોસો પણ બન્યું ત્યાં સુધી હાથ પગના જોરનો ચમત્કાર શત્રુઓને બતાવવા લાગ્યો. પ્રતાપ તેની સ્થિતિ જોતાં જ કંટકને દૂર હડાવી ધર્મદાસની તરફ જવા દોડયો. તે નજીક આવે તે પહેલાંજ બાકીના સિપાહીઓ તેને રોકી યુદ્ધ કરવા લાગ્યા. અંતે મહા-પ્રયાસે ધર્મદાસને બાંધવા શત્રુઓ ફતેહમંદ થયા. તે વૃદ્ધ સરદારને દોરડાથી જકડીને બાંધી લીધો. તેણે છૂટવાને માટે ઘણાંએ તરફડીયાં માર્યાં, પણ સઘળાં વ્યર્થ ગયાં. ઘણા શત્રુઓની સાથે ટક્કર ઝીલતો પ્રતાપ પણ વધારે સમય થતાં શ્રમિત થવા લાગ્યો. તે આખે અંગે રૂધીરથી રંગાઇ ગયો હતો. નાના-મોટા થએલા જખમની પીડાથી તે ધીમે ધીમે શિથિલ થતો ગયો. તેની આંખ્યોએ અંધારાં આવતાં હતાં, છતાં પણ એ સ્વદેશવત્સલ વીર હિંમતથી શત્રુઓની સામે ટક્કર ઝીલતો હતો. અંતે વીર પ્રતાપ પણ અત્યંત શ્રમથી આંખે અંધારા આવવાથી હા પ્રારબ્ધ ! કહી નીચે બેસી ગયો. ભૂખ્યા વરૂ જેવા ક્રૂર સિપાહીઓ તેના શરીરપર ધસી ગયા. તેની

તલવાર આંચકી લેવામાં આવી અને જોતજોતામાં તેને પણ દોરડાથી જકડીને બાંધી દેવામાં આવ્યો. તેમને પાંચ સિપાહીઓના પહેરામાં સોંપી કંટકસિંહ ઝુંપડીમાં પ્રવેશ્યો. અંદર ઉભેલી પ્રમિલાએ પ્રતાપ-ધર્મદાસને બંધિવાન થએલા જોયા. કંટકને ઝુંપડીમાં પ્રવેશતો જોતાંજ પ્રમિલા વિકટ સ્વરે બોલી ઉઠી:–" ખબરદાર! એટલેજ રહેજે, જો નજીક આવ્યો, તો મૂએલોજ સમજજે. " કહી પ્રમિલા હાથમાં કટાર પકડી તેની સામે જોઇ રહી. તેનું સમસ્ત શરીર શૌર્યથી કંપતું હતું. તે ભવાની સમાન, દેખાવથી એ બાળકોને પડખામાં રાખીને ઉભી હતી. પ્રમિલાનું કહેવું નહિ સાંભળતાં કંટકસિંહ તેની છેક નજીક આવીને બોલ્યો. " પ્રમિલા! તમને આવી રીતે વર્તવું યોગ્ય નથી. તમે રાજીખુશીથી મારી સાથે ચાલો અને આ બાળકોને મારે હવાલે સોંપી દ્યો."

" આ બાળકો મારા પ્રાણ છે, તેને તારે હવાલે કરનાર નથી. કંટક! હું તને બરાબર ઓળખું છું, તારૂં અંતઃકરણ પત્થરનું છે; તે હું સમજું છું. આ પ્રમિલા પણ હવે અથાગ સંકટોથી હિંમતવાન બની છે. મારૂં કોમળ હૃદય વજ્ર સમાન બન્યું છે. માટે હજી પણ કહું છું કે તું ચાલ્યો જા. દુઃખીને વધારે સતાવવાથી પરમાત્મા કોપાસ-માન થાય છે." પ્રમિલાએ કહ્યું.

" પ્રમિલા! હું તમને આ બાળકો સાથે લઇ ગયા સિવાય રહેનાર નથી. મહારાણી કાળરાત્રિનો આ બાબત વિષે સખ્ત હુકમ છે. તે હુકમ પાળવાને હું સદાકાળ બંધાએલો છું." કંટકે જણાવ્યું.

" અમે તારી સાથે નહિ આવીએ તો તું શું કરીશ?" પ્રમિ-લાએ પૂછ્યું.

" તમે ખુશીથી નહિ આવો તો મારે લાચારી સાથે જોર જુલ્મથી તમને લઇ જવાં પડશે." કંટકે કહ્યું.

"કંટક! સાહસ કરતાં પહેલાં વિચારજે, આ પ્રમિલા વીર પુત્રી છે/આ કટાર હાથમાં છે ત્યાં સુધી તારી આશા વ્યર્થ છે."

"પ્રમિલાબાઇ! તમે મારૂં માનો; અને રાજી ખુશીથી મારી સાથે ચાલો. હું તમને લગીર પણ દુઃખ થાય એમ કરવાને ઇચ્છતો નથી." તેનું બોલવું સાંભળી પ્રમિલા વિચારમાં પડી અને અંતે કંઇક નિશ્ચય કરી બોલીઃ--"ભાઇ! ચાલ હું તારી સાથે આવું છું." કહી પ્રમિલા બન્ને બાળકોને લઇ ઝુંપડીમાંથી બહાર નીકળી. પ્રતાપ અને ધર્મદાસ તેને નિહાળી ચીસ પાડી ઉઠયા. તે પછી કંટકસિંહે ત્યાં વધારે વાર નહિ રોકાતાં કિનારેથી ઘોડા મંગાવી કેદીઓ સાથે રામનગર તરફ પ્રયાણ કર્યું.

## પ્રકરણ ૯ મું.

### "કાળરાત્રિ અને અબુધસિંહ."

આવે દુષ્ટ દિલે કદી નવ દયા, રાખો કરૂણા ઘણી,
ધાર્યું તે નીજ કાર્ય સાધ્ય કરશે, પીડા ન લે આપણી;
ઘેટા ખાટકી પાયમાં પડી, મુખ પાડે બરાડા ઘણા,
તેથી તે શું ન કાપશે ગળું છરે, ત્યાગી ભુંડી ધારણા!

જેની વૃત્તિઓ મૂળથી અધમ છે, તે ભલેને સત સમાગમ કરે, ભલે તે દાનો દેખાવાના પ્રયત્ન કરે, પરંતુ આખરે તો તે તેના મૂળ સ્વભાવપર ગયા વિના રહેતો નથી. અધમ મનુષ્ય દુષ્ટ કર્મ કરતાં વિચારતો નથી. દયા ધર્મ શું ચીજ છે તેને સ્વપ્ને પણ ઓળખતો નથી. આ કળીકાળમાં એવા અનેક કુટિલ માણસો

સર્વત્ર દૃષ્ટિગોચર થાય છે કે જેઓ સ્વાર્થને માટે સગા ભાઇનો પણ નાશ કરતાં આંચકો ખાતા નથી. જ્યારે કોઇ સુજ્ઞ માણસ અધર્મીના સહવાસમાં આવી તેને સુમાર્ગે વાળવા પ્રયત્ન કરે છે, ત્યારે તે કપટનું પુતળું સ્વાર્થ સાધવાને તેને હાજી હા કહી ખુશ રાખે છે. એ સમયે તે એટલો તો ડાહ્યો અને દાનો બની જાય છે કે તેના સમાગમમાં આવેલો સુજ્ઞ માણસ પણ તેની પ્રશંસા કરે છે; અને આખરે તે સુજ્ઞ માણસ તે કપટના પુતળાની પ્રપંચજાળમાં ફસાઇ તેનામાં તમામ વિશ્વાસ મૂકે છે. દુષ્ટ માણસને જ્યારે પૂર્ણ ખાત્રી થાય છે કે આનો વિશ્વાસ મારી પર સજ્જડ બેઠો છે, ત્યારે તે કર્મ ચંડાળ કાળું કર્મ કરવાને પાથરેલી જાળ સંકેલવા માંડે છે; અને અંતે ઘણા દિવસના, વિશ્વાસપાત્ર માણસના ગરદનપર છરી ફેરવી તેને ખરાબખસ્ત કરે છે. સાંપ્રત સમયમાં એવા અનેકાનેક કુટિલ કાગડાઓ આ પૃથ્વીપર નિવાસ કરી કાળ નિર્ગમન કરે છે. તેવા સ્વાર્થાંધોથી સર્વ સુજ્ઞ જનોએ સંભાળીને ચાલવાની જરૂર છે. મારા વાંચકો! તમે પણ એવા નીચ માણસોથી હમેશાં સાવધ રહેજો. તે ચંડાળો મોટી લાલચોથી લલચાવશે, અને સોનાના શિખરે ચઢાવવાનાં વચન આપશે, પણ સંભાળજો; તેમનામાં વિશ્વાસ મૂકતાં વિચારજો. જેમ વિષધર નાગને જોઇ દૂર નાશી જવાય તેમ એવા હરામીઓના સહવાસથી દૂર નાસજો, તેવા સ્વાર્થ સાધુઓ મળેલા લાભથી પ્રથમ તો ઘણા હરખાય છે, પરંતુ થોડા દિવસમાંજ તેઓ હતા એનાથી પણ વધારે દુઃખી થાય છે. "હરામનું હરામે જાય" એ કુદરતની કળા કેવી રીતે વ્યર્થ જાય? ભવિષ્યના અંધકારમય ભેદની એ ભામટાઓને લગીર પણ ખબર પડતી નથી. તેઓ તો હમેશાં મોટી આશાઓ બાંધી ફુલાય છે. પરંતુ તેમની એ આશાઓજ આખરે નિરાશામાં બદલાઇ તેમને હતાશ બનાવે છે અને તેઓની અંતે ઘણીજ, ખરાબ દુર્દશા

થાય છે. તેમણે કરેલા વિશ્વાસઘાતથી અને પરાઇ થાપણો ઓળવવાના મહાન પાપથી તેઓ અંતકાળે ઘણુંજ કષ્ટ સહન કરીને મરણ પામે છે, અને પશ્ચાત યમદંડના પ્રહાર તેમનાં પાષાણ હૃદયને ચૂર્ણ-વિચુર્ણ કરે છે. માટે "સત્ય એજ પરમ સુખ અને અસત્ય એજ મહા દુઃખ" સમજી પ્રત્યેક બંધુઓએ કાવાદાવા વગેરે અધમાચરણથી દૂર રહી સદાચરણથી ચાલવું કે જેથી મહા સુખ પ્રાપ્ત થાય છે. અસ્તુ:

આવાં અનેક પાપકર્મો કરી ક્રૂર કાળરાત્રિ મહાન્ રાણીપદ મેળવવાને ભાગ્યશાળી થઇ છે, તદપિ તેના ભવિષ્યનો ભેદ કેવો છે તેની તેને ખબર નથી. વ્હાલા વાચકો ! ચાલો, આપણે જોઇએ કે તે કાળી નાગણ હાલ શું વ્યવસાયમાં ગુંથાયલી છે.

પ્રાતઃકાળનો સુરમ્ય સમય વ્યતિત થતો હતો. પ્રજાજનો પોતાપોતિકાં કાર્યમાં પ્રવૃત્તિ કરી રહ્યાં હતાં. એ સમયે રામનગરની સત્તાધિશ રાણી કાળરાત્રિ તેના મહેલના એક એકાન્ત ભાગમાં બેસી સેનાપતિ અબુધસિંહ સાથે કંઇક ગુપ્ત ગોઠવણ ગોઠવતી હતી. ઘણી વાર સુધી ખાનગી વાતો કરી રાણીએ કહ્યું:–"સેનાપતિ ! ઘણા દિવસ થઇ જવા આવ્યા છતાં નાશી છૂટેલા દેશદ્રોહીઓનો પત્તો મળ્યો નથી તેથી હું આશ્ચર્ય પામું છું. અબુધસિંહ! ખુબ યાદ રાખજો કે તે રાજ્યદ્રોહીઓ જ્યાં સુધી જીવતા છે, ત્યાં સુધી આ રાજ્યને સલામત સમજવું એ ભૂલ ભરેલું છે. સાપનાં બચ્ચાં ઝેરીજ હોય છે. તેઓ વખત આવે વિષ જવાળા ફેંકતાં ડરશે નહિ. માટે તેમને તો હતા ન હતા કરી નાખવામાંજ આપણું શ્રેય સમાયેલું છે. હા ! તે હરામીઓ ક્યારે પકડાય કે જેથી હું તેમને આ ખંજરથી સદાકાળને માટે આ પૃથ્વી પરથી અદ્રશ્ય કરી દઉં." આટલું બોલી રાણી અબુધની સામે જોઇ રહી. અબુધને જવાબ આપવો ભારે થઇ પડ્યો. તે બીચારાની સ્થિતિ

હમણાં સુડી વચ્ચે સોપારીના જેવી થઇ હતી. તે હવે પાપકર્મથી કાંપતો હતો, અને કાળરાત્રિથી છૂટવાને ઇચ્છતો હતો, પણ કાળરાત્રિ તેને સુખેથી જવાદે એવી કાચી ન હતી. અબુધે ઘણી વાર છૂટા થવાની વિનંતિ તેને ગુજારી હતી; પણ હરામી રાણી તેને ધમકાવી ચુપચૂપ પડયા રહેવાનું સૂચવતી હતી. કદાચ અબુધ વિશેષ બોલતો તો કાળરાત્રિ તેને " ખંજર " બતાવી કહેતી હતી કે;–જો હવે વિશેષ બોલીશ તો હું તને આને સ્વાધિન કરી દઇશ. આથી તે ભય પામી શાન્ત થઇ જતો. આજ સવારના પ્હોરમાંજે રાણીએ તેને બોલાવ્યો હતો. કારણકે રાત્રે તેને એક ઘણું ખરાબ સ્વપ્ન આવ્યું હતું. સ્વપ્નમાં તેણે સંકેતપુરૂષની છાયાને પોતાનું સર્વસ્વ નાશ કરવાના પ્રયત્નમાં ફરતી જોઇ હતી. કાળરાત્રિએ જ્યારથી સંકેત પુરૂષને જોયો હતો ત્યારથી તેની સ્થિતિ વિચિત્ર પ્રકારની થઇ હતી. તે ગમે એવા આનંદમાં હોય અને એવામાં એકાએક સંકેત પુરૂષનું સ્મરણ થતાંજ તે ધોળી પૂણી જેવી બની જતી, તેનાથી તે આટલી બધી શા માટે ડરતી હશે તેનું કારણ અત્યારે કંઇ પણ કલ્પી શકાય એમ નહોતું. તેના મનની વાત તો તે જાણે. આપણે તો અનુમાનથી એટલું જાણી શકીએ છીએ કે તેનામાં અને સંકેત પુરૂષમાં કંઇક અજાયબ પ્રકારનો ભેદ સમાએલો છે. કાળરાત્રિએ તેની શોધમાં ઘણા સરદારો અને સૈનિકોને રોકયા હતા, પણ તેઓ તેની ખોળમાં નિરાશ થયા હતા. રામનગરનો સેનાપતિ અબુધ તો " સંકેતપુરૂષ " ના નામ સ્મરણથીજ ધ્રુજી ઉઠતો. આજ સવારના પ્હોરથી રાણી અને સેનાપતિ સંકેત પુરૂષનીજ વાતોમાં ગુંથાયાં હતાં. સંકેતપુરૂષના ભેદને હરકોઈ ઉપાયે જાણવો, એવો દ્રઢ ઠરાવ રાણીએ કર્યો હતો. છેવટે વાતોમાં કંઇ તારતમ્ય નહિ જણાયાથી રાણીએ

નાશી ગએલા શત્રુઓ વિષે પ્રશ્ન કર્યો, વિચારમાં પડેલા અબુધે જણાવ્યું કે: “ નાશી ગએલા શત્રુઓથી આપણે હવે ભય પામવાનું કારણ નથી. તેઓ ગમે એવા બળવાન હોય પણ તેમનાથી શું થઇ શકે એમ છે? શું આપણી પાસે સૈન્ય નથી? મહારાણી! જ્યાં સુધી આપણી દયા છે ત્યાં સુધીજ તેઓ આ પૃથ્વી પર હરી-ફરી શકે છે. પણ-હા...હું આપને એક વાત જણાવવાની ભૂલી ગયો. ”

“ તે શું વાત છે? ” કાળરાત્રિએ પૂછ્યું.

“ આપ તો જાણો એ છે કે આપણો એક સરદાર નામે હરનામસિંહ કે જે ઘણા દિવસથી જાત્રાએ ગયો હતો, તે કાલે પાછો આવ્યો છે. તેણે જાત્રાએથી આવતાં માર્ગમાં પેલા નાશી ગએલા કનકનું મુડદું જોયું હતું. ”

“ હા, તે વાતની મને પણ ખબર છે. તેમની પાછળ પડેલા સરદારે પણ તેને મુએલો દીઠો હતો. પરંતુ આપણી કાન્તાના સમાચાર કોઇને જણાયા નથી. અબુધ! ગમે એ પ્રકારે કાન્તાને તો ખોળી કાઢવી જોઇએ. હું ગમે એટલી ક્રૂર છું પણ કાન્તાના વિયોગથી મનમાં ઝુરૂં છું. તે મારી પુત્રી માટે મને ઘણુંજ લાગી આવે છે. ”

“ કાન્તા બહેનનો કદાચ પત્તો મળે તો તમે તેમને સુખી કરો કે દુ:ખી?” અબુધે પ્રશ્ન કર્યો.

“ સેનાપતિ! એવી તે કઇ માતા હશે કે તે તેની પુત્રીને દુ:ખી જોવાને રાજી હોય! જો મારી કાન્તા મને જીવતી મળી આવશે તો હું તેને સદાકાળ સુખી કરવાનો પ્રયત્ન કરીશ.” કાળરાત્રિએ કહ્યું.

“ ધન્ય છે આપને. પ્રભુ સર્વદા આપનામાં આવી દયા રાખે તો કેવું સારૂં? રાણીજી! આપને આપની કાન્તા મળે અને મને મારો પ્રતાપ આવી મળે તો જાણે ગંગા ન્હાયાં. તે ઉદ્ધત છોકરો પ્રપંચી-

એના ભમાવ્યાથીજ ભમ્યો છે. બાકી તેનું મન તો ઘણું ભોળું છે." અબુધે જણાવ્યું.

"તે હું પણ જાણું છું. સેનાપતિ! ભય રાખશો નહિ હાં કે? હું તમારૂં મન પારખી ગઈ છું. પ્રતાપ ગમે એવો પણ મારો જમાઈ છે. મારી કાન્ત્રા એના વડેજ સુખી છે. તેની પાછળ ગએલો, કંટક જો તેને અહિં પકડી લાવશે તો હું તેની પર દયા દર્શાવીશ. હું મારાં માણસો પ્રત્યે કેવી દયા દાખવું છું તેનો દાખલો હું તમને તે વખતે બતાવીશ. હું પ્રતાપને સારી રીતે સમજાવીશ. અબુધસિંહ! હું સર્વના પર દયા કરીશ, પણ-પણ-મહેન્દ્ર-રાજકુમાર-પ્રમિલા-વગેરે સર્પનાં સંતાનોને તો કદાપિ જીવતાં જોઇ શકીશ નહિ. તેઓને પૃથ્વીના પડમાંથી ખોળી કઢાવી પકડી મંગાવીશ અને આ ચળકતા લોહીના તરસ્યા તિક્ષણ ખૂની ખંજરથી રીબાવી-રીબાવીને મારીશ. તેમના નસીબમાં મ્હોત, બસ મ્હોતજ લખાએલું છે. હું..." કાળરાત્રિ આગળ બોલતી એકાએક અટકી. દ્વારપાળ અંદર આવ્યો અને શિર ઝુકાવી કહેવા લાગ્યો કેઃ-"મહારાણીશ્રી! આપણા સરદાર કંટકસિંહ દેશદ્રોહીઓને પકડી આવી પહોંચ્યા છે, અને તે આપના કદમમાં હાજર થવાની ઇચ્છા રાખે છે."

"શું દેશદ્રોહીયો પકડાયા?" કાળરાત્રિ ગર્જી ઉઠી.

"મહેન્દ્રસિંહ સિવાય સર્વ શત્રુઓ સપડાઇ ગયા છે અને તેમને બંધીવાન દશામાં બહાર ઉભા રાખ્યા છે." દ્વારરક્ષકે જણાવ્યું.

"જા, જલ્દી તેમને અંદર લઇ આવ." રાણીએ આજ્ઞા આપી. દ્વારરક્ષક ચાલ્યો ગયો અને તે પછી થોડીવારે કંટકસિંહ કેદીઓ સાથે ત્યાં હાજર થયો.

# પ્રકરણ ૧૦ મું.

## " રાણી કે રાક્ષસી ? "

" છો એ ભુખ જરા થકી કૃશ અને શિથીલ થૈ કાંપતો,
આપત્તિ ક્ષણ તેજ જાય ઘડીમાં આ પંડથી પ્રાણ તો;
તોયે જે હસ્તીનાજ કુંભદળનું ખાનાર છે માંસ તે,
ના ખાએ તૃણ જીર્ણ મૂકી મહત્તા . જે કેસરી વાઘ છે."

" સરદાર ! મહેન્દ્ર ન પકડાયો કે ? " કંટકને જોતાંજ કાળરાત્રિએ પ્રશ્ન કર્યો.

" ના, તેની ઘણી શોધ કરી પણ તેનો પત્તો લાગ્યો નહિ." કંટકે માથું નમાવી જવાબ આપ્યો.

"મારા ધારવા પ્રમાણે તો તે ક્યારનોએ ભૂખ તરસથી રીબાઈ મરણને મળી ચૂક્યો હશે." અબુધે વચમાં જણાવ્યું.

" મારૂં માનવું પણ એવુંજ છે. કારણ કે મ્હેં શત્રુઓની શોધમાં ઘણી લાંબી મુસાફરી કરી છે. અંતે ઘણાજ પરિશ્રમે આ ઉભેલાં પંખીઓ એક એકાન્ત કોતરમાંથી પકડાઇ આવ્યાં છે." કંટકે જણાવ્યું.

" સરદાર ! તારા કામની યોગ્ય કદર થશે, ત્હેં મ્હારી સારી સેવા બજાવી છે. "

" આપનો તાબેદાર ગુલામ સદાકાળ આપનીજ સેવા કરવાને સૃજાએલો છે. " કંટકે જમીન સુધી નીચા નમી જણાવ્યું. તે પછી કાળરાત્રિએ પ્રતાપ સામે નજર કરી પૂછ્યું:—" પ્રતાપસિંહ ! શું સમાચાર છે ? "

" સિંહ હાલ બંધનમાં છે. " પ્રતાપે પ્રત્યુત્તર વાળ્યો.

"આવી ઉદ્ધતાઇ ક્યાં સુધી ચાલશે ?" પુનઃ રાણીએ પૂછ્યું.

"આ દેહમાં પ્રાણ પંખી જ્યાં સુધી નિવાશ કરશે ત્યાં સુધી આ પ્રતાપ સત્યપંથેજ વિચરશે."

"આમ કરતાં કેટલું સંકટ સહન કરવું પડ્યું હશે તેનો ખ્યાલ છે? પ્રતાપસિંહ ! હજી પણ કહું છું કે જો સુખી થવું હોય, તો મારૂં કહેવું કબુલ કરો. તમે જાણતા તો હશો કે હું હાલ ધારૂં તે કરવાને શક્તિવાન છું. મારી ધાકથી શત્રુઓ થરથર ધ્રુજે છે, મોટા ભડવીરો મારૂં નામ સાંભળીને કંપે છે, એવી હું બળવાન્ રાણી જે કાંઇ કરૂં છું તે તમારા ભલાને માટેજ. તમે મારા જમાઇ છો, મારી પછી આ રાજ્યનાં માલીક પણ તમે છો. એ સઘળું સમજવા છતાં તમે શા માટે એવી ઉદ્ધતાઇ કરી સ્વર્ગ સુખને લાત મારી દૂર ફેંકી દેવાને ઇચ્છો છો ?"

"મહારાણી ! હું ઘણી સારી રીતે સમજું છું કે તમે હાલ સર્વ કાંઇ કરી શકવાને સમર્થ છો. તમારા એક શબ્દ માત્રથીજ ભડવીરોનાં શિર જુદાં થઇ જવાનો સંભવ છે. તમે કહો છો કે સ્વર્ગ સુખનો શા માટે અનાદર કરે છે; પણ તમને ખબર નથી કે સત્ય-પંથે વિચરનારા વીરલાઓ અધર્મથી આવી મળતા સ્વર્ગ સુખને તૃણવત્ ગણે છે? રાણી! આ રાજ્ય તમારૂં નથી. તમે ખરા હકકથી આ રાજ્ય મેળવ્યું નથી. તમે દગાથી અને અનેકાનેક નીચ કૃત્યોથી નિર્દોષ જનોનાં રક્તપ્રવાહ વહેવરાવીને આ રાજ્ય પચાવ્યું છે. હું હજી પણ આપને વિનંતિ કરીને કહું છું કે જો ઇશ્વરનો ડર હોય તો આ રાજ્ય તમે તેના ખરા વારસને સોંપો. એમ કરવાથી લોકોમાં તમારી અક્ષય કીર્તિ ગવાશે. મહારાણી! વિચારો, ક્ષણિક ગર્વથી શા માટે અંધ થઇ ન કરવાનાં કૃત્યો કરો છો? રાણી! સાંભળો,

આ જગમાં બળવાન થઇ, જે ગર્વ અતિશય ધારે છે,
તેજ અભાગી કાળના મુખમાં, અંતે ફાંફાં મારે છે;
રાવણ જેવો મસ્ત દાનવ, શ્રી રામ હાથે હણાયો છે,
સમજીને એ શીખ સાચી ગર્વ થકી શીદ રાચો છો ?

માટે સર્વ મદ-મત્સરતાનો ત્યાગ કરી દયા કરો. આ ગરીબડા કોમળ બાળક રામસિંહ સામે સ્નેહ નજરથી જુઓ અને તે તમારાં પુત્રને ઉછંગમાં લઇ રમાડો. ”

“ બસ બહુ થયું. હું તેના વિષે વધારે સાંભળવા માગતી નથી. પ્રતાપસિંહ ! તમારો દરેક શબ્દ મને તીરની માફક ખુંચે છે. હું રામસિંહને જીવાડવા ચાહતી નથી. તે હમણાંજ તમારી નજરે લોહીમાં તરબોળ થઇને પડશે. તે પછી આ સામે ઉભી રહેલી પ્રપંચી પ્રમિલાનો અને પેલા બુઢ્ઢાનો આ ખંજરથી ઘાતકી રીતે અંત આવશે.” કાળરાત્રિએ છેડાઇને કહ્યું.

પ્રતાપ—“ તમારાથી કંઇ પણ થનાર નથી. શું તમે જાણતાં નથી કેઃ—

સત્ય આશે જે રહે, તેનું કોણ લે નામ,
સમશેરો ટૂટી પડે, રક્ષક છે શ્રી રામ.

હજાર હાથ વાળો અને દીનજનોનું રક્ષણ કરવાવાળો શ્રી હરી સદા-સર્વદા નિર્દોષનું રક્ષણ કરવાને તૈયાર છે; તેથીજ તે ભક્ત ઉદ્ધારક અને જગત પ્રતિપાળ કહેવાય છે. ”

કાળરાત્રિ—“ પ્રતાપ જીભને આગળ લંબાવ નહિ, જોઉં છું કે તારો હરી આ કમભાગ્ય લોકોને કેવી રીતે બચાવે છે? બતાવ-બતાવ-એકદમ બતાવ કે તારો એ દયાળુ હરી ક્યાં છે ? ”

પ્રતાપ—“ મારો પ્રભુ સર્વ સ્થળે રમણ કરે છે. તે તેના ભક્તની પાસેજ છાયા રૂપે ફર્યા કરે છે. તે પૂર્ણ પુરૂષોત્તમ ભગવાન—

થાય ધર્મનો છેદ અને અધર્મનો વિસ્તાર.
ત્યારે મારા રામજી, ધરે ધરા અવતાર;
પાપી પ્રપંચી પીડવા, કરવા ભક્ત ઉદ્ધાર,
ધર્મ સ્થાપવા ભૂમંડળે પ્રભુ ધરે અવતાર.

એ પ્રભુ હવે પ્રકટ થઇ ચૂક્યા છે. રાક્ષસી રાણી! હવે ચેતજે, તારો પાપ કુંભ પરીપૂર્ણ ભરાઇ ચૂક્યો છે. તને લેવાને યમદૂત યમ-નગરથી નીકળી ચૂક્યો છે."

કાળરાત્રિઃ—"બસ બહુ થાય છે, તારી જીભ વધારે લંબાય છે. પ્રતાપ! તું એક સત્તાધિશ રાણીને સતાવી મ્હોતને આમંત્રણ કરે છે. માટે સમજ, મન સાથે ઉંડો વિચાર કરી જો. હું તને અત્યંત સુખી કરીશ."

પ્રતાપઃ—"એક નીચ નારીનું કહેવું માની પાપના ભાગીદાર થઇ ક્ષણિક સુખ ભોગવવાના કરતાં હું ચિરકાળનું સુખ સંપાદન કરવાને ઘણોજ ઉત્સુક છું. દુષ્ટરાણી! તારી સઘળી ઇચ્છાઓ અને આશાઓને તારા મનમાં જ સમાવજે. આ પ્રતાપે દેશના ઉદ્ધારને અર્થે તન મન-ધન વગેરે સર્વસ્વ સમર્પ્યું છે. હું જીવીશ ત્યાં સુધી તારા કાર્યમાં આડો આવીશ અને મારા અન્નદાતાનો નાશ કરનારી રાણીને જડમૂળથી ઉખેડી નાખવાના પ્રયત્ન કરીશ."

પ્રતાપનાં વચન કાળરાત્રિને હાડોહાડ લાગી આવ્યાં. તે ઇર્ફેરાઇ કૃતાંત કાળરૂપ બની ગઇ અને ઉગ્ર ક્રોધથી કંઇક બોલવા જાય છે એ પહેલાંજ ભયથી ધ્રુજતો અબુધ પ્રતાપ પાસે દોડી જઈ કહેવા લાગ્યોઃ—

"પ્રતાપ! તું આ શું બોલે છે? જરીકતો ભાન રાખ. તું આ સમય ક્યાં અને કોની આગળ ઉભો છે તેનો તો વિચાર કર?"

"હું જે કાંઇ કરૂં છું અને બોલું છું તે સઘળું સત્યજ

અબુધઃ—"મ્હારા પિતાનો ધિક્કાર કરતાં તને શરમ નથી આવતી?"

પ્રતાપઃ—" હું તને મારા પિતા તરીકે માનતો જ નથી." ધિક્કાર છે તને કે જે દયાળુ મહારાજાએ તને પાળી પોષીને મોટો કર્યો, તેનેજ દંશ દઈ તું બેવફા થયો? ઓ વિશ્વાસઘાતી! મનુષ્યથી કનિષ્ટ પ્રાણી જે શ્વાન છે, તે પણ તેના માલીકનું અન્ન ખાઈ નિમકહલાલ કરવાની વૃત્તિને તજતું નથી; તો તું એક સમજદાર માણસ થઈ પોતાના પોષક મહારાજાનું સર્વસ્વ નાશ કરાવવા તૈયાર થયો? અબુધ! જણાવ કે તે ઉપકારનો બદલો કયાં ગયો? હાય! સ્વાર્થની આગળ ઉપકાર અદ્દશ્ય થયો, અને માલીકનું અન્ન ખાઈ આટલી અવસ્થાએ પહોંચેલો આ બુઢ્ઢો વિષયાંધ થઇ રાજદ્રોહી થયો. ઓ અધમ અબુધ! તારાથી શ્વાન ઉત્તમ થયો અને તું તેનાથી નીચ થયો. વિષયાંધ! યાદ કર કે મહારાજ સુજનસિંહના ઉપકાર તળે તું કેટલો દબાએલો છે? તેમણેજ તને બાલ્યકાળથી ઉછેરી મોટા સેનાપતિ પદ પર ચઢાવ્યો છે. હા! તેથીજ ત્હેં તેમની કૃપાનો ગેરઉપયોગ કર્યો છે. ઓ ઘોર ઘાતકી! તું વિષયની તૃષ્ણાથી એક ઝેરી નાગણના મોહમાં અંધ થઇ ડુબ્યો છે, જીવતાંજ નર્કમાં પડયો છે. તારી આસપાસ કાળચક્રનો અંધકાર ફેલાઇ ગયો છે. જા, જા, મારાથી દૂર થા. તારી અપવિત્ર છાયા મને અપવિત્ર કરે છે. તારા પાપના પ્રતાપથી આ ધરા ધ્રુજે છે. જા, હરામી હાડીઆ! તારાં ઘોર પાપની શિક્ષા તને શ્રી હરિ કરશે." આટલું લંબાણ વિવેચન કરી પ્રતાપે મુખ બીજી બાજુએ ફેરવી દીધું. તેનાં વચન સાંભળી અત્યાર સુધી શાન્ત ઉભેલી કાળરાત્રિ છંછેડાએલી નાગણની માફક નજીક દોડી આવી બોલી ઉઠીઃ-" અબુધસિંહ મારી પાસે આવો; અને તમારા પ્રતાપનું શું થાય છે એ હવે જુઓ." તત્કાળ અબુધ ત્યાં દોડી જઈ બે હાથ જોડી બોલ્યોઃ-"ક્ષમા! મહારાણીજી ક્ષમા! પ્રતાપ મૂર્ખ-અજ્ઞાન છે, તેની પર દયા કરો."

કાળરાત્રિ:--" દયા હવે આ દેહમાં નથી. "

પ્રતાપ:--" હું પણ જાણું છું કે રાક્ષસીના હૃદયમાં કદાપિ દયાનો સંચાર થઈ શકે જ નહિ. "

કાળરાત્રિ:—" છોકરા એકદમ બોલતો બંધ થા, ત્હેં હજી સુધી મારા ખંજરનો ચમત્કાર જોયો નથી; બસ, ત્યાં સુધીજ તું બોલી શકે છે. મારો ક્રોધ અપરંપાર છે. મારી આજ્ઞાથી બળવાન માણસો ઘણીજ ઘાતકી રીતે મરણને શરણ થાય છે. ત્હેં આ બળવાન રાણીનું અપમાન કર્યું છે તેથી હવે તારી શું દશા થાય છે એ જોયા કરજે. "

પ્રતાપ:--"અને તું પણ જોયા કરજે કે આખરે કુદરતનો કોપ તારી ઉપર કેવો ઉતરે છે. બળના ગર્વમાં છકેલી છોકટી! જો બળનું અભીમાન હોય તો આ વનરાજને એક ક્ષણ વાર છૂટો કરી જો. દુષ્ટ રાણી !

બળવાન આ વસુધા મહિં, બોલ ક્યાં છે–ક્યાં વસે ?
બળ બતાવું તુજને જો બંધન મારૂં આ ખસે.
જમાનો છે નહિ જીભનો, ભુજાઓ ભુજથી ભાગુ,
સપાટો સૈનિકો જુએ, યુદ્ધ હું તુજથી માગું! "

કાળરાત્રિ:--"ઓહ ! હજી આટલું બધું જોર ? રાનેરાન રખડી લોહીનું પાણી થઇ ગયું છે, શરીરનું માંસ સુકાઇ હાડપિંજર જેવો બની ગયો છે, છતાં આ જોર ! આટલું અભિમાન ? "

પ્રતાપ:--" હા, મારા બળનું એ ગુમાન. રાખમાં દબાએલો અંગારો હોલવાતાં-હોલવાતાં પણ કાળો કેર વર્તાવે છે. તે મુજબ આ પ્રતાપ કાળો નાગ છે, તે તને દંશ દેઇ મારવાનોજ લાગ તપાસે છે. "

કાળરાત્રિ:--" સુખેથી બરાડા પાડનારા બળવાન ગધેડાઓ

મ્હેં ઘણા જોયા છે; અને તેઓ પણ આખરે મારે શરણ થઇ ચરણમાં મુકયા છે. પ્રતાપ! તારા માટે હજી આ દેહમાં સ્હેજ દયા બાકી રહી છે; તેથી કરીનેજ તું હજી જીવતો ઉભો છે. હું તારાથી ડરતી નથી. તું તારા મનથી ભલે તને બળવાન માનતો હોય, પણ મારા મનથી તો તું એક નાનકડું અળસીયું છે. અળસીયાના મ્હોત માટે ફક્ત એકજ લાકડીના સપાટાની જરૂર છે."

પ્રતાપઃ—"રાણી તારી મોટી ભૂલ થાય છે. આ પ્રતાપને તું સાધારણ અળસીયુ સમજીશ નહિ, પરંતુ આતો તારો કાળ ઝ્હેરી વ્યાળ છે. તારા પ્રપંચની જાળ ચીરતાં હું જો કે મરીશ પણ ભયંકર ભૂત થઇ તારી પાસે આવીશ. હું તને જડમુળથી ઉખેડીશ અને સ્વદેશનો ઉદ્ધાર કરી મારા મહારાજાનું વૈર વાળીશ. કાળરાત્રિ! ત્હેં ત્હારા જે હાથે મહારાજાને ઝેરી અંગુઠી પહેરાવી મરણને શરણ કર્યા હતા, તારા તે હાથને હું શરીરથી છૂટો પાડીશ."

કાળરાત્રિઃ—"હું તારા વિચાર તારા મનમાં જ સમાવીશ. તારા જેવા અનેક બહાદુરો ક્યારનાએ આ ખંજરના ભોગ થઇ સ્વર્ગમાં સિધાવ્યા છે. પ્રતાપ જો ખાત્રી ન થતી હોય તો જો આ હાથ તારા લોહીથી રંગાવાને કંપી રહ્યા છે; પણ-પણ-તું મારો જમાઇ છે, તેથીજ હજી તારાં વચન સહન-થાય છે. પ્રતાપ! હઠીલાઇ છોડી દે. મારી કૃપામાં મહાસુખ સમાએલું છે; નહિતો જો આ હાથમાં કંપતું ખંજર તારા હૃદયમાં ભોંકવાનીજ વાર છે." આમ બોલતી રાણી પ્રતાપ સામે ફાટી આંખે જોઇ રહી. ત્યાં ઉભેલા સરદારો તેનું વિકાળ સ્વરૂપ નિહાળી ધ્રુજવા લાગ્યા. પ્રમિલા અને ધર્મદાસ આતુર નયને અને દીનવદને પ્રતાપ સામે જોઇ રહ્યાં. પ્રતાપની છેલ્લી ઘડી ગણાતી હતી. તેના જવાબ ઉપરજ તેનું મરણ-જીવન અવલંબી રહ્યું હતું. પછી તો કોણ

જાણે કે તે રાક્ષસી અબળાના મનમાં શું હશે ?' તેનો ભયાનક દેખાવ જોઇ વીર પ્રતાપ ભયભીત થયો નહિ. તેણે તેના સામે જોઇ અટ્ટહાષ્ય કર્યું; અને અંતે વિકળવદને કહ્યું:-"તારૂં ખંજર પણ તારા જેવું કલુષિત છે. તે આ પવિત્ર હૃદયમાં પેસવાને શક્તિવાન થશે નહિ."

"એમ ! તો થઇ જા તૈયાર." કાળરાત્રિ ગર્જી ઉઠી; અને તેને મારવા દોડી, કે તત્કાળ અણુધે ત્યાં ધશી આવી તેને આગળ વધતી અટકાવી કહ્યું:-" મહારાણીજી ! શાન્ત થાઓ, આ સેવકના બે બોલ સાંભળી લ્યો."

" હું હવે એક પણ શબ્દ સાંભળવાને ચ્હાતી નથી. સેનાપતિ ! હું આ ચંડાળનાં વચન સહન કરી શકિત નથી. "કાળરાત્રિએ કહ્યું.

" તો પણ થોડીક વાર સબુર કરો, આપના લાભનીજ વાત મારે જણાવવાની છે. " અણુધે હાથ જોડી કહ્યું.

" શું છે ? જલ્દીથી કહી નાખો ? "

અણુધે તેની છેક નજીક જઇ તેના કાનમાં ધીમેથી કંઇક વાત કહી; કે જે સાંભળવાથી કોપેલી કાળરાત્રિ ઠંડીગાર થઇ ગઇ. તેણે મન સાથે કંઇક વિચાર કરી ત્યાં ઉભેલા કંટકસિંહને કહ્યું:-' સરદાર! અત્યારે આને અહિંથી લઇ જાઓ. તેને લોઢાની જંજરોથી ખુબ જકડો અને રાજ્ય મહેલમાં આવેલા પેલા એકાન્ત ઓરડામાં કેદ રાખો. જોઉં છું કે તે તેની હઠીલાઇ કયાં સુધી છોડતો નથી."

" આ જીવ છે ત્યાં સુધી. લોહીનું એક બીંદુ છે ત્યાં સુધી આ પ્રતાપ સત્ય માર્ગેથી ચલાયમાન થનાર નથી તે નથીજ. "

" બસ ચૂપ થા. " કહી કંટકે આગળ ધસી આવી તેને બોલતો અટકાવ્યો પણ એટલામાં કાળરાત્રિએ બૂમ મારી કહ્યું:-"બસ હે

તેને અહિંથી લઇ જાઓ.” જેવી આજ્ઞા કહી કંટક તેને લઇ ત્યાંથી ચાલતો થયો. પ્રતાપે જતાં-જતાં સજળ નયને પ્રમિલા સામે જોઇ આશ્વાસન આપ્યું, અને ધિરજ ધરવાનું ઇસારતથી સમજાવ્યું. પ્રમિલા અને ધર્મદાસ સજળ નયને તેને લઇ જતો જોઇ રહ્યાં. તેમના મનમાં અસહ્ય વેદના થતી હતી. પણ શું કરે. તેઓ દીનવદને જુલ્મી જાલીમ રાણીનો અન્યાય જોઇ રહ્યાં. પ્રતાપને લઇ ગયા પછી કાળરાત્રિએ અબુધ સામે જોઇ કહ્યું:-“ સેનાપતિ! પેલા બુઢ્ઢાને પૂછો કે તારે અમારા પક્ષમાં મળવું છે કે તારે પણ કેદખાનાની કોટડીમાં પડી સડવું છે ?.” અબુધ તેને પૂછે એ પહેલાંજ ધર્મદાસ બોલી ઉઠયો:-

“ સત્યના સંરક્ષણમાં મરણને શ્રેષ્ઠ માનનાર દુઃખથી કદી ડરતા જ નથી. હું કેદખાનામાં સડવા તૈયાર છું.”

“ એમ ! ઠીક છે.” કહી કાળરાત્રિએ પ્રમિલા સામે જોઇ પૂછ્યું:-“ તારી શું ઇચ્છા છે ?”

“ સ્વદેશના ઉદ્ધાર અર્થે તન મન અને ધનનો ભોગ આપવાને ચાહનારની શું ઇચ્છા હોય તે આપના મનમાંજ વિચારી જુઓ ?” પ્રમિલાએ જવાબ આપ્યો.

“ તું આ રામસિંહને મારે સ્વાધિન કરી દે.” કાળરાત્રિએ કહ્યું.

“ આ પ્રમિલાનું મુડદું જ્યાં સુધી જમીનપર પડશે નહિ ત્યાં સુધી મારા રામસિંહને તમે તાબે લઇ શકશો નહિ. રામસિંહ મારો પ્રાણ છે; અને એજ આ રાજયનો ઉદ્ધારક દેવ છે.”

“ શું આ તારો નિશ્ચય છે ? શું તું મ્હોતથી ડરતી નથી ?”

“ હું મ્હોતથી શા માટે ડરૂં ? મ્હેં એવું તે શું પાપકર્મ કર્યું હોય કે જેથી હું કાળથી ભય પામું ? મહારાણી! અમે કાળની પરવાહ કરતાં નથી.

જેની પાસે સત્ય કાળ તેથી ભય પામે,
જેની પાસે સત્ય નિડર થઇ જગમાં જામે."

"બસ આમને પણ લઇ જાઓ, અને પ્રતાપની પાસેના ઓરડામાં સઘળાંને કેદ કરો. તેમને રીબાવો-ભૂખ તરસ સહન કરાવો, અને ત્રાસ આપો. જાઓ લઇ જાઓ." સિપાહીઓ પ્રમિલા, ધર્મદાસ રામસિંહ-હમીરસિંહને ત્યાંથી લઇ ગયા, અને રાજ્ય મહેલના એક એકાન્ત ઓરડામાં પૂરી દીધાં. સર્વના ગયા પછી કાળરાત્રિએ અગ્નુધસિંહને કહ્યું:-"સેનાપતિ ! હું થોડા દિવસ સુધી રાહ જોઇશ. તે અરસામાં તે અભાગી જીવોને સમજાવો-મનાવો અને ગમે એમ કરી આપણા પક્ષમાં લાવો. હું તેમને મારવાને ઇચ્છિતી નથી. પણ પછી નહિ માને તો તેમનો ન છૂટકે દેહાંત કરવો પડશે. જાઓ, આજથીજ તેમને સમજાવવાનું શરૂ કરો; અને ભેગાભેગી પેલા દુષ્ટ સંકેતપુરપતી પણ શોધ કરાવો. જો તે માણસ હોય તો તેને પકડી મંગાવજો અને ભૂત-પ્રેત અગર દેવ હોય તો તેને બળિદાન આપી સંતોષ પમાડજો." કહી કાળરાત્રિ બીજા ખંડમાં ચાલી ગઇ. અગ્નુધ પણ વિચાર કરતો તેના મહેલ તરફ જવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### વિલક્ષણ ફકિર.

રાત્રિનો બીજો પ્રહર ચાલતો હતો. અંધકાર અવનિપર જામ્યો હતો. શાન્તિ પથરાયેલી હતી. તમરાં-કંસારીના તીણા સ્વર સંભળાતા હતા. સેનાપતિ અગ્નુધસિંહ

સાંજે પાછો દરબારમાં જઇ કેટલીક ગોઠવણ કરી મહેલે આવ્યો હતો. તેનો મહેલ નગરની બહાર નિર્જન સ્થાનમાં આવેલો હતો. ફક્ત બે ત્રણ સિપાહીઓ સાથે તે ત્યાં રહેતો હતો. આજે તેના હૃદયમાં અશાન્તિ છવાએલી હતી. તે ભગ્ન હૃદયે મહેલ ઉપરના ખુલ્લા જરૂખામાં આમ તેમ આંટા મારતો હતો. રાત્રિ બે પ્રહર વ્યતિત થઇ હતી છતાં નિદ્રાદેવીએ તેની પર કૃપા કરેલી નહોતી. તેના હૃદયમાં કરેલાં પાપકર્મના વિચાર ઉભરાઇ આવતા હતા. તે પોતાની ઉપર ભયનાં વાદળને ઝઝુમતાં જોતો, તેને નિરંતર ભયના ભણકારા વાગ્યા કરતા. ઉંઘમાં પણ તેને શાન્તિ મળતી નહોતી. તેના પાપકર્મથી ભયાનક યમદૂતો તેને સ્વપ્નમાં પણ દર્શન દેતા. તેમને જોઇ અબુધ અવાચક બની જતો. વિક્રાળ દૂતો દાંત કકડાવી તેને વજ્ર જેવો યમદંડ બતાવી કહેતા હતા કેઃ-દુષ્ટાત્મા અબુધ ! ત્હેં જે હાથે નિર્દોષનાં ગળાં કાપ્યાં છે, અને જે પાષાણ હૃદયે તેં અનેકાનેક કુકર્મો કર્યાં છે, તેની શિક્ષા તને ઘણી ભારે મળશે. તારે ધગધગતા અગ્નિકુંડમાં પડવું પડશે. જે સમયે અમે તને અગ્નિકુંડમાં નાખીશું તે સમયે ત્હેં જેઓનાં ઘાતકી રીતે અંત આણ્યા છે, તેઓ સજીવન થઇ હાથમાં લાંબા ભાલાઓ પકડી તારી પાસે દોડી આવશે, અને તારા માથામાં તિક્ષણ ભાલાઓ ઘોંચી તને અત્યંત રીબાવશે. સ્વપ્નમાં આવું દૃશ્ય જોતાં અબુધ પોક મૂકી રડી ઉઠતો. તે ભયાનક સ્વપ્નથી એકદમ જાગી ઉઠતો. આજ ચાર દિવસથી લાગલાગટ તેને ભયાનક સ્વપ્નનો ભાસ થતો હતો. તેમાં વળી જે કાળરાત્રિ તેને પ્રથમ અત્યંત પ્યારથી ચાહતી હતી તે રાણી હવે સમય વિતતાં તેનો તિરસ્કાર કરતી હતી. અબુધ કંઇ કહેવા જતો કે તરત તેને "ખૂની-ખંજર" નાં દર્શન કરવાં પડતાં. રામનગરની ઉથલ પાથલમાં મોટો ભાગ લેનાર અબુધસિંહ વ્યાકુળ હૃદયે દિવસ નિર્ગમન કરતો હતો.

તે કાળરાત્રિથી છૂટવાને અનેક તર્ક-વિતર્ક કરતો; પણ તેને કાંઇ રસ્તો માલુમ પડતો નહોતો. તે હમેશાં ખુની રાણીને તેના ખુની-ખંજર સાથે પોતાની આસપાસ ઓળાની માફક ફરતી અવલોકતો. પ્રતાપ પ્રમિલા વગેરેની ભવિષ્યમાં થનાર દશાના વિચાર આવતાં તે સમસ્ત શરીરે ધ્રુજી ઉઠતો. આજે રાત્રિના બીજા પ્રહરે અબુધસિંહ વ્યાકુળતાથી ચારે તરફ જોઇ ગાઢ નિઃશ્વાસ નાખતો હતો. પવન સુસવાટાબંધ વાતો હતો. ઝાડનાં પાંદડાંનો ખડખડાટ થતો હતો. શ્યામ અંધકારમાં અબુધે માર્ગ પ્રતિ દૃષ્ટિ કરી. માર્ગના ચોગાનમાં જાણે ભૂત ભમતાં ન હોય એમ તેને દેખાયું. તે ગભરાટથી બોલી ઉઠયોઃ-હાય-હાય ! ભૂતનાં ટોળાં મારા મહેલ આગળજ ભમે છે. હાય ! હવે શું થશે, હું કયાં જાઉં ? જવાનો એક પણ રસ્તો જણાતો નથી. જ્યાં નજર કરી જોઉં છું, ત્યાં ભૂતનાં ટોળાં અને ભયંકર વેશ ધારિણી કાળરાત્રિ મારી નજરે પડે છે. મારા હૃદયની શાંતિ કયાં ગઇ ? આવ, આવ, ઓ શાન્તિ તું કયાં છે ? હું તને ખોળું છું. આમ બોલતા અબુધે ઉંચે જોયું. એ અરસ્સામાં તેની નજરે સામેની ઝાડીમાં તાપણું સળગતું જણાયું. તે ચમકીને બોલી ઉઠયોઃ-અરે ! આ સામે તાપણું કોણે સળગાવ્યું હશે ? શું જોગણીઓ તો ગરબા ગાવાને ટોળે મળી નહિ હોય ? શું ખબર પડે, લાવ હિંમત ધરી ત્યાં જાઉં, ને જો તે જોગણીઓ હોય તો તેમને મારા કર્મની કથની જણાવું. આમ બોલી અબુધ તલવાર લઇ તત્કાળ મહેલની નીચે ઉતર્યો અને તાપણાના આધારે ઝાડી તરફ ચાલ્યો. ત્યાં પહોંચતાંજ તે એકાએક આભો બની ઉભો રહ્યો. તેને ત્યાં આગળ લીલી કફનીથી ઢંકાએલો એક ફકિર તાપણા પાસે બેઠેલો જણાયો. ફકિર જુવાન અને મનહર હતો. તેના બાલ લાંબા હતા. ગળાથી તે

સુધી તેણે લીલા રંગની કફની પહેરેલી હતી. તે ધ્યાન ધરી હાથમાં પકડેલી તસ્વીરના મણકા ફેરવતો હતો. તેની આગળ ધુણી ધીખી રહી હતી. ધુણીની પાસે એક લાંબો ચિપીઓ અને તેની ઝોળી પડેલી હતી. અબુધ તેનું તેજસ્વી મુખ જોઇ સ્તબ્ધ બની ગયો; અને અંતે મન સાથે બોલી ઉઠયો કેઃ–"ખરેખર! આ ફકિર કોઇ ચમત્કારી પુરૂષ હોવો જોઇએ. તેનું તેજ જોતાં જાણે એમ થાય છે કે સાક્ષાત ભગવાન ફકિરના વેશમાં પધાર્યા છે. આજકાલ કરતાં ઘણા વખતથી આ નરાધમ રાણીના રાજ્યમાં એક પણ સાધુ–સંન્યાસી કે ફકિર મારી નજરે પડયો નથી. મને લાગે છે કે આ ફકિર અહિં અનાયાસે જ આવી ચઢેલો હશે. લાવ હું તેના પગે પડી મારા દુઃખની વાત જણાવું." આમ નિર્ણય કરી તે બે હાથ જોડી પગે લાગતાં બોલ્યોઃ–"ફકિરના રૂપમાં આવેલા ભગવાન! તમને મારા પ્રણામ છે." તેનો અવાજ સાંભળી ફકિરે ચમકીને ઉંચે જોયું; તો અબુધને બે હાથ જોડી બેઠેલો જોયો. અબુધ એકાગ્રતાથી ફકિરનું મુખ નિહાળી રહ્યો. ફકિરે તેના સામે નજર કરી રોષ યુક્ત વદને પૂછયુંઃ–"તું કૌન હય? ઇધર ક્યા મતલબસે આયા હય?"

"હું આપનાં દર્શન કરવાને જ આવ્યો છું. સાંઇજી! હું ઘણો દુઃખી છું."

"ક્યા તું દુઃખી હય? હાં–તું સચ બોલતા હૈ. તેરેકુ જો દુઃખ હોતા હય એહી તેરા ગુન્હાઓકા નતીજા હય." કહી તે ફકિરે આંખ્યો બંધ કરી. બાદ થોડી વારે આંખ્યો ઉઘાડી અબુધનો તિરસ્કાર કરતાં કહ્યુંઃ–"ઓ શરીફ બદમાસ! મય તુજકો અચ્છી તરહસે પહેચાન ગયા હું. તું યહ રાજ્યકા બેવફા સિપેહસાલાર હય. તેરા નામ અબુધ હય. બસ, અબ તું હાંસે ચલા જા. તેરા સાહા

મુઝકો નાપાક બના રહા હય. તું બડા ગુન્હેગાર ઓર મજલુમકા ખૂન બહાનેવાલા જુલ્મગાર હય. જા, ચલાજા, નહી તો જલકે ખાખ હોજાયગા." આમ કહી તે ફકિર અબુધની સામે તિક્ષણ નજરે જોઈ રહ્યો. અબુધ તો સ્તબ્ધ થઇ વિચાર કરવા લાગ્યો કેઃ–" અરે! આ ફકિરે મારાં પાપ કેવી રીતે જાણ્યાં હશે? હાય! હવે શું કરવું?" આમ મનમાં શોચ કરે છે એટલામાં પુનઃ ફકિર ઉભો થઇ બોલ્યોઃ– " ખુદાકા ગુન્હેગાર! દિલમેં ક્યા શોચ રહા હય? ઉઠ ખડા હો જા અને હાંસે જલ્દ નીકલજા. તુંજ જેસા શયતાનકે આનેસે હાંકી જમી કાંપ રહી હય. જા, ચલાજા, જાતા હય યા નહિ? કે એ લંબા ચિમટાકા સપાટા લગાઉ?" કહી ફકિરે પાસે પડેલો ચિપીયો ઉઠાવ્યો. રામનગરનો સેનાપતિ ધ્રુજવા લાગ્યો. તે ગળગળે સાદે હાથ જોડી કહેવા લાગ્યોઃ–" સાંઇજી મને ક્ષમા કરો. સાધુ પુરૂષને ક્રોધ કરવો ઘટે નહિ. હું મારાં પાપથી પૂર્ણ પસ્તાઉં છું. પ્રભુ! દયા કરી જણાવો કે હવે મારૂં શું થશે?"

"તેરા ખરાબ ખસ્ત હો જાયગા. તેરી સુલ્તાના થોડે દિનમે તુઝે પકડ કર તેરે શિર પર ગુન્હાકા તહોમત રખકર કત્લ કરાયગી; ઓર તેરે જીસ્મકે ટુકડે કરકે કુત્તેકું ફેંક દેગી. બસ જા, યહી તેરી તકદિરકા તાસીર સુના રહા હું. અબુધ!

ચાર દિન હય શાનો શૌકત, ચાર દિનકા જબ્ર હય,
ફિર ખુદા હય ઔર તું હય, ઔર અંધેરી કબ્ર હય."

ઉર્દુ કવિ.

"હાય–હાય, શું મારે એવા ભયંકર મ્હોતથી મરવું પડશે? ઓ બાપરે! ઓ સાંઇજી! આ પાપીઆને બચાવો. હું મ્હોતનું નામ સાંભળીને કંપું છું. મારે મરવું નથી. મ્હેં હજી કંઈ પણ સુખ

ભોગવ્યું નથી, અને હજી મરવા જેટલો ઘરડો પણ થયો નથી." કહી પુનઃ અણુધે તેના પગમાં માથું મૂક્યું. ફકિર તેનાથી દૂર ખસીને બોલ્યોઃ-"અય નિમકહરામ! મય તુઝે કિસ તરહસે બચાઉ? ખુદાકા કહેર તેરે શર પર ઉતર ગયા હય. ઔર તેરે લીયે મૌતકા પેગામ નીકલ ચૂકા હય. અણુધ! તેરે લીએ દોજખકા રાસ્તા સાફ હો ગયા હય. બોલ, અબ મય તેરેકુ શયતાનકે પંજેસે કીસ તરહ છુડાઉં? મય લાઇલાજ હું, ખુદાસે બહોત ડરતા હું. ઔર તેરે જેસે નાપાકકું દેખકર દૂર ભાગતા હું. અફસોસ! ઐસા બેકિંમત ઇન્સાનકા રૂત્બા પાકર તુંને બ્હોત બદકામ કીયે હય. બસ એહી તેરા દુઃખકા નતીજા હય. અણુધ! અબ રોના યાને મૌતસે ડરના અચ્છા નહિ, મજલુમ કે ગલેપર શમશીર ચલાતે બક્ત તુને ક્યું નહિ શોચા કે એક દિન મેરાભી યહી હાલ હોગા? અણુધ સુન,

ચંદ દિન હય શાનો શૌકતકા ખુમાર,
મૌતકી તુર્શી નશા દેગી ઉતાર.
જબ ઉઠાયેંગે જનાજા મિલકે યાર,
હાથ મલમલ કર કહેગા બાર બાર.
કિસ લીયે આયેથે, તુમ કયા કર ચલે?
જો હ્યાં પાયા યહિં પર ધર ચલે.

ઔર સુન!

કલજુગ નહિ કરજુગ હયે, યા દિનકો દે ઔર રાતલે,
દુનિયાકા સૌદા નકદ હય, ઇશ હાથ લે ઉસ હાથ દે."

ઉર્દૂ કવિ.

"દુઃખી પર દયા કરવી એ આપનો ધર્મ છે. મહેરબાની કરીને જણાવો કે મારે મ્હોતમાંથી છુટવાનો હવે એક રસ્તો છે?" અણુધે

પૂછ્યું. ફકિરે થોડીક વાર વિચાર કરીને કહ્યું:–" હા, તેરે લીએ ફક્ત એક રાસ્તા હય. "

" બતાવો, દયાળુ બતાવો; હું આપને શરણે છું. " પુનઃ અબુધે હાથ જોડયા.

ફકિર:—" તું આજસે મેરે કહેને મુંજબ ચલેગા ? "

અબુધ—" હાજી, હું આપ કહેસો એ પ્રમાણે ચાલીશ. "

ફકિર—" અબ મય દેખતા હું કે તું અબી સચ બોલતા હય યા જુઠ ? હાં...સિપેહસાલાર સાહેબ ! એતો સુનાઓ કે રાજા સુજનસિંહકી દુખતર કુસુમ અબી કહાં હય ? "

ફકિરના મુખથી કુસુમનું નામ સાંભળી અબુધના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે આત્મગત બોલી ઉઠયો:—" હાય-હાય ! આ ફકિર તો બધું જાણતો હોય એમ જણાય છે. મારા બાપ ! આવો ત્રણ કાળનો જ્ઞાની ફકિર શું ન કરી શકે ? " તે આગળ બોલે એટલામાં પુનઃ ફકિરે કહ્યું:—" અબુધ ! કયા શોચતા હય ? "

અબુધ:—" કાંઇરે નહિ બાપજી, એ તો હું મનમાં એમ વિચાર કરતો હતો કે કાળરાત્રિએ કુસુમને કયાં રાખી હશે ? "

ફકિર:—" કયા તુમ બેમાલૂમ હો ? સેનાપતિ ! તું જુઠ બોલતા હય, તું મેરેકુ ફરેબમેં ફીરાતા હય. સુન કુસુમકુ કહાં રકખી હય ઓ સચ સુનાઉં. શાહજાદીકુ કાલે કિલ્લેકી ખાઇવાલી કોટડીમાં કેદ રકખી હય, કયું સચ યા જુઠ ? "

અબુધ:—" ત્યાંજ-ત્યાંજ. બાપજી આપે ખરૂં પારખ્યું. હું પણ આપને એજ કહેવાનો હતો. રાંડના એ કાળાકિલ્લાનું નામ મારે મોઢે ચઢતું નહોતું, ઠીક થયું કે બાપજીએજ કહી દીધું. "

ફકિર:—" અબ તેરે મરના હય યા જીના ? "

અબુધઃ—" બાપજી ! આપજ વિચાર કરી જુઓને કે આટલી અવસ્થામાં કોઇ માણસ મરવાને રાજી હોય ? "

ફકિરઃ—" કયા તું મરને લાયક નહિ હુવા હય ! તું તો બડા બુઢ્ઢા હો ગયા હય. તેરા મ્હોત નજદીક દીખાતા હય. "

અબુધઃ—" નહિ બાપજી ! મારે મરવું નથી. હું આપને બુઢ્ઢો દેખાઉં છું તેથી શું થઇ ગયું. મનની ચિંતાએ મને એકદમ ઘરડો અને બેહેલા ડાચાંનો બનાવી દીધો છે. બાપજી ! મ્હોતનું નામ સાંભળી મને ધ્રુજારી વછુટે છે. જો મારો કાળ નજીક આવ્યો હોય તો આપ દયાળુ તેને દૂર હાંકી મૂકો. હું આપનો ચેલો થઇ રહીશ. "

ફકિરઃ—" અચ્છા સુન. જો તેરે જીના હો તો તું અબી મેરેકું તેરે ઘરપર લે ચલ. કયું કે આંજેથી તીસરે રોજ તેરી સુલતાનાકી નિગાહસે તેરે શિરપર જલ્લાદોકી સમશિર ખુલ જાયગી. ઇસ બખ્ત જો મય તેરે મકાનપે હોઉં તો ખુદાતાલાકી નિગાહસે મય તુજકો મ્હોતકે અંજામસે છુડાઉં. બોલ તેરા કયા ખ્યાલ હય ? "

અબુધઃ—" ભલે, ભલે, મારા બાપજી મારે ઘેર ખુશાથી પધારો. ચાલો બાપજી ચાલો, હું આપની સેવા કરીશ. લ્યો ત્યારે હવે ચાલો બાપજી, કારણ કે રાત ઘણી ગઇ છે તેથી કોઇ જોશે તો વ્હેમાશે. "

" તુમ બેફિકર રહો. મય અબી તેરી સાથ ચલતા હું. " કહી તે ફકિરે ધુણીને ઓલવી ચિપીયો અને ઝોળી ઉઠાવી અબુધની સાથે ચાલવા માંડયું. રસ્તામાં ચાલતાં-ચાલતાં ફકિરે યુક્તિથી રામનગરનું રહષ્ય જાણી લીધું અને કુસુમને રાખવામાં આવેલ સ્થાનની પણ પૂરેપૂરી માહિતી મેળવી લીધી. બન્ને જણા થોડીવારમાં મહેલની અંદર દાખલ થઇ ગયા. નોકરો ઉંઘી ગયા હતા. અબુધે જાતેજ ફકિ-

રને સૂવાની સોઇ કરી આપી. દિવાનખાનાની પાસેની એક કોટડીમાં ફકિર સૂતો. ફકિરની વ્યવસ્થા કરી અણુધ નિદ્રાને માટે પલંગમાં પડયો; પણ વિચારને લીધે તેને ઉંઘ આવી નહિ. તે ઉભો થયો અને પુનઃ જરૂખામાં આવીને ફરવા લાગ્યો. એ સમયે દરબારગઢમાં બાંધેલી પીતળની ઘડીયાળમાં પહેરેગીરે બે ડંકા વગાડયા. શું બે વાગ્યા ? કહી અણુધે જરૂખા બહાર જોયું. આકાશમાં ચંદ્રને ઉગવાની તૈયારી હતી..ઝાંખો પ્રકાશ પથરાયો હતો. દુરથી રાજમહેલ દેખાતો હતો. રાણી અત્યારે સુખમાં સૂતી હશે. હાય મને અજંપો થવાથી ઉંઘ આવતી નથી. આમ બબડતા અણુધે બીજી બાજુએ જોયું તો દૂરથી કાળો કિલ્લો જાણે મોટો હાથી ન ઉભો હોય એમ જણાયો. હાય, હઠીલી કુસુમ અત્યારે શું કરતી હશે ? અરેરે ! એ કોમળ બાળાને એ ભયંકર કિલ્લામાં શું ને શું એ વિતતું હશે ! આમ વિચારતો અણુધ એકાગ્રતાથી કાળા કિલ્લા તરફ જોઇ રહ્યો. એ અરસ્સામાં એક અદ્ભુત રહષ્ય જણાયું. અણુધના મહેલ પાસે થઇને એક શ્યામ આકૃતિ ઘોડાપર બેસીને ચાલી જતી જણાઇ. ઘોડાના પગના અવાજથી અણુધે તેની તરફ દૃષ્ટિ કરી. તે મનમાંજ બોલી ઉઠયો:- અરે ! એ કોણ હશે ? શું મહારાણીએ મારા વિચાર સાંભળવાને કોઈ જાસુસ તો નહિ મોકલ્યો હોય ? જો એમ ના હોય તો તે જનાર મારા મહેલ આગળ થઇને કેમ જાય ! લાવ ફકિરને જગાડી તેની પાછળ જાઉં. આમ વિચાર ગોઠવી અણુધે ફકિરની પાસે આવી તેને જગાડી સઘળી વાત જણાવી. '**પાપીને સદાકાળ ભયનોજ ભાસ થાય છે**' એ પ્રમાણે અણુધને થયું. ફકિરે તેને શાન્તિ આપી અને વીરપુરૂપને છાજે એવાં વસ્ત્ર પહેરી ઉપર શસ્ત્ર-અસ્ત્ર સજી લીધાં અને તેની ઉપર લીલી કફની પહેરી લીધી. માથા પર લીલા

રંગનો ફેંટો બાંધી દીધો. અણુધ અને ફકિર નીચે ઉતર્યા, અને અશ્વશાળામાંથી બે ઘોડા લઇ તે પર સ્વારી કરી આગળ જનાર આકૃતિની પાછળ ચાલ્યા. થોડીવારમાં તેમણે આગળ જનાર આકૃતિને પકડી પાડી. તેની પાછળ બન્ને જણા થોડે દૂર રહી ઘોડાને ધીમે ધીમે ચલાવવા લાગ્યા. તે આકૃતિ કાળા કિલ્લા તરફ જતી હતી. કાળો કિલ્લો રાસનગરથી ઘણે દૂર આવેલો હતો. માર્ગમાં ચાલતાં ફકિરે પૂછ્યું:—સેનાપતિ સાહબ ! આ રસ્તા કહાં જાતા હય ?

"કાળા કિલ્લા તરફ." અણુધે ધીમેથી જણાવ્યું. ફકિર શાન્ત થઇ ગયો. અંતે કાળો કિલ્લો આવી પહોંચ્યો. આગળ જનાર આકૃતિ ઘોડાપરથી ઉતરી કિલ્લાના દ્વાર આગળ આવી અને દરવાજાની બારી પર ત્રણ ટકોરા માર્યા. થોડીવારમાં જ અંદરથી કોઇએ બારી ઉઘાડી. એક વૃદ્ધ સિપાહી હાથમાં ફાનસ લઇને બારી પાસે ઉભો હતો. આવનાર વ્યક્તિને જોતાંજ તેણે ભોંય સુધી નીચા નમી નમન કર્યું. નમન પ્રતિકાર હસ્તે વદને વાળી એ વ્યક્તિએ પૂછ્યું:—કેશરાજી ! સઘળું તૈયાર છે ને ?"

"હા, આ સેવકે ક્યારની પૂજાની સામગ્રી તૈયાર કરી રાખી છે. ફક્ત આપ સરકારનીજ વારેવાર છે." કેશરાજીએ જણાવ્યું.

"એમ ! તો ચાલો પૂજાનો થાળ લઇ લ્યો." કહી તે વ્યક્તિ આગળ ચાલી. કેશરાજી પણ પૂજાનો થાળ લઇ તેની પાછળ જવા લાગ્યો. તેની ભુલથી દરવાજાની બારી ખૂલ્લી રહી ગઇ. અણુધ અને ફકિર ક્યારનાએ ઘોડા ઉપરથી ઉતરી અશ્વોને એકાન્ત જંગામાં બાંધી ત્યાં આવ્યા હતા. અણુધે વાતપરથી એ વ્યકિતને ઓળખી લીધી હતી. તેને ઓળખતાંજ તે ઠંડોગાર થઇ ગયો હતો. તેને

આખે શરીરે જાણે શીત ન વ્યાપ્યું હોય એવી રીતે તે ધ્રુજતો હતો. તેની એવી સ્થિતિ જોઇ ફકીરે પૂછ્યું:-"સેનાપતિ સાહેબ! તુમ કાંપતે કયું હો ? કયા એ કિલ્લાકું દેખકર ડરતા હો યા કોઇ ભૂત-પ્રેતકી રૂહને દીખાઇ દીયા હય ?"

"બાપજી ! હું ભૂત-પ્રેતથી ડરૂં એવો નથી. આપણે અહિં આવવામાં મોટું જોખમ ખેડયું છે. આપણે કાળને હાથે કરીને બોલાવ્યો છે. હાયરે હવે શું થશે !" અબુધ બોલતાં ગભરાંઇ ગયો.

"તુમ કાયકુ ડરતા હય? સુનાવતો સહી કે તેરેકું કયા હોતા હય ? તુમ બોલતા હય ઉસમે મુઝે કુછ સમજ નહિ પડતી."

"અરે બાપજી ! શું કહું ? કહેતાં જીભ ઉપડતી નથી. બ-બ-બાપજી ! તમે આપણી આગળ જનાર આકૃતિને ઓળખી કે ?"

"નહિ, મય ઉસે કીસ તરેહ પહેચાનું ? કયા તુમ ઉનકુ પહેચાન ગએ હો ?" ફકીરે પૂછ્યું.

"હાં, હું તેને ઘણી સારી રીતે ઓળખી ગયો છું અને તેથી જ આમ પિંપળાના પાંદડાંની માફક ધ્રુજું છું." અબુધે કહ્યું.

"કયા એ કોઇ ભૂત હય કે તુમ ઉસે દેખતેહી ડર ગયા ? અબુધ! મત ગભરાવ, જો ભુતને તુઝે ડરાયા હોગા તો મય ઉસે ખુદાકી મહેરબાનીસે જલાકે ખાખ કરદુંગા;" ફકીરે શાન્તિ આપી.

"અરે બાપજી એ તો ભૂતને પણ ખાઇ જાય એમ છે. તેના આગળ દેવ દાનવ પણ ગુલામ જેવા બની જાય છે. માટે બાપજી ! હવે અહિંથી મૂઠીઓ વાળીને નાસો, નહિ તો સમજજો કે ગળે આવ્યો કાળનો ફાંસો." કહી અબુધ આમ તેમ જોવા લાગ્યો.

"અય બેવકૂફ ! સુનાવતો સહી કે એ કૌન થા ?" ફકિરે પૂછ્યું.

"મહારાણી કાળરાત્રિ." અબુધે જણાવ્યું

"કયા કાલરાત્રિ આપ–ખુદ યહાં આઇ હય ?" ફકિરે આશ્ચર્ય પામી પૂછ્યું.

"હા, બાપજી હવે આપણું આવી બન્યું, વગર માગે મ્હોત નજીક આવી પહોંચ્યું. બાપજી ! તમે તેની કમ્મરે લટકતું ખંજર જોયું કે ? એ ખૂની ખંજરમાં અદ્દભુત ચમત્કાર છે. એ ખંજરથીજ મહારાણી ધારે એ કરવાને સમર્થ છે." કહી અબુધ વિશેષ ધ્રુજવા લાગ્યો. ફકિર તેને આશ્વાસન આપતો બોલ્યો:–"સેનાપતિ ! તુમ જવાંમર્દ હોકે ઇતના કયું ખાફ ખાતે હો ? ખુદાતાલાકી અપની પર બડી મહેરબાની હય. ઉસ લીએ ખૌફ મત ખાઓ, ઔર સુનાઓ કે સુલતાના ઇસ અંધેરી રાતમે એ કાલે કિલ્લેમેં જાકર કયા કરેગી ?"

"બાપજી ! જ્યારે કોઇ આફત આવવાની હોયછે ત્યારે મહારાણીને અગાઉથી ખબર પડે છે. તેથી એ આફતના વાદળને વિખેરવા એ નામદાર રાણી મધ્યરાત્રે આ કિલ્લામાં આવી અંદર આવેલા ભૈરવનું પૂજન કરે છે. ભૈરવ તેમના ઇષ્ટદેવ છે. રાણી તેમને બળિદાન દઇ પ્રસન્ન કરે છે, કે જેથી તે ભૈરવ ભયના વાદળને દૂર કરી તેમની સાથે વાતો કરે છે. કહો બાપજી ! આવી દેવના હાથાવાળી રાણીને આખા બ્રહ્માંડમાં પણ કોઇ વશ કરવાને શક્તિવાન થાય કે ?" કહી અબુધ તેની સામે જોઇ રહ્યો. ફકિરે કંઇક વિચારી કહ્યું:–"સેનાપતિ ! તુમ ચુપચુપ મેરે પીછે ચાલે આઓ. દેખાંએ તો સહી કે તેરી સુલતાના ભૈરવકી કીસ તરહસે પૂજા કરતી હૈ."

"અરે બાપજી ! ત્યાં જવાનો વિચારજ કરશો નહિ. ત્યાં ગએલા કોઇપણ જીવતા પાછા આવ્યા નથી. માટે જો જીવવું હોય તો પાછા ઘેર ચાલો." કહી અબુધ પાછા જવાને કરગરવા લાગ્યો.

ફકિર તેનું કહેવું નહિ માનતાં તેને શાન્તિ આપી કહેવા લાગ્યોઃ— "તુમ બેફિકર રહો. ખુદાકી નીગાહસે અપના એક બાલકુંબી ઇજા પહોંચાને વાલા ભય ઇસ સારી જહાંનમેં કોઇકું નહિ દીખતા હું. તુમ મેરે પીછે ચલા આવ." કહી ફકિરે બારી વાટે અંદર પ્રવેશ કર્યો. અબુધ પણ ન છૂટકે અંદર ગયો; અને ધીમે પગલે ધ્રુજતો-ધ્રુજતો તેની પાછળ ચાલ્યો. કિલ્લાની અંદરના કેટલાક દરવાજા વટાવી તેઓ ભૈરવનાથના દહેરા આગળ આવ્યા અને એક હવડ જગાએ છુપાઇ રહી અંદરનું રહસ્ય અવલોકવા લાગ્યા.

## પ્રકરણ ૧૨ મું.

### "ભવિષ્યનો ભેદ."

અંધારી રાતે ભયાનક દેખાતા કાળા કિલ્લામાં પ્રતીપળે ગયબી પડઘા પડતા હતા. કાળો કિલ્લો ઘણો લાંબો અને વિશાળ હતો. તેની વચ્ચોવચ એક ઉંડી ખીણ આવેલી હતી. એ ખીણ ઘણી ઉંડી હતી. તેની બીજી બાજુએ બીજો એક નાના કિલ્લાના આકારનો એક ઓરડો આવેલો હતો. તેમાં કુસુમકુમારીને કેદ રાખવામાં આવેલી હતી, તે ઓરડાની ચારે તરફ પત્થરનો મજબૂત કોટ આવેલો હતો. તેની અંદર જવાને ફક્ત એકજ બારણું હતું. તે બારણું હમેશાં બંધ રાખવામાં આવતું હતું. ત્યાં બે સિપાહીઓ ખુલ્લી તરવારે ચહેરો ભરતા હતા. કેદી કુસુમને એક માણસ હમેશા બે વખત આવીને ખાવાનું આપી જતો હતો. આવા ભયંકર સ્થળમાં રાજકન્યા કુસુમ ઘણી દુઃખી થઇ દિવસો નિર્ગમન કરતી હતી.

જે સ્થળે અબુધ અને ફકિર ઉભા રહ્યા હતા, ત્યાંથી કુસુમનો ઓરડો દેખાતો હતો. રાત્રિના સમયે તે કાળા હાથીની માફક ભાસતો હતો. અબુધની પાસે ઉભેલો ફકિર આતુર નજરે એ ઓરડા તરફ જોઇ રહ્યો હતો. તેણે ઘણી વાર સુધી એ તરફ જોઇ અંતે એક નિઃશ્વાસ નાખ્યો. એટલામાં અબુધે તેને કહ્યું:–"કાં સાંઇ બાવા! જોયો આ કિલ્લાનો ચમત્કાર કે? અહિં હજારે–હજાર ભૂત–પ્રેતો નિવાસ કરી ગમ્મત કરે છે. આ ભૈરવનું મંદિર પણ અત્યારે કેવું ભયંકર ભાસે છે." આમ કહેતો તે આસપાસ જોવા લાગ્યો. ફકિર કંઇ બોલ્યા ચાલ્યા વિના ઉભો રહ્યો. તે પછી બન્ને જણા ભૈરવના મંદિરમાં પેઠેલી કાળરાત્રિની ચિકિત્સા જોવા લાગ્યા. ભૈરવનું મંદિર જુનું પુરાણું હતું. તેનો આકાર ગોળ હતો. ભીંતો કેંક ઠેકાણેથી ખવાઇ ગઇ હતી. તેની અંદરના છેક છેલ્લા ભાગના એક ગોખલામાં ભૈરવની ભયાનક વિકાળ મૂર્તિ નજરે પડતી હતી. મૂર્તિની સમિપ કાળરાત્રિએ ઘીના બે દિવા સળગાવ્યા હતા. રાણીએ મૂર્તિને પાણીથી નવરાવી ચંદન ચોપડ્યું. ગળામાં લાલ કરેણાંનાં પુષ્પની લાંબી માળા પહેરાવી. પછી તેણે જમીનપર પડી પ્રણામ કર્યા. તે પછી તેણે પોતાના ખંજરને નીચે મૂકી તેનું પૂજન કર્યું. કંકુના લેપનથી ખંજર લાલચોળ જણાવા લાગ્યું. પૂજન કાર્યથી પરવારી રાણીએ સાથે રાખેલા એક નાના તાંબાના કુંડમાં અગ્નિ પ્રદિપ્ત કર્યો અને તેમાં ખીર–ચણા–અડદની આહુતી આપી. તેની સાથે આવેલો કેશરાજી એક ખુણામાં શાન્તિથી બેસી રહી પૂજા જોયા કરતો હતો. અગ્નિમાં આહુતી આપી કાળરાત્રિએ બળિદાન લાવવાની કેશરાજીને આજ્ઞા કરી, તત્કાળ કેશરાજીએ ત્યાંથી ઉભા થઇને ત્યાં ઢાંકેલું એક મનુષ્યાકારનું અડદનું પુતળુ રાણીની સામે લાવી મૂક્યું. કાળરાત્રિએ તેની પૂજા કરી હાથમાં પાણી

લઇ બળિદાનનો સંકલ્પ મૂક્યો. તે પછી તેણે મનમાં કંઇક બરબડી પુતળાને પાણીની અંજલી છાંટી, અને ખંજરથી તેના બે ભાગ કરી ભૈરવને બળિદાન આપ્યું. પુતળાના બે ભાગ થતાં તેમાંથી લાલ રંગનું પાણી નીકળ્યું. તેને ખોબામાં ભરી રાણીએ ભૈરવની મૂર્તિ ઉપર છાંટયું. ત્યારબાદ ભૈરવને નૈવેદ્ય ધરાવી તેની આરતી ઉતારવામાં આવી. આરતી ઉતારી તેનું વંદન લઇ કાળરાત્રિ ઘુંટણે પડી બે હાથ જોડી ભૈરવની સ્તુતિ કરવા લાગી:–" હે દેવાધિદેવ ! આપને મારા પ્રણામ છે. આપે આજ પર્યંત મારાં ઘણાં કામમાં સ્હાય કરી છે. મારીપર આપની સંપૂર્ણ કૃપા છે. હે દેવ ! હું આપની કૃપાએ શાન્તિથી દિવસ ગુજારતી હતી, પણ હાલ કેટલાક દિવસથી એક સફેત આકાર છાયા રૂપે મારી પાછળ ફરી મને ત્રાસ આપે છે. દેવ ! કૃપા કરી જણાવો કે તે સફેત આકાર દેવ છે કે મનુષ્ય છે ? તેના નવ-નવાં રૂપથી હું તેને ઓળખી શકતી નથી. તેનો અને મારો જ્યારે પ્રથમ મેળાપ થયો, ત્યારે તેણે તેનું એવું તો નામ બતાવ્યું કે જે સાભળતાં જ હું બેશુદ્ધ બની ગઇ. તે પછી સાવધ થતાં તે જોવામાં આવ્યો નહિ. તે ઘણી વખત પ્રત્યક્ષ આવીને અને ઘણી વખત સ્વપ્નમાં દર્શન દઇને ગભરાવે છે. દેવ ! જણાવો કે તે દુષ્ટ કોણ છે, અને આ ભાગ્યમાં શું લખાએલું છે ? " આટલી સ્તુતી કરી કાળરાત્રિ મૂર્તિની સામે જોઇ રહી. ઘણીવાર થઇ પણ જવાબ મળ્યો નહિ. આથી કાળરાત્રિ કંટાળી ફરીથી બોલવા લાગી:–" હાય ! કોણ જાણે કે શાથી આ ભૈરવદેવ પણ આજે મારી સાથે બોલતા નથી ? દેવ ! શું મારો કંઇ અપરાધ થયો છે ? બોલો, બોલો, અને આ વ્યાકુળ બનેલી રાણીના ભવિષ્યનો ભેદ કહો ?" કહી કાળરાત્રિ દીન દષ્ટિએ જોઇ રહી. છતાં પણ તેને કોઇએ જવાબ આપ્યો નહિ. પુનઃ કાળરાત્રિ ગદગદિત કંઠે

બોલીઃ-"આ દેવ પણ મારી પર કોપાયમાન થયા હોય એમ જણાય છે, પડતીમાં પડતી થાય એ કુદરતનો નિયમ છે. દુઃખમાં પાસેનાં સગાં-સ્નેહિઓ છોડીને, ચાલ્યાં જાય છે તો દેવ કેમ ન ચાલ્યા જાય. બસ હવે આ દેહનું તેમને બળિદાન આપું." આમ બોલી કાળરાત્રિએ નીચે પડેલું ખંજર ઉઠાવ્યું અને ભૈરવ સામે જોઇ કહ્યુંઃ-" દેવ ! જે રાણી આજ સુધી બળિદાન આપી આપને સંતુષ્ટ રાખતી હતી, તેમજ નિશદિન આપનું પૂજન કરી ધ્યાન ધરતી હતી; તે રાણી આપ અસંતુષ્ટ થયા છો એમ ધારીને તેના દેહનું બળિદાન દેવા તત્પર થઇ છે. દેવ ! અપરાધ ક્ષમા કરજો, અને મારા દેહનું બળિદાન સ્વીકારી સંતુષ્ટ થજો." આમ કહેતાંજ તેણે ખંજર ઉંચું કર્યું, કે તરત ગયબી અવાજે કોઇ બોલતું સંભળાયુંઃ—" રાણી ! સાહસ શા માટે કરે છે ? હું તારી પર કોપાયમાન થયો નથી." રાણી હાથ જોડીને બોલીઃ-" મારી ઉપર પ્રસન્ન હો તો જણાવો કે સંકેતપુરૂષ કોણ છે ? "

" તેને હું ઓળખી શકતો નથી, પણ હું તો ફક્ત એટલુંજ જાણું છું કે તે એક પવિત્ર અને પરોપકારી પુરૂષ છે. કાળરાત્રિ ! તેનાથી જ અંતે તારો પરાજય છે. "

" હેં ! શું તેનાથી જ મારો નાશ છે ? ઓ પ્રભુ ! જણાવો તો ખરા કે તે દેવ છે કે માણસ છે ?" કાળરાત્રિએ ગભરાઇને પૂછ્યું.

" તે તને જણાવવાને હું લાચાર છું. તેની પવિત્રતાથી હું પણ અંજાઈ જાઉં છું. રાણી ! તારો શત્રુ એ મારો શત્રુ માની હું તેને ચમત્કાર દેખાડવાને એક દિવસે તેની પાસે ગયો હતો; પણ તેની નજીક જતાં જ હું તેના પવિત્ર તેજના પ્રતાપે વિચિત્ર પ્રકારના

અગ્નિથી બળવા લાગ્યો હતો."

"અરે! આ તો ઘણું અજબ થવા જેવું! દેવ! તેને વશ કરવાનો કંઇ ઉપાય છે કે નહિ?" કાળરાત્રિએ ભયભીત થઇને પૂછ્યું.

"ના, તેનો નાશ કરવા જતાંજ તારો નાશ થઇ જશે. હવે ટુંક સમયમાં જ તારે તેના ચમત્કારને નમસ્કાર કરવા પડશે. કાળરાત્રિ! તારે થોડા દિવસમાં એક મોટા સરદારની સાથે યુદ્ધમાં ઉતરવું પડશે, અને તેમાં અંતે તારો પરાજય થશે. તારૂં ભાવી ભુંડું છે. હું તને પ્રથમથી જ સૂચના કરતો આવ્યો છું કે તારે દુષ્ટ વૃત્તિઓનો ત્યાગ કરવો, પણ ત્હેં મારૂં વચન માન્યું નહિ. હવે તારે તારાં દુષ્કર્મનાં ફળ ભોગવવાં જ પડશે. રાણી! આજથી હું પણ હવે તારૂં બળિદાન સ્વિકારનાર નથી, અને આ સ્થળે રહેનાર પણ નથી. હું આ સમયે જ આ સ્થળનો ત્યાગ કરીને ચાલ્યો જાઉં છું અને જતાં પહેલાં ચેતાવું છું કે જો જીવવું હોય તો નીતિનો રસ્તો ગૃહણ કરજે. બોલ, હવે કાંઈ પૂછવું છે?"

કાળરાત્રિ સ્તબ્ધ બની. ભવિષ્યનો ભેદ જાણી ભયથી વિહ્વળ બની ગઇ. બહાર ઉભેલા અબુધ અને ફકિર પણ અલૌકિક ચમત્કાર નિહાળી આશ્ચર્યચકિત થઇ ગયા. એટલામાં ફરીથી કાળરાત્રિ બોલતી સંભળાઇ:–"દેવ! અત્રેથી જતાં પહેલાં જણાવો કે યુદ્ધમાં વિજય મેળવવાનો એકે રસ્તો છે કે નહિ?"

પુનઃ અવાજ આવ્યો કે:—"ના, આ યુદ્ધમાં તારો વિનાશજ છે. તેમ છતાં તું મારી પાસેનું ખંજર સંભાળી રાખીશ તો પ્રયત્નમાં કંઇક ફાવીશ. પણ તું ખાસ કરીને યાદ રાખજે કે તારો વિનાશ થતાં પૂર્વે તારૂં ખંજર તારા હાથમાંથી જશે, ભવિષ્ય તને ભૂલાવશે."

"ઓહ ! આતો ઘણુંજ ભયંકર." કહી કાળરાત્રિ ચીસ પાડી ઉઠી અને બેબાકળી બની બોલી ઉઠી:-"ઓ દયાળુ દેવ ! મારી પર કૃપા કરો અને મારૂં સર્વસ્વ નાશ થતું અટકાવો."

"તેમ કરવાની બાજી હવે મારા હાથમાં રહી નથી. તારાં પાપકર્મ અપરંપાર છે, પરમાત્માનો ભયંકર કોપ તારી ઉપર ઉતરી ચૂક્યો છે. રાણી ! જાઉં છું અને આજના પૂજનના બદલામાં જણાવતો જાઉં છું કે તારો શત્રુ મહેન્દ્ર આવી પહોંચ્યો છે. બસ સંભાળ." અવાજ બંધ થઇ ગયો. શાન્તિ પથરાઇ ગઇ. કાળરાત્રિ ચીસ નાખી બોલી ઉઠી:-"શું મારો દુષ્મન, મારો શીકાર; રામનગરમાં આવ્યો છે ? બસ તેને જંજીરોથી જકડવો જોઇએ, ભવિષ્યની ઉથલ-પાથલ તેનાથી થાય એવો મને વ્હેમ પડે છે. હા ! ભૈરવ ચાલતા થયા અને મારા ભવિષ્યનો ભેદ ખોલતા ગયા. પણ ફિકર નહિ, તેમના કહેવા મુજબ આ ખંજરને હું જીવના જોખમે જાળવી રાખીશ. આ કાળરાત્રિ દુષ્મનોથી ડરનાર નથી. હું આ ખંજરથી તેમના કટકા કર્યા વિના રહેનાર નથી. ચાલ, હવે હું રામનગર જાઉં અને જુના શત્રુ મહેન્દ્રને પકડી દુનિયાંમાંથી વિદાય કરૂં." આમ નિર્ણય કરી રાણી જવાની તૈયારી કરવા લાગી.

બહાર ઉભેલા અબુધે અને ફકિરે ભૈરવની ભવિષ્ય વાણી બરોબર સાંભળી હતી. અબુધ ભવિષ્યનો ભેદ જાણી ઉંડા તર્ક-વિતર્કમાં પડ્યો. તેની પાસે ઉભેલો ફકિર કાળરાત્રિનું પ્રબળ જોઇ સ્તબ્ધ બની ઉભો હતો. તે વારંવાર રાણીના આવવાના માર્ગ તરફ દૃષ્ટિ કરતો હતો. તેના મનમાં કંઇક થતું હતું. તેણે અબુધના સામે જોયું. સેનાપતિનું ધ્યાન બીજી બાજુએ હતું. ફકિરના મનમાં ત્યાંથી ચાલ્યા જવાનો વિચાર થઇ આવ્યો. આથી તે તત્કાળ અબુ-

ધને કહ્યા વિના ત્યાંથી ચાલતો થયો. તે પછી થોડીવારે અણુધે ઉંચે જોયું તો ફકિર ત્યાં જણાયો નહિ. તેણે આશ્ચર્ય પામી આસ-પાસ જોયું. ફકિર ક્યાં ગયો હશે! અરે તે હમણાંજ અહિં હતો ને? ખરેખર! મને કંઇક અજબ પ્રકારનો વ્હેમ પડે છે. ફકિરના વેશમાં મહેન્દ્ર હોય એમ હવે શંકા થાય છે. જો એમ ન હોય તો તે એકાએક ચાલ્યો કેમ જાય? હાય! તે પ્રપંચના પુતળાએ મને ઠગીને જાણવા જેવી વાતો જાણી લીધી છે. મ્હેં તેનું મુખ જોઇ મનમાં વિચાર તો કર્યો હતો કે આતું મુખ મહેન્દ્રને મળતું આવે છે, પણ એ સાંઇ સાહેબના જુસ્સાથી હું બોલી શકવાની હિંમત કરી શક્યો નહિ. ઠીક છે. બચ્ચા મહેન્દ્ર! યાદ રાખજે કે આનો બદલો તને ઘણો ભારે મળશે. ચાલ જીવ; હું હવે અહિંથી બહાર નીકળી જાઉં; નહિ તો મહારાણી મને જોતાંજ કોપાયમાન થઈ જશે. આમ વિચારી અણુધ ચાલવા લાગ્યો. તે બે ડગલાં આગળ ગયો હશે એટલામાં તો કાળરાત્રિ કેશરાજી સાથે બહાર નીકળી, અને અંધારામાં ચાલી જતા માણસનાં પગલાંનો અવાજ સાંભળી ભયાનક સ્વરે બોલી:—“એ ચાલ્યો જનાર ઉભો રહે અને જણાવ કે તું કોણ છે?”

અણુધ ધ્રુજતે પગલે પાસે જઇ બોલ્યો:–“એ, એ...એતે હું આપનો તાબેદાર ગુલામ અણુધસિંહ.”

“કોણ અણુધસિંહ! તમે અહિં શા માટે આવ્યા છો?” રાણીએ પૂછ્યું.

“મહારાણી! આજે મને એક ભયંકર સ્વપ્ને ગભરાવી મૂક્યો છે, તે કારણથી આ સેવક આપને સઘળે સ્થળે શોધતો-શોધતો અહિં આવી ચઢ્યો છે.”

" સ્વપ્નમાં શું જણાયું ?" કાળરાત્રિએ પૂછ્યું.

"અરે કંઇ કહેવાની જ વાત નહિ. મ્હેં એક મોટા લશ્કરને ચાલી આવતું જોયું છે. તેની સરદારી પેલા બીહામણા સફેતપુરૂષે લીધી છે. ઓ મહારાણી! તેણે તો જાણે આપણું સર્વ ખરાબ–ખસ્ત કરી નાખ્યું છે. વિશેષમાં મહેન્દ્રને મ્હેં રામનગરના લોકોને ઉશ્કેરતો જોયો છે. હાયરે મારૂં શરીર ભયથી ધ્રુજી ઉઠે છે. ઓ બાપરે હવે શું થશે?'?" અબુધ ઢોંગ કરી ધ્રુજવા લાગ્યો.

" અબુધ ! ડરીશ નહિ. તું જેના આશ્રય નીચે છે તે રાણી કેવી બળવાન છે તે આખું જગત જાણે છે, મારૂં નામ સાંભળી શત્રુઓ થરથર કાંપે છે. વારૂ, તને અહિં આવે કેટલીવાર થઇ ?"

"મને ઘણીવાર થઇ નથી, હું તો હમણાં જ આવ્યો છું."

"ત્હેં ભવિષ્ય વાણી સાંભળી ?"

"ના."

"તારૂં સ્વપ્ન ખરૂં છે. આ થોડા દિવસમાં જ મોટી ઉથલ-પાથલ થનાર છે અને મહેન્દ્ર રામનગરમાં આવ્યો છે તે પણ સત્ય વાત છે."

"શું આપ નામદાર ખરૂં કહો છો? ખરેખર ! મારૂં સ્વપ્નું ખરૂં પડયું. મહારાણી ! હવે આપણે શું કરીશું ?" અબુધે પૂછ્યું.

"હવે કરવામાં એજ કે તમે સૈન્યની તૈયારી કરો. સૈન્યમાં બીજાં માણસોની ભરતી કરો. સેનાપતિ ! સમય ઘણો ભયંકર છે. આપણે ઘણુંજ સંભાળવાનું છે; અને આ છેલ્લી કસોટીમાંથી પસાર થવાનું છે. અન્ન—સામગ્રી—હથીઆર વગેરે આ કિલ્લામાં એકઠું કરો કે 'કદાચ શત્રુઓ ફાવી જાય તો આપણાથી આ

કિલ્લામાં આવી તેમની સામે ટક્કર ઝીલાય. તમેં આજ સવારથીજ સર્વ કામની તૈયારી કરજો અને આ સ્થળેજ સૈનિકોને યુદ્ધની તાલીમ આપજો." તે પછી તેણે કેશરાજીને કંઇક સૂચના આપી ત્યાંથી વિદાય કર્યો.

"ત્યારે આ સેવકને જવાની આજ્ઞા છે?" અણુધે પૂછયું.

"હું પણ તમારી સાથેજ આવું છું. તમારો ઘોડો ક્યાં છે?"

"બહારના મેદાનમાં ચરે છે, આપ તૈયાર થઇને બહાર આવો; હું આપની રાહ જોતો મોટા દરવાજા આગળ ઉભો છું." કહી અણુધ માથું નમાવી ચાલતો થયો; અને બહાર નીકળી અશ્વ પાસે આવ્યો. આ બીજા ઘોડાને જોઇ રાણીને વ્હેમ પડશે ધારીને તેણે ફકિરના અશ્વને બે ચાર સોટીઓ લગાવી હાંકી મૂકયો, અને પછી ઘોડેસ્વાર થઇ દરવાજે આવી ઉભો. કાળરાત્રિ અશ્વપર સ્વાર થઇ ત્યાં આવી. બન્નેએ રામનગર તરફ ઘોડાને દોડાવી મૂક્યા.

## પ્રકરણ ૧૩ મું.

### "પ્રારબ્ધની વિચિત્રતા."

"અરે ઓ પ્રેમ તારી નેમ, નવાઇ તો પમાડે છે;  
મહા યોગેન્દ્રને પણ તું, રમકડા સમ રમાડે છે.  
અરે ઓ પ્રેમ તુજ ખાતર સહિ સંકટ સકોમળ તન;  
ભમ્યા છે રામ દશરથ તન, સીતાની શોધમાં વનવન."

ફકિરના સ્વાંગથી મહેન્દ્રે અણુધસિંહને ઠગી સઘળી માહિતી મેળવી લીધી અને કાળરાત્રિ બહાર નીકળી

અને ઓળખશે એ ભયથી તેણે યુક્તિથી પલાયન કર્યું. તેનો ઇરાદો ગમે એ પ્રકારે કુસુમને મળી બને તો તેને બંધન મુક્ત કરવાનો હતો. તેણે અબુધની પાસેથી જાણ્યું હતું કે રાજકન્યાને ખીણવાળા ઓરડામાં કેદ કરેલી છે, તેથી તે એ ખીણ તરફ ચાલ્યો. કાળો કિલ્લો લાંબો અને વિશાળ હતો. તેમાં અનેક પ્રકારની ભૂલભુલામણીઓ અને વિકટ જગાઓ આવેલી હતી. મહેન્દ્ર કાળી રાતે કાળા કિલ્લામાં આગળ ચાલ્યો જતો હતો. તેણે આખી રાત ભ્રમણ કર્યા કર્યું પણ તેને એ ખીણ પસાર કરી સામેના ઓરડામાં જવાનું કંઇ પણ સાધન માલમ ન પડયું. અંતે છેક સવારના પ્હોરમાં તે ખીણ ઉપર આવીને ઉભો. તેણે સામે નજર કરી. કુસુમવાળો ઓરડો જણાયો. તે આતુર નેત્રે ઘણીવાર સૂધી એ ઓરડા સામે નજર કરી રહ્યો, અને અંતે એક નિઃશ્વાસ નાખી આત્મગત બોલ્યો:-"હા ! આ સામેના ઓરડામાંજ મારી મનોરમા નિવાસ કરે છે. અફસોસ ! વ્હાલી પાસે છે છતાં મારાથી તેને મળાતું નથી એ પણ ભાગ્યના લેખ છે. ત્યાં મારે ક્યાં થઇને જવું ? ઘણી તપાસ કરી પણ ત્યાં જવાનો માર્ગ ન મળ્યો, હવે તો મારી કુસુમને મળવા જતાં ક્યાંક આત્મ વિસર્જન કરવું પડશે. કુસુમ ! તારી અને મારી વચ્ચે હજારો માથોડાં ઉંડી આ ખીણ આવેલી છે. તે મારી પૂર્વ જન્મની વૈરિણી થઇ માર્ગ આપતી નથી. જડ વસ્તુઓ પણ દુઃખીની દુશ્મન બની હોય એમ જણાય છે; પરંતુ આ વીર હિંમત તજનાર નથી. હું પ્રભુપર વિશ્વાસ રાખી પુરૂષાર્થ કરીશ, અને એકજ છલંગે વ્હાલીને છોડાવવા આ ખીણને પસાર કરીશ. તેમ છતાં આ પ્રારબ્ધમાં મરણ લખાએલું હશે તો હું કાળને પણ હોંશથી શરણ થઇશ. ચાલ જીવ સાવધ થા અને આ ખીણને પસાર કરવાને હિંમતવાન

થા. આ ખીણ ઉંડી છે પણ પહોળી નથી; એટલે હિંમત હારવાનું પ્રયોજન નથી. આમ બોલતો મહેન્દ્ર ખીણ કુદવાને ઉત્સુક થયો. તેણે એક પગલું આગળ ભર્યું પણ વળી પાછો કાંઇક વિચાર આવતાં અટક્યો. તે મનમાં વિચારવા લાગ્યો કેઃ–અરે હું સાહસ કરૂં છું તો ખરો, પણ પ્રાતઃકાળ થઇ ગયો છે અને કોઇ આવી ચઢશે તો મને જોશે. તેમ છતાં હું જાઉં પણ મારી કુસુમને દિવસે કેવી રીતે મળી શકું ? કારણ કે ત્યાં ચોકીદારો પહેરા ભરતા હશે. માટે હવે તો રાત્રિએ જ મારા કામનો આરંભ કરવો. આમ નિશ્ચય કરી મહેન્દ્રે પાસેના તળાવ પાસે જઇ સ્નાન કર્યું અને આસપાસથી ફળ વિણી લાવી ક્ષુધાને શાન્ત કરી. ત્યારબાદ ત્યાંથી દૂર જઇ એક વૃક્ષ ઉપર ચઢી સમય વ્યતિત કરવા લાગ્યો. આખરે મધ્યાન્હ સમય થયો. ભાસ્કર ભગવાન માથે આવ્યા. એ સમયે અચાનક રણશિંગાનો નાદ સંભળાયો. મહેન્દ્રે ચમકીને ઉભા થઇ જોયું તો જણાયું કે અસંખ્ય સૈનિકો ચોગાનમાં આવી રાવઠીઓ ઠોકે છે. કેટલાક સિપાહીઓ શસ્ત્ર–અસ્ત્ર અને અનાજથી ભરેલાં ગાડાં કોઠારમાં ખાલી કરે છે. આવું જોઇ મહેન્દ્ર મનમાં બોલી ઉઠયોઃ—"ખરેખર ! આ ધમાલ મને તો કંઇક ઓરજ પ્રકારની જણાય છે. નક્કી કોઇ મહાન યુદ્ધ ઉપસ્થિત થવાનું હશે અને તેનીજ આ તૈયારીઓ ચાલી રહી હશે. અરે ! એવો કયો રાજા બળવાન હશે કે જેણે એક કૃતાંત કાળરૂપ કાળરાત્રિની સામે માથું ઉંચક્યું હશે ? હે દિનાનાથ ! જો યુદ્ધ થાય તો કૃપા કરી એ નારકી નારીનો નાશ કરજો. આમ ગડભાંગ કરતો મહેન્દ્ર વિચારમાં પડી નીચે બેઠો. હવે અત્રે રહેવું સલામતી ભરેલું નથી; એમ ધારીને તે છેક સાંજના સમયે વૃક્ષપરથી નીચે ઉતર્યો અને કોઇ જાણે નહિ એવી રીતે ખીણને કિનારે–કિનારે ચાલી

દૂર નીકળી ગયો. તેને ત્યાંથી કુસુમના ઓરડાની પછીત દેખાતી હતી. પછીતને જોઇ વિચાર આવ્યો કે આ ખીણ કુદીશ ખરો પણ કુસુમની પાસે શી રીતે જવાશે ? કારણ કે ઓરડામાં જવાનું બારણું તો પેલી તરફ રહ્યું. આમ તર્ક—વિતર્ક કરતાં તેની નજર ઉંચે ગઇ; તો તેને દિવાલની છેક ઉંચે એક ડોકા બારી આવેલી જણાઇ. તે બારી અંદરના કેદીને માટે પવન આવવાને માટે મૂકેલી હતી. બસ હું એ બારી વાટેજ અંદર દાખલ થઇ મારી કુસુમને મળીશ. અરેરે ! આ ખીણ કુદવામાં કેટલું જોખમ સમાએલું છે તે મારૂં મન જ જાણે છે. આમ વિચારતો મહેન્દ્ર ત્યાં આવેલા એક વૃક્ષ નીચે બેઠો. તેના હૃદયમાં અનેક વિચારો તરવરવા લાગ્યા. નંદનવન સમાન રામનગરને સ્મશાન સમાન બને આજકાલ કરતાં ઘણા દિવસ થઇ ગયા છે. હા ! મિત્ર પ્રતાપ–પ્રમિલા અને કુસુમ વિગેરેનું સ્મરણ થતાં આ હૃદય બળી જાય છે. અરેરે ! મને હજી સુધી કોઇનો પણ મેળાપ થયો નથી. અબુધે કહ્યું હતું કે કુસુમ આ કિલ્લામાં છે. તે શું સત્ય હશે ? કારણ કે પાપાત્માઓ નિરંતર અસત્યજ ઉચ્ચાર કરનારા હોય છે. તેનો શું વિશ્વાસ ? મને કાંઇ સમજ પડતી નથી, હવે તો શ્રી હરી કરે તે ખરૂં. અરે ! મને આ સમયે કોઇ દયાળુ આવીને મારી કુસુમનો પત્તો બતાવે તો કેવું સારૂં ? પણ આ દુઃખીથી તો સૌ કોઇ દૂરજ નાસતું ફરે છે, અને સુખીને વગર માગે સૌ કાંઇ મળી આવે છે. આમ બોલતા મહેન્દ્રે આકાશ સામે જોયું. સાંજની સમાપ્તિ થવા આવી હતી. દિનકરદેવ અસ્તાચળ તરફ જવાને ધીમે–ધીમે ઊંડાણમાં ઉતરતા હતા. મહેન્દ્ર બેબાકળા જેવો બની અસ્ત પામતા ભાસ્કર ભગવાનને ઉદ્દેશી બોલવા લાગ્યોઃ—

" સવિતાદેવ ખબર કહોને, દયાળુ કહે પ્રભુ તમને,
સદા છો દુઃખ હરનારા, કયોને દેવ ક્યાં દારા ?

બતાવો મોહિની મારી થઉં હું આપ ઉપકારી,
ગરીબ નિર્દોષ એ રામા, સતી એ છે ખરી શ્યામા;
દુઃખી પ્રેમી હું તેનો છું, વિયોગે પ્રેમ ઘેલો છું,
બતાવો દેવ! એ જીવન, પડે મુજને હવે નહિ ચેન.

સ્વર્ગ સદનમાં ગમન કરતા પ્રભાકર દેવ ! સ્વર્ગભૂમિમાં જતાં પહેલાં આ દુખીઆરાને જણાવતા તો જાઓ કે મારી પ્રેમ પ્રતિમા આ સામે જણાતા ઓરડામાં હશે કે નહિ ?" આમ બોલતો તે દીન વદને સૂર્ય સામે જોઇ રહ્યો. પણ સૂર્ય તેને કેવી રીતે જવાબ આપે ? તેણે ઉંડો નિઃશ્વાસ નાખી આગળ ચલાવ્યું. "બસ આ દુનિયાંમાં કોઇ–કોઇનું નથી. કળીકાળમાં દેવ પણ દયાહિન થઇ ગયા છે. જાઓ દેવ જતા રહો. હું તો એમજ સમજું છું કે બહુ દુખીઆને દુઃખ શાં ? જેવા પડશે એવા દેવાશે. હાય ! કુસુમ ! તારે માથે દુઃખના ઝાડ ઉગેલાં જોઇ મારી છાતી ચીરાઇ જાય છે. અરેરે ! શું તું હજી જીવતી હોઇશ ? પ્રિયા ! હું તારા વિરહથી બળું છું–ઝળું છું અને તારો જાપ જપતો દિવાનાની માફક અહિં તહિં ભટકું છું.

દિવાનો છું પ્રિયા માટે, વળી આવ્યો હું આ વાટે,
ન દીઠી તોએ દિલદારા, કહું કોને હૃદયની આ;
કહો સાચું નહિ મળશો, ફરીથી આ ભવે પ્યારી ?
મળે કુસુમ ! કયો કોઇ, ટળે દુઃખ થાઓ ઉપકારી."

મહેન્દ્ર નીચે નિહાળી રહ્યો. સાયંકાળનો અંતિમ સમય ચાલતો તો. અંધકાર ધીમે–ધીમે તેનો સાળો પૃથ્વીને ઓઢાડતો હતો.

અંધકાર ફેલાતો જોઇ પુનઃ મહેન્દ્ર બોલી ઉઠયોઃ—" આ અંધકારનો વખતે હું ખાઇને કુદીશ યાતો તેમાં પડી સદાને માટે 'અંધકારમાં અદ્રશ્ય થઇશ. ચાલ જીવ ! કરવું તે કરવું મટયું. " આમ નિશ્ચય કરી તે ખીણપર આવી અંદર જોવા લાગ્યો, ખીણની અંદર ભયનાક અંધકાર છવાએલો હતો, તેણે સામે નજર કરી. ખીણનો કિનારો નજદીક હોય એમ જણાયું. ચાલ જીવ હવે વિલંબ શાને કરે છે,'? હું એકજ છલંગે આ ખીણને પસાર કરીશ. પણ—પણ—કદાચ કાળ ચૂકયો તો ? જો એમ થશે તો આ દુઃખીઆરો મહેન્દ્ર સદાને માટે દુઃખમાંથી મૂક્ત થશે.

પ્રભુ ! મારી મદદે આવો. મને આત્મબળ આપો અને જો મારા ભાગ્યમાં મરવાનું જ નિર્માણ થએલું હોય તો હું આપની પ્રાર્થના કરૂં છું કેઃ—કુસુમને મળવાની મારી પ્રબળ ઇચ્છા છે. માટે તેને મળ્યા સિવાય આ દેહનો અંત આણશો નહિ. મારી એજ વિનંતિ છે. મારી કુસુમ મારૂં સર્વસ્વ છે, તેના વિના જીવવું વ્યર્થ છે.

પ્રિય વીણ જીવતર સુનું, ગમે ના રાજ્ય આ ભૂનું,
હૃદયમાં દર્દ દુઃખદનું, નુતન લાગે સૌ જુનું.
અહો શિરીન સૃષ્ટિમાં, ફરે ફરહાદ સૂનો છે;
દિવાનો માગતો ભીક્ષા, કહો મારો શું ગૂન્હો છે!

× + × +

અહો દિલબર દયાહિન્ થઇ, કંઇ સંતાઇ પેઠી છું;
ગમન ગુલઝાર કરી કયાંઇ, શઇ ઘેલી તું બેઠા છું?
અરે મ્હેં તો જઇ શોધ્યા ગિરિ ગુફા અને પ્હાડો;
પ્રિયાના પંથનો રસ્તો, અરેરે કોઇ દેખાડો?

કટારી તીવ્ર કાપે છે, કલેજું પ્રેમનું ભરીયું;
અરે 'તું જો જીગર મારૂં, ચીરાતું આ સમીપ ધરીયું.

× × × × ×

નથી કાંઇ જગતની પરવા, પ્રિયા કાજે જવું મરવા;
મળે ના પ્રાણ પ્યારી તો, જરૂર આ પ્રાણ પરહરવા.
જગતના ઇશ નામું શીશ, મને ઇન્સાફ દેને દે;
ભલે કાંતો પ્રિયા મેળવ, નહિતો જીવ લેને લે.

આવું છે; વ્હાલી! કુસુમ! આ ખીણ કુદીને હું તારી પાસે આવું છું. વ્હાલી તારી પાસે આવતાં જો હું હતો નહતો થઈ જાઉં; તો તું મને ક્ષમા કરજે. કુસુમઃ—

આ તન–મનવાળો દેહ મ્હેં તારે માટે છે ધર્યો;
હશે જીવન જો દેહમાં, તો સમજ આવીને મળ્યો.
આવું છું વ્હાલી હું હવે, આ ખીણ છલંગે દોડીને;
સ્હાય કરશે રામજી, યાચ્યા છે હાથ જોડીને.
ચૂકીશ ફાળ જો હું વલ્લભા, તો આવી તુજને મળીશ નહિ;
મળશું જન્મ બીજા મહિં, દિલે દુઃખી થાઇશ નહિ.
દિવ્ય પ્રેમ મમ પર તાહરો, ખરેખર હજી કાયમ હશે!
હું જાઉં તો તું આવજે, ત્યાં સુખ શાન્તિ સૌ થશે."

મહેન્દ્રે આસપાસ જોયું; અને પ્રભુનું સ્મરણ કર્યું. તે પછી તે દસબાર કદમ પાછો હઠયો અને પ્રભુનું નામ લઇ દોટ મૂકતાં બોલી ઉઠયો કેઃ-" જેનો સ્હાયક શ્રીરામ; તેનાં થાય સૌ કામ." આમ બોલતાંજ તે પ્રભુ કૃપાએ સામેના કિનારે પડયો, તેના પગ સખ્ત અફળાયા; આંખે અંધારાં વળ્યાં અને તેથી તે દિવાલને પકડી નીચે

બેસી ગયો. તેના પગ છોલાઇ ગયા. લોહી ઉપસી આવ્યું. જીવ ઉંડાણમાં ઉતરી પડયો. મહેન્દ્ર ઘણીવાર સુધી આંખ્યો બંધ કરી બેસી રહ્યો. અંધારી રાત ભયંકર ભાસવા લાગી. આકાશમાં ઉગેલાં નક્ષત્રો ઝગમગવા લાગ્યાં. અંતે મહેન્દ્ર સાવધ થઇ બોલ્યોઃ—"ચાલ હવે કાર્યનો આરંભ કરૂં, પણ આ દિવાલ પર શી રીતે ચઢું ? બારી ઘણે ઉંચે છે." મહેન્દ્ર બારી સામે જોઇ દિવાલની છેક નજીકમાં ગયો. દિવાલ પુરાણા વખતની હતી. તેમાં ઠેક–ઠેકાણે નાનાં મોટાં બાકાં પડેલાં હતાં. દિવાલ પર ચઢવાના વિચારમાં પડેલા મહેન્દ્રને એક યુક્તિ યાદ આવી. તેણે આસપાસ ફરી એક હાથ લાંબા અને જાડા એવા બે લાકડાના કટકા ખોળી કાઢયા. તેને લઇ પુનઃ તે દિવાલની થડમાં આવી બોલ્યોઃ—પ્રેમરૂપ પરમાત્મા ! આ મહાન સાહસમાં પ્રાણ નાશનો વિશેષ સંભવ છે, તેથી મારૂં રક્ષણ કરજો. દયાળુ! આપ વિના મારી સ્હાય કોણ કરશે ? તમે દિનાનાથ કહેવાઓ છો, મને મારા સાહસમાં મદદ આપો અને આ નિર્બળ થયેલા શરીરમાં ગયબી શકતી મુકો; કે જેથી હું આ દિવાલ પરની બારીમાંથી અંદર પ્રવેશી મારી કુસુમને મળું. આમ બોલતા મહેન્દ્રે હાથમાં પકડેલા લાકડાના કટકાને એક બાકામાં ઘાલ્યો અને બીજા કટકાને ઉપરના બાકામાં મૂકી ઉપર ચઢવું શરૂ કર્યું. ઉપરના બાકામાં ઘાલેલા લાકડાને પકડી બાકામાં પગ ગોઠવતો મહેન્દ્ર મહા મુશીબતે ઉપર ચઢવા લાગ્યો. અંતે મહાપ્રયાસે તે બારી નજીક આવી પહોંચ્યો. તરત તેણે બારીની દિવાલ પકડી લીધી. આટલું કરવામાં તેને ઘણો સમય ગુમાવવો પડયો હતો. બરાબર મધ્યનિશા થઇ હતી. સર્વત્ર શુન્યકાર જણાતું હતું. મહેન્દ્રે બારીમાં ડોકું કરી અંદર જોયું; તો એક નાનો દીવો સળગતો માલમ પડયો. કુસુમ

જમીનપર બીછાવેલી સાદડીપર નિદ્રાને શરણે થએલી જણાઇ. દીવાનો પ્રકાશ તેના મુખપર પડતો હતો. મહેન્દ્રે તેને ઓળખી. એજ મારી કુસુમ. હાય ! શું તેની આ દશા ? ઓ . વિધી ! તારા આ શા તમાશા ? આમ આત્મગત્ બોલી મહેન્દ્ર કુસુમને ચેતાવવા ધીમેથી બોલ્યોઃ–" કુસુમ ! "

કુસુમ ઝબકીને જાગી ઉઠી. તેને સૂઇ રહે ઘણી વાર થઇ નહોતી. તે સફાળી ઉઠી બેઠી થઇ અને આ કોણ બોલ્યું કહી તે આસપાસ નજર કરવા લાગી. પુનઃ મહેન્દ્ર બોલ્યોઃ–"કુસુમ ! આમ ઉંચે નિહાળ. "

કુસુમે ઉંચે જોયું, નાની બારીમાં માથુ ઘાલી બોલતો એક પુરૂપ નજરે પડયો. કુસુમ ભયથી છળી ગઇ. એટલામાં મહેન્દ્ર બોલ્યો–" કુસુમ ! ભયભીત થઇશ નહિ."

" ત...ત...તમે કોણ છો ? " કુસુમે ગભરાઇને પૂછ્યું.

" કુસુમ ધીમેથી બોલ. બહાર સૂતેલા સિપાહીઓ જાગી ઉઠશે તો મારૂં કર્યું કારવ્યું ધુળમાં મળશે."

" પણ તમે કોણ છો એતો જણાવો ? " કુસુમે પૂછ્યું.

" હુ મહેન્દ્ર. "

" હેં ! શું મારો મહેન્દ્ર અંતે અહિં આવી પહોંચ્યો ? મારો ઉદ્ધારક દેવ મારી નિકટ આવી પહોંચ્યો ! " કહી કુસુમ ચક્કર આવવાથી નીચે બેસી ગઇ.

" કુસુમ ! આવું છું અને અલ્પ સમયમાં જ તને બ્હાર લઇ જાઉં છું." કહી મહેન્દ્રે માથે બાંધેલો ફેંટો ઉતારી ત્યાં આવેલી એક ખીંટી સાથે બાંધ્યો. આમ કરતાં તેની કમ્મરે ખોશેલી કટાર એકા-

એક મ્યનમાંથી નીકળી નીચે સરી પડી, અને નીચું જોઇ બેઠેલી કુસુમના ખભામાં વાગી. કુસુમે ચીસ નાખી ઉંચે જોયું. રક્તનો પ્રવાહ નીકળ્યો, જખમનું દર્દ વેદના ઉત્પન્ન કરવા લાગ્યું. કુસુમ બેશુદ્ધ થવાની અણીપર આવી પહોંચી. હાય! મારાથી હવે જઇ શકાશે નહિ. મારો મહેન્દ્ર પકડાઇ જશે. જો તે જીવતો રહેશે તો કોઇક દિવસ ફરીથી છોડાવવાનો પ્રયત્ન કરશે, માટે લાવ હું તેને ચેતાવી રવાને કરી દઉં. આમ વિચારીને કુસુમે મનોબળ એકઠું કરીને ઉંચે જોયું. મહેન્દ્ર નીચે ઉતરવાની તૈયારીમાં હતો. એ અરસામાંજ કુસુમે કહ્યું: મહેન્દ્રસિંહ! હવે નીચે ઉતરશો નહિ."

મહેન્દ્રે નિચે દૃષ્ટિ કરતાંજ કુસુમને લોહી લુહાણ થએલી જોઇ. તેણે કમ્મર સામે જોયું. કટાર જણાઇ નહિ. તે ભગ્ન મને બોલી ઉઠયો:—" હા! પ્રારબ્ધ! તારી પણ અજબ વિચિત્રતા! સમુદ્ર તરીને આવ્યો અને છેવટે ખાબોચીઆમાં ડુબવાનો સમય પ્રાપ્ત થયો! હા! મારી કટારજ આ સમયે મારી શત્રુ થઇ. હવે શું કરવું?" તે વિચારમાં પડયો. કુસુમને અપાર વેદના થતી હતી છતાં એ પ્રેમીબાળા હિંમતથી દર્દને સહન કરી પુનઃ મહેન્દ્રને કહેવા લાગી:—

મહેન્દ્રસિંહ ચતુર સુજાણ, વેળા વસમી આ થઇ:
કાતીલ વાગી કટાર હિત શત્રુ એ તો થઇ.
સુખ સંહારક ભાગ્ય છે વ્હાલા ચેતી જાઓને;
પ્રયત્ન વૃથા છે આપનો ચતુર પલાયન થાઓને.
જખમ જબ્બર છે દેહમાં, રાત વીતી જાય છે;
પ્રભાતે પીડા થશે, સમય સુહાગી જાય છે.

બસ થઇ ચૂક્યું. કુસુમ બોલતી બંધ થઈ જમીનપર પડી.

મહેન્દ્ર ગભરાયો. હૃદય આકળ-વિકળ થઇ ગયું. તે છેલ્લા નિશ્ચયપર આવીને બોલી ઉઠયોઃ-" ગમે એમ થાઓ, આ પ્રાણ પછી જતો હોય તો અત્યારેજ જાઓ; પણ હું મારી કુસુમને આવી દશામાં મૂકીને કદાપિ જનાર નથી. એ ભાગ્યદેવી ! આવ, અને તારાથી બને એટલો આ વીરને અજમાવ. " આમ બોલી મહેન્દ્ર ફેંટાને પકડી સડસડાટ નીચે ઉતરી આવ્યો, અને કુસુમની પાસે આવી સારવાર કરવા લાગ્યો. તેની સારવારથી કુસુમ સ્હેજ ભાનમાં આવી અને અસ્પષ્ટ અવાજે બોલીઃ-" વ...વ...વ્હાલા જાઓ. અ...આફતમાં ન ફસાવ. "

" કુસુમ! તું સાવધ થા. મારા ભાગ્યમાં થનાર હશે તે થશે. હું તને મૂકીને જનાર નથી. " તેનું વાક્ય સાંભળી કુસુમે તેના સામે જોયું, તે સાવધ થઇ મહેન્દ્રને ચાલ્યા જવાને સમજાવવા લાગી. "જાઓ, વ્હાલા ! જલ્દી નીકળી જાઓ. હમણાં પહેરેગીરો જાગી ઉઠશે અને બુમેબૂમ પાડશે. ક્રૂર કાળરાત્રિએ ગઇ કાલથી આ કિલ્લામાં પડાવ નાખ્યો છે. તે બૂમો સાંભળી અહિં દોડી આવશે, માટે જતા રહો. વ્હાલા ! વિનંતિ કરીને કહું છું કે જતા રહો. મારાથી હવે વધારે બોલાઇ શકાતું નથીઃ--

પ્રેમી પ્રિયતમ પરવરો, હઠમાં થાશે હાણ,
પહેરેગીરો જાગતાં, પળમાં જાશે પ્રાણ;
સમય અમૂલ્ય છે સાહ્યબા, માનો મારી વાત,
અણી ચૂકયો જીવે બહુ, જાએ જાઓ રાત. "

મહેન્દ્રઃ-" તું મારી ચિંતા છોડી દે. હું દુઃખથી ડરનાર નથી. આ જીવન તારે માટેજ છે. તને મળી મરાશે તો મારાથી સ્વર્ગમાં જવાશે. "

કુસુમઃ-" મહેન્દ્રસિંહ ! ખોટી હઠ જવા દયો. સમય અમૂલ્ય

જાય છે. જીવતો નર ભદ્રા પામશે, એ વિચારી ચાલ્યા જાઓ. જીવતાં હોઇશું તો આપણાથી ફરી મળાશે. હાય ! મને બહુ વેદનાં થાય છે. મારો જીવ ગભરાય છે, પ્રાણ પધારો; વધારે શું ક...કહું ? " કહી કુસુમ પુનઃ બેશુદ્ધ થઇ નીચે ઢળી પડી. મહેન્દ્રે ફેંટામાંથી વસ્ત્ર ફાડી જખમ પર પાટો બાંધ્યો. તે પછી તેણે કંઇક વિચાર કરી તેને ખભા પર ઉંચકી લીધી; અને બહાર નીકળવાને માટે દ્વાર ખોળવા લાગ્યો. તેને એક બંધ બારણું જણાયું, તત્કાળ લાત મારી તેને ઉઘાડી નાખી તેણે બહાર ચાલવા માંડયું. પહેરેગીર સિપાહીઓ ભર નિદ્રામાં પડેલા જણાયા. મહેન્દ્ર કુસુમને ઉપાડી જીવ લઇ નાસવા લાગ્યો, પણ એટલામાંજ કોઇએ ભયંકર બૂમ મારી કહ્યું: " મહેન્દ્ર ! ત્હેં જો કે સાહસ જબરૂં કર્યું છે, પરંતુ તારા નસીબમાં સુખરૂપે જવાનું લખાએલું નથી. "

મહેન્દ્ર ચમકયો, અને જોરથી બૂમ પાડી ઉઠયો " તું કોણ છે ? શું આ અંધારી રાતે સંતાપનારી મારી ભાગ્યદેવી છે ? "

" હા, તારી ઉપર રૂઠેલી અને તારા ભાગ્યમાં જંજીરો જકડનારી હું કાળરાત્રિ છું. તેમ છતાં જો ઓળખાણ ન પડતી હોય તો લે જોઇ લે, બરાબર ધારી ધારીને જોઈ લે કે હું કોણ છું." કહી ત્યાં એક ટેકરા ઉપર ઉભેલી કાળરાત્રિએ પાસેથી ફાનસ કાઢી તેનો પ્રકાશ મહેન્દ્ર તરફ ફેંકયો. તેને જોતાંજ મહેન્દ્ર ચીસ પાડી ઉઠયો, " ઓહ ! કોણ તું કાળરાત્રિ ? "

" હા, તારા મરણની અધિષ્ઠાત્રિ ! "

" ઓહ ! જુલ્મ. " કહી મહેન્દ્રે જોયું તો તેની આસપાસ અસંખ્ય સૈનિકોને ઉભેલા જોયા. ક્રૂર કાળરાત્રિએ સિપાહીઓને તેને પકડવાની આજ્ઞા આપી. આ સમયે યુદ્ધ કરવું એ મરણને મળવા

જેવું છે. જીવતો હોઇશ તો કાંઇક કરી શકીશ. આમ વિચારી મહેન્દ્ર શાન્તપણે ઉભો રહ્યો. સિપાહીઓએ તીડની માફક તેની પર ધસી જઇ તેને પકડી લીધો. કાળરાત્રિએ તેને જકડીને બાંધવાની આજ્ઞા આપી. તેને જંજીરોથી જકડવામાં આવ્યો અને રાણીની આજ્ઞાથી તેને ગઢિલ્લાની બીજી કોટડીમાં પૂર્યો. બેશુદ્ધ કુસુમને પણ તેના સ્થાને મૂકી. તે પછી પહેરેગીરોને સખ્ત ધમકી આપી કાળરાત્રિ સૈનિકોને લઇ ત્યાંથી ચાલતી થઇ.

## પ્રકરણ ૧૪ મું.

### "વીરની વફાદારી."

સંકટ સમયે ધૈર્ય, શરણાંગતનું રક્ષણ, સભામાં વાણીનું ચાતુર્ય, યુદ્ધને વિષે પરાક્રમ, યશ મેળવવાની પ્રબળ ઇચ્છા અને વિદ્યાનો વધારો એ ગુણ મહાન્ પુરૂષોમાં સ્વાભાવિક જ ઉત્પન્ન થએલા હોય છે.

કાળરાત્રિના કોપથી વીર પ્રતાપ જંજીરોથી જકડાઇને રાજ્ય મહેલના એકાન્ત ઓરડામાં પૂરાયો હતો. તેનાથી સ્હેજ દૂર આવેલા એક ઓરડામાં પ્રમિલા-ધર્મદાસ-રામસિંહ અને હમીરસિંહને રાખવામાં આવ્યાં હતાં. અણુધસિંહે તેઓને સમજાવવા અનેકાનેક પ્રયત્નો કર્યા હતા. શામ-દામ-ભેદ અને ભયનો પણ સારી રીતે ઉપયોગ કર્યો હતો. પરંતુ એ સ્વદેશ પ્રેમિજનો લેશમાત્ર પણ ચલાયમાન થયાં નહોતાં.

આજે સવારના પ્રથમ પ્રહરમાં વીર પ્રતાપ તેના ઓરડામાં લમણે હાથ દઇને વિચાર કરતો બેઠો હતો. તે આખી રાત જાગ્યો

હોય એમ એની લાલ થએલી આંખ્યો પરથી જણાતું હતું. તે વા- રંવાર આત્મગત બોલતો હતો કેઃ-" શું મારે આવી રીતે મરણને શરણ થવું પડશે ? હા! અહિંથી નાશી જવાય એમ પણ નથી. ક્રૂર રાણીએ મને રાજ્યમહેલના આ કયા ભાગમાં રાખ્યો છે તેની પણ ખબર પડી શક્તિ નથી. મારા ઓરડાની આસપાસ પહેરેગીરો ભરેલી બંદુકો સાથે રાત દિવસ પહેરો ભર્યા કરે છે. આવા સખ્ત બંદોબસ્ત- માંથી નિકળી જવું અશક્ય છે. હા ! પરમાત્મન ! મારી આ શી દશા ! જો છૂટો હોત તો કાંઇ પણ કરી શકત. અરેરે ! મારી આશાઓ અદ્ધર ઉડી ગઇ અને અંતે મરવાની ઘડી આવી પહોંચી." એમ શોચતો પ્રતાપ નિઃશ્વાસ મૂકવા લાગ્યો. પહેરેદાર સિપાહીઓ ધ્યાન- પૂર્વક તેની સામે જોઇ રહ્યા હતા. એવામાં ત્યાંના એક સિપાહીએ તેને પૂછ્યુંઃ—" પ્રતાપ ! શું વિચાર ચાલે છે ?"

પ્રતાપે તેની સામે જોઇ કહ્યુંઃ—" ભાઇ! કાંઇ નહિ, હું મારા કર્મની કઠિનતાના વિચાર કરૂં છું."

" તારે હવે એજ વિચાર કરવાના છે; કારણ કે તારે હવે બે ચાર દિવસમાંજ મરણને મળવાનું છે, માટે જેટલા વિચાર કરવા હોય એટલા કરી લેજે." કહી તે સિપાહી હસ્તો હસ્તો બીજી બાજુએ ચાલ્યો ગયો. પ્રતાપને તેની મશ્કરીથી ઘણું લાગી આવ્યું; પણ શું કરે ? તે અકળાઇને મન સાથે બોલી ઉઠયોઃ-" આહ ! હું નહોતો ધારતો કે આ વીર પ્રતાપને એક હલકા સિપાહીનું હાસ્ય સહન કરવું પડશે ? ઓ નિષ્ઠુર સંસાર તું દુઃખથી ભરેલો છે.

કુદરત તારી કળા અવનવી છે. મારે મારી સઘળી આશાઓનો હવે ત્યાગ કરવો પડશે. અરેરે ! શું મારે મારા સ્નેહિજનોને, મૃત્યુના

સ્મશાનમાં પ્રવેશતાં જોવાં પડશે ? શું મારે મારી જન્મભૂમિ રામનગરને સ્મશાન સમાન થતું અવલોકવું પડશે ? અને ગરીબ પ્રજાના હૃદય ભેદક રૂદન ધ્વની સાંભળવા પડશે ?” આમ બોલતો પ્રતાપ વિચારમાં પડયો, પણ અંતે કંઇક નિશ્ચય કરી બોલી ઉઠયો:-“ નહિ, સ્વપ્નાંતરે પણ એમ થનાર નથી. હું આશાનો ત્યાગ કરનાર નથી. મારી આશા અમૃતમયી દેવી છે. જયાં સુધી આ પ્રાણ છે ત્યાં સુધી ફલાયન થવાના પ્રયત્ન કરીશ; અને પ્રભુ ઇચ્છાએ જો ફાવીશ તો ધારેલું પૂર્ણ કરીશ. મારૂં રામનગર ! મારી જન્મભૂમિ ! મને પ્રાણથી પણ વધારે પ્યારી છે. તેના ઉદ્ધારને અર્થે આ શરીરનું લોહી રેડવા આ પ્રતાપ તૈયાર છે. જે અભાગી તેના દેશને માટે માન ધરાવતો નથી; અને સ્વદેશને માટે કાંઇપણ કરી શકતો નથી, તેને અપરંપાર ધિક્કાર છે. જેણે આ સંસારમાં માનવ જન્મ ધારણ કરીને સ્વદેશ હિતાર્થે એક પણ કાર્ય કર્યું નથી, તેણે તેનો જન્મ વૃથા ગુમાવ્યો છે. તે પશુ સમાન છે. દેશના માટે તન-મન-અને ધનથી સતત પ્રયત્ન કરનારા અને દેશના કલ્યાણને અર્થે પ્રાણ અર્પણ કરનારા વીરલાઓને ધન્ય છે. દેશના કલ્યાણમાં જેનું મૃત્યુ થાય છે, તેઓ સ્વર્ગમાં જાય છે અને આ સંસારમાં તેમની અક્ષય કીર્તિ રહી જાય છે. ધન્ય છે તેવા વીરલાઓને. મારા રામનગરના શૂરવીરો એક કંગાલ અબળાની સત્તાથી શાણા થઇ નિર્માલ્ય બની બેસી રહ્યા છે. ઓ મારા બાંધવો ! તમારે આવી રીતે બીકણ બનવું યોગ્ય નથી. જો તમે વધારે વાર આળસ અને પ્રમાદમાં પડી રહેશો, તો અંતે તમારે ક્રૂર કાળરાત્રિના ગુલામ થવાનો સમય આવશે. વીરાઓ ! ગુલામગીરી કરવાનું કષ્ટ જો કે કદાચ તમને નહિ લાગી આવે પણ તમારા પછી તમારાં બાળકોને ઘણું લાગી આવશે. તમારા આજના વૈભવો અદૃશ્ય થશે અને તમારાં સંતાનોને-

મ્હેનત મજુરી કરીને ઉદર પોષણ કરવું પડશે. વિચારો, વીરાઓ વિચારો, આળસ અને વ્યસનમાં વખત ન ગુમાવો.” આમ બોલતો પ્રતાપ સઘળું દુઃખ ભૂલી ગયો, અને જાણે કોઇ ઉપદેશક ના હોય એવી રીતે બોલવા લાગ્યો.

“ દશા આ દેશની માઠી, જોઇ દુઃખી ઘણો થાઉં,
પડયો છું કેદની માંહિ, કહો કેવી રીતે જાઉં?

મારાં બંધુઓ ! હજી તમે છૂટા છો, તમે ધારશો તો હજી પણ આ પાયમાલ થતા રામનગરને બચાવી શકશો. મારા ભાઇઓ !

સપુત ભારતના તમે, રૂષિ મુનીનાં સંતાન,
ઋણ શિરે માબાપનું ભરવા આપો જાન.

બસ ત્યારેજ તમે ખરેખરા બહાદુર કહેવાશો. નહિ તો,

ધૂળ પડી એ જીવનમાં, ધીક્ક આનંદ હમેશ,
કહ્યું ન છાતી ઠોકીને, આ મારો પ્રિય દેશ.
ખાવું—પીવું ખેલવું, કરે કાગને શ્વાન,
આપણમાં શું ફેર છે, જો ન સ્વાત્મ અભિમાન,
પતંગ કીટ સમા ઘણા જીવતા મરતા લોક,
કોઇ ન જાણે તેમને, જીવન સ્વપ્નાં ફોક.

ભા. ભ.

માટે મારા રામનગરના હિરાઓ ! ઉઠો, જાગૃત થાઓ, અને ક્રૂર કાળરાત્રિના જુલમથી નગરની થતી પાયમાલી અટકાવો. તમે સારી રીતે જાણો છો કે આપણા મહારાજા સુજનસિંહનો બાળકુમાર રામસિંહ છે. તે ખરા હકદારની ગાદી છીનાવી લઇ કાળરાત્રિ દગાથી મહારાણી થઇ બેઠી છે. તેથી આપણે તેને

જડમૂળથી ઉખેડી નાખવી જોઇએ. આપણો ધર્મ છે કે આપણે આપણા રાજાને પૂર્ણ વફાદારીથી વળગી રહેવું જોઇએ. આપણા રાજાની પર આવેલી આફત આપણી ઉપરજ આવેલી ગણાય. તે વખતે કાંઇ પણ મદદ નહિ કરતાં બેસી રહેનારા કેવળ કાયર નામર્દ અને કંગાલ કહેવાય છે. જે પામર માણસો પોતાના રાજાના ગુણાનુવાદ નહિ ગાતાં તેના શત્રુનાં વખાણ કરે છે, તે મહા પાતકી છે, રાજદ્રોહી છે. રાજાની ઉપર આફત આવતાં જે વીરલાઓ તન-મન-અને ધનથી મદદ આપવાને તૈયાર થાય છે તેને ધન્યવાદ છે; તેઓ તેમનું જીવન સંફળ કરે છે. મારા બંધુઓ! આ એશ-આરામનો વખત હવે નથી. આળસ-પ્રમાદને દૂર કરી પ્રભુની જય ગર્જના પોકારો અને હરામની રાજ્ય ગાદી પચાવી પડેલી કાળરાત્રિનો અંત આણો." આમ બોલતો પ્રતાપ શૌર્યથી કંપવા લાગ્યો. તેનું શરીર આકળ-વિકળ થઇ ગયું. એ અરસ્સામાંજ તેને કોઇ સામેથી આવતું જણાયું. તેણે આવનારને ઓળખી મુખ બીજી બાજુએ ફેરવી લીધું. આવનાર કાળરાત્રિ અને અબુધસિંહ હતાં. કાળરાત્રિએ ત્યાં પડેલા આસન પર સ્થાન લઇ પ્રતાપને બ્હાર કાઢી લાવવાનું સિપાહીને સૂચન કર્યું.

સિપાહીએ પ્રતાપને બહાર લાવી કાળરાત્રિની સામે ઉભો રાખ્યો. તેને જોઇ કાળરાત્રિએ પૂછ્યું:-" પ્રતાપ! ક્યાં સુધી આવી રીતે સડયા કરીશ ? માન, મૂર્ખા માન, નાહક શા માટે ગુમાવે છે જાન?"

પ્રતાપઃ—"આ જીવનની જરૂર નથી, મારો ટેક અચળ છે, તે તોડાવ્યો તૂટનાર નથી."

કાળરાત્રિઃ—" શું તું મરવાનેજ ઇચ્છે છે? અરે તને આવું અવળું ભૂત કોણે ભરાવ્યું છે? વિચાર કર, મરણ પછી કંઇ મળનાર નથી.

માટે વિચાર કરી મારા પક્ષમાં મળી જા. હું તને અધીક સુખ આપી મારા પેટના પુત્ર પ્રમાણે ગણી પાળીશ. ”

પ્રતાપઃ—“ રાણી ! ધર્મનાં સિદ્ધાંત શીખ્યાં હો એમ જણાતું નથી. આ પ્રતાપ ધર્મ શું છે એ યથાર્થ જાણે છે. તે તમારી ખુશામત કરી પાપથી પેટ ભરવાને રાજી નથી. તમારૂં આપેલું સુખ ક્ષણિક રહેશે, તેના કરતાં ધર્મને સંભાળી મરવાથી હુ અક્ષય કીર્તિ અને મહાન સુખનો અધિકારી થઇશ. ”

કાળરાત્રિઃ—“ ખરેખર તું મ્હોતના પંજામાંજ ફસાઇ ચૂકેલો છે, અને તેથીજ તને આવી અવળી મતી ઉત્પન્ન થઇ રહી છે. ”

પ્રતાપઃ—“ આ દુનીયામાં ધર્મ–નીતિ એજ સાચી વસ્તુ છે. તેને સંભાળતાં જો કે પ્રથમ દુઃખ ભોગવવું પડશે, પણ તેજ આખરે આ ભવસાગરમાંથી તારી અક્ષય ધામમાં લેઇ જશે.

ધર્મ ધારતાં અવનિમાં, પ્રાણની પરવા નહિ,
ક્રોડ સુખ આવી મળે, પણ ન્યાયથી ચૂકું નહિ.
સ્વદેશ પ્રેમી વીરને, સુખ–દુઃખ સૌ સમાન છે,
કટકા થાય શરીરના, પણ ટેક અચળ રહેનાર છે. ”

કાળરાત્રિઃ—“ નીતિ અને ન્યાય શું ચીજ છે તે હું સમજતી જ નથી. ”

પ્રતાપઃ—“ નીતિ શું ચીજ છે તેની તમારા જેવાં અધમોને કદાપિ ખબર પડેજ નહિ. નીતિ આ દુનિયાનું તેજ અને સત્ત્વ છે. તેના વડે જ આ પૃથ્વી અદ્યાપિ પર્યંત ટકી રહી છે. રાણી! નીતિ એ પ્રભુનો બનાવેલો અક્ષય કિલ્લો છે, તેની અંદર નિવાસ કરી પ્રભુનાં બાળકો તમારાં જેવાં અધર્મિઓને ઠોકરો મારી દૂર ફેંકી દે છે. ”

કાળરાત્રિઃ—“ તું દિવાનો છે, મ્હોતનો મહેમાન છે. ”

પ્રતાપઃ–"તું પણ નિર્દોષનાં લોહી પીનારી ચુડેલ છે. તું પણ અહિં થોડાક વખતની રહેનાર છે; અને તે પછી સદાકાળ યમરાજની મહેમાન થનાર છે. રાક્ષસી રાણી ! તારાં પાપકર્મ અપરંપાર છે. ત્હેં તારા શિરછત્ર સ્વામીનો દગાથી નાશ કર્યો છે. ધિક્કાર છે–ધિક્કાર છે."

કાળરાત્રિઃ–"એક મહાન સત્તાધિશ રાણીનું અપમાન કરનાર છોકરા ! તું મને હદથી વધારે ક્રોધને આધિન કરે છે અને તેથી મારૂં સમસ્ત શરીર કંપે છે."

પ્રતાપઃ–" બસ એજ વીરનરોની બહાદુરી છે. બાયલા પુરૂષો પકળ બોલે છે અને બહાદુરો શત્રુની સામે લોઢાની જીભેથી જડબાતોડ જવાબ આપે છે. રાણી ! વીર યોદ્ધાનું પરાક્રમ હજી ત્હેં નિહાળ્યું નહિ હોય. તે તો મરણ વખતે પણ શત્રુને વાક્યબાણથી વીંધીને હસતે મુખડે સ્વર્ગ સદનમાં સિધાવે છે.

પરોપકારી વીર જે, શત્રુ થકી ડરતા નથી,
ધુસતા સમર ક્ષેત્રમાં, ભયથી કદી હઠતા નથી;
તન તુટે–આયુ ખુટે, લેશ ગભરાતા નથી,
એવા બહાદુર વીર તે, ટેકમતને તજતા નથી."

કાળરાત્રિઃ–" પ્રતાપ–પ્રતાપ ! સમજ, નકામી હઠ કર નહિં. હું તને સારી રીતે રાખીશ. જો મારી કાન્તા નહિ જડે તો હું તને કુસુમની સાથે પરણાવી સુખી કરીશ."

પ્રતાપઃ–" ચૂપકર, તું એકદમ બોલતી બંધ થા. તે પવિત્ર બાળાનું નામ તારી અપવિત્ર જીભે ન દે. તે દેવી છે, તું રાક્ષસી છે. તે મારા અન્નદાતાની પુત્રી છે. તેને આ પ્રતાપ પોતાની બ્હેન સમાન સમજે છે. નાદાન રાણી ! ખરેખર તું દુષ્ટ છે, જો એમ ન હોત તો તારા મુખમાંથી આવા અધમ શબ્દો નીકળતજ નહિં."

કાળરાત્રિઃ-" એમ ! હું પણ હવે જોઉ છું કે તારી નિતિને તું ક્યાં સુધી સંભાળી રાખે છે ? મારી સમક્ષ તારો ધર્મનો ઢોંગ ક્યાં સુધી ચાલી શકે છે ? હું તારા ધર્મને અને નીતિને આ પળેજ દૂર હાંકી મૂકું છું. "

પ્રતાપઃ-" દુષ્ટ રાણી ! એક સમયે આખી દુનિયાં દુષ્ટ થઈ ધર્મ-નીતિને દૂર કરવાનો પ્રયત્ન કરે, પરંતુ તે પરમાત્માની વિભુતી સ્વરૂપ ધર્મ-નીતિનો કદાપિ નાશ નહિજ થાય. "

કાળરાત્રિઃ—" પ્રતાપ ! હું ભયંકર છું તે તું જાણે છે ? "

પ્રતાપઃ—"હા, જાણું છું. તું રામનગરનો નાશ કરનારી અને ધર્મિષ્ટ જનોનાં લોહી પીનારી જીવતી ડાકણ છે. "

કાળરાત્રિઃ—" છોકરા ! હું તારૂં ખૂન કરીશ ? "

પ્રતાપઃ—" તેથી શું હું તારાથી ડરી જઇશ ? "

અબુધઃ—" પ્રતાપ ! આટલો બધો વ્હેંકી શા માટે જાય છે ? દુનિયાંની મોટી રાણી તારી ઉપર સુખનો વરસાદ વરસાવવાને તૈયાર થઇ છે, તે સમયે તું શા માટે ના પાડે છે ? "

પ્રતાપઃ—" હું તમારા જેવા હરામીઓની ખુશામતથી મળનાર સુખને ઠોકર મારૂં છું. "

કાળરાત્રિઃ—" બસ થઇ ચુક્યું. અબુધસિંહ ! દૂર ખસી જાઓ; તમારા પ્રતાપનું હવે આવી બન્યું છે, છતાં પણ હજી એક વખત કહું છું કે માન ? "

પ્રતાપઃ—" ના, આભ ટૂટે પણ ના. "

કાળરાત્રિઃ—" શું આજ વિચાર ? "

પ્રતાપ—" હા, એજ વિચાર. "

કાળરાત્રિઃ—" તું હમણાંજ લોહીમાં તરબોળ થઇને પડીશ ? "

પ્રતાપઃ—"પરવાહ નહિ, વીર પુરૂષો મરણની બીકે બોલેલા વચનથી ફરતા નથી."

કાળરાત્રિઃ—" એમ! તો થા તૈયાર." કહી તે ક્રૂર રાણી પ્રતાપને મારવા દોડી. પણ એટલામાંજ તેને અટકવું પડ્યું. દ્વારપાળ અંદર આવ્યો. રાણી આગળ વધતી અટકીને બોલી ઉઠીઃ "તું અહિં કેમ આવ્યો ?"

" મહારાણી ! બહાર કોઇએક ઘોડેસ્વાર આવ્યો છે, તે આપની મુલાકાત ઇચ્છે છે." દ્વારપાળે નમન કરી જણાવ્યું.

રાણીએ કંઇક વિચાર કરીને કહ્યુંઃ—" ઠીક જા, તેને લઇ આવ."

દ્વારપાળના ગયા પછી કાળરાત્રિએ ત્યાં ઉભેલા સિપાહીને કહ્યું કે આને હાલ કોટડીમાં પૂરી રાખો અને હું બોલાવું ત્યારે તેને કતલને માટે હાજર કરો. 'જેવો હુકમ.' કહી સિપાહી પ્રતાપને લઇ ગયો અને તેને ઓરડામાં પૂરી દીધો. દ્વારપાળ બહાર ઉભેલા સ્વારને અંદર લઇ આવ્યો. આવનાર સ્વાર રાણીને નમન કરી એક બાજુએ ઉભો રહ્યો. તેના મુખનું અવલોકન કરી રાણીએ પૂછ્યુંઃ—" તમે કોણ છો ને ક્યાંથી આવો છો ? "

"હું એક સરદાર છું અને કનકાવતીથી આવું છું." તેણે જણાવ્યું.

" શું ત્યાંના મહારાજાએ તમને મોકલ્યા છે ? " પુનઃ રાણીએ પૂછ્યું.

" હાજી, તેમના જામાત્ર અને રાજકન્યા બે દિવસ પછી આપનાં મહેમાન થવાની ઇચ્છાથી આ તરફ આવે છે. તેથી હું મહારાજાનો ભલામણ પત્ર આપની પર લાવ્યો છું. કહી તે સરદારે

આ બન્ને જણાં બીજાં કોઇ નહિ પણ આપણાં પરિચીત નરેન્દ્ર અને વસંત હતાં, તેઓ કાળરાત્રિનાં મ્હેમાન થવાને રામનગર જતાં હતાં. મહેન્દ્રના કનકાવતીમાંથી એકાએક ચાલ્યા જવાથી નરેન્દ્રની દિલગીરીનો પાર રહ્યો નહોતો. તેણે રામનગર જવાની ઇચ્છા વસંતને જણાવી. વસંતે પોતાને પણ સાથે લઇ જવાનું જણાવ્યું. નરેન્દ્રે હા પાડી. બન્ને જણાં મહારાજા કનકસેનની આજ્ઞા લઇ નીકળ્યાં, મહારાજાએ તેમને રામનગરમાં વધારે ન રહેવાની સુચના કરી; અને એક અઠવાડીઆમાં પાછા આવવાની આજ્ઞા કરી. મહારાજાએ કાળરાત્રિ ઉપર એક ભલામણ પત્ર લખી આપી તેજ વખતે એક સરદારને રામનગર તરફ રવાને કર્યો હતો. સરદારે રામનગરમાં આવી કાળરાત્રિને પત્ર આપ્યો તે આપણે જાણી ગયા છીએ.

રામનગર વિષેનીજ વાતો કરતાં વસંત અને નરેન્દ્ર માર્ગ કાપતાં હતાં. અંધારાને લીધે તેઓ આડે રસ્તે ચઢી ગયાં હતાં. સખ્ત મુસાફરીથી નરેન્દ્ર કંટાળ્યો હતો. વસંત આનન્દયુક્ત વાર્તાલાપ કરી તેને ખુશ રાખવાનો પ્રયત્ન કરતી હતી. ઘણીવાર ચાલવા છતાં રામનગર નહિ આવવાથી નરેન્દ્રે કહ્યું-“વસંત! હું ધારૂં છું કે આપણે ભૂલાં પડયાં છીએ. જોને, આપણે કયારનાંએ ચાલ ચાલ કરીએ છીએ છતાં રામનગર આવતું નથી. આપણે પાછળ આવેલા ગામમાંથી કોઇ ભોમીયો સાથે લીધો હોત તો ઘણું સારૂં થાત.”

“હવે ગમે તેમ થાય પણ આપણે રામનગરમાં તો પહોંચવું જોઇએ. હું અત્યારે અનુમાનથી કહું છું કે આપણે રામનગરની લગભગમાં આવી પહોંચ્યાં છીએ, અને તેની આસપાસના જંગલમાં ભૂલાં પડી ભટકીએ છીએ.” વસંતે કહ્યું.

"હા, પણ હવે આપણે કરવું શું? આપણે આવી રીતે આખી રાત આ જંગલમાંજ રખડીશું?" નરેન્દ્રે પૂછયું.

"હવે તો જે થાય તે ખરૂં. ગભરાવાથી કંઇ વળનાર નથી. માટે આગળ ચાલો." આમ વાતો કરતાં તેઓ આગળ ચાલવા લાગ્યાં. એટલામાં કોઈ એકાદ ઝુંપડું નજરે પડે તેને માટે તેઓ આસપાસ નજર ફેરવતાં ચાલ્યાં જતાં હતાં; પણ કાળા અંધકારમાં તેમને કશું જણાતું નહોતું. એવામાં થોડેક દૂર જતાં તેમને કાને એકાએક સંગિતનો અવાજ સંભળાયો. બન્નેએ ઘોડાને અટકાવી દિશા બાંધી. નક્કી આટલામાં કોઇ માણસ છે. ચાલો, આ અવાજના આધારે તેની તરફ જઇ માર્ગ પૂછીએ. બન્ને જણાં ઘોડાને ધીમે પગલે ચલાવતાં એ તરફ જવા લાગ્યાં; શાન્ત રાત્રિએ ગાનારનું ગાન જંગલમાં ગુંજાર કરી રહ્યું હતું. ગાન દુઃખીને દિલાસારૂપ હતું, તે ઉપરથી અનુમાન થતું હતું કે એ ગાનારનો કંઠ કોમળ અને મીઠો હતો. ગાન આ પ્રમાણે હતું.

"હવે હૈયે ન સ્હેવાયે, કરૂં વિનતી અનિચ્છાએ,
અનિચ્છા! હા, હતી ઇચ્છા, વિફલ વાંચ્છા બધી થાયે.
ચઢયું આ ચિત્ત ચકડોળે! ખરો કૈં માર્ગ ખોળે છે,
અને ઉર વૃત્તિયો મ્હારી, બધીએ ત્યાગ બોલે છે,
ન જોડાયો—ન જોડાવું, ન સંસાર ઠગો માપું,
ન રૂઠી તે નમ્યું આપું, ભલે ગૃહ જંગલે સ્થાપું.
રટૂં હું તોય ના રોશો, હું છું એ ભ્રાન્તિ દૂર કરશો,
ભરૂંસો છે પ્રભુ પરતો, જગત્ વ્યવહારનો ડર શો?
થયા સંબન્ધ સંસ્કારે, મૂકો—હું મૂકું. વિસારે,
પ્રભુ સાચો જગત્ જાહું, શ્રુતિને શાસ્ત્ર પોકારે.

સગાં સંબંધીઓ વ્હાલાં, બધાં ખ્હાનાં જૂઠાં ઠાલાં,
પિતા–માતા પતિ–પત્ની અરેરે માત્ર કહેવાનાં.
જૂઠો આ દમ્ભ સૌ ભાસે, નથી વિશ્વાસ વ્યવહારે,
ભ્રમણ વમળે ચહડું શાને ? પ્રભુ વિણ કોણ છે મ્હારે.
ક્ષમા માગું દયા માગું, બધું ત્યાગું રજા માગું,
અને બસ એજ અજમાવું, લલાટે જેમ લખાવેલું.

રા. સાગર.

ક્ષમા, પ્રભુ ! ક્ષમા. હું હવે તમારી. સેવામાંજ જીવન ગુજારવા ચાહું છું, પણ...પણ આ હૃદયની એક ઇચ્છા બાકી રહી જાય છે. તે આપ જાણો છો. તેને પૂરી કરવી આપના હાથમાં છે. જય શ્રી વિશ્વનાથ પિતા આપનો જય થાઓ.” કહી તે ગાનાર પ્રભુનું ધ્યાન ધરવા લાગ્યો. વસંત અને નરેન્દ્ર કયારનાંએ ત્યાં આવીને સર્વ પ્રકાર અવલોકી રહ્યાં હતાં. ત્યાં એક મહાદેવનું દેવાલય આવેલું હતું. અંદર એક ઝાંખો દીવો બળતો હતો. શિવાલયમાં આ વખતે એક સુંદર. દેખાવનો યુવાન છોકરો હાથ જોડીને શ્રીશંકરના બાણ સમિપ બેઠેલો હતો. તેણે શરીરપર સ્વચ્છ પહેરણ અને ધોતીયું પહેરેલું હતું. તેના વાળ લાંબા હતા. તેણે ગાનની સમાપ્તિ કરી મહાદેવનું ધ્યાન ધર્યું હતું; પણ તેની આંખ્યોમાંથી અશ્રુધારા નીકળતી હતી. આવું જોઇ બહાર ઉભા રહેલા નરેન્દ્રે વસંતને કહ્યું:–“ વસંત ! આ છોકરો દુઃખી હોય એમ જણાય છે. ”

“ હા, મને પણ એમજ લાગે છે. અરેરે! આટલી નાની વયમાં તેને શું દુઃખ પડયું હશે ! બિચારો પ્રભુના ધ્યાનમાં છે, છતાં પણ રડે છે ! ”

“ વસંત ! પ્રભુની લીલા અવનવી છે. જોને ભાગ્યના ભૂલાવાથી આવો રૂપવાન છોકરો આ ભયાનક અરણ્યમાં શંકરના શિવા–

લયનો આશ્રય કરીને પડયો છે.

"મને તો તેનું રૂપ કોઇક રાજવંશી જેવું જણાય છે!" વસંતે કહ્યું.

"હા, પણ તું નથી જાણતી કે પ્રભુ રંકને રાય અને રાયને રંક એક પળવારમાં કરી નાખે છે?"

"હા, એમજ હોવું જોઇએ. બિચારો પૂર્વ જન્મના સંસ્કારથી યા તો કોઇ નરાધમના અત્યાચારથી દુઃખી થયો હશે."

"વસંત! જો તારી મરજી હોય તો આપણે તેને પૂછી તેનું દુઃખ જાણીએ? વાતમાંને વાતમાં આપણે તેની ઇચ્છા પણ જાણી લઇશું અને જો તેની ઇચ્છા આપણી સાથે આવવાની થશે તો આપણે તેને સાથે લઇ લઇશું. દુઃખીને મદદ કરવી એ આપણો ધર્મ છે અને તેથી પ્રભુ પ્રસન્ન થાય છે."

"મારી પણ એવી જ ઇચ્છા છે, જુઓ–જુઓ, તે હવે પ્રભુના ધ્યાનની સમાપ્તિ કરી ઉઠવાની તૈયારી કરે છે. માટે તમે હવે તેની પાસે જાઓ અને તેને બહાર બોલાવો."

નરેન્દ્રે શિવાલયના દ્વાર નજીક જઇ તેને ધીમેથી બુમ મારીઃ– "અરે આ શિવાલયમાં કોણ રહે છે?"

તત્કાળ તે છોકરાએ બહાર આવી ગભરાટથી પૂછ્યુંઃ–"કેમ? આપને શું કામ છે અને અત્યારે અહિં ક્યાંથી આવ્યા છો?"

"અમારે કામ તો કાંઇ નથી, પણ અમે માર્ગ ભુલવાથી અહિં આવી ચઢયા છીએ." નરેન્દ્રે જવાબ આપ્યો.

"તમારે ક્યાં જવું છે?" તે છોકરાએ પૂછ્યું.

"રામનગર." નરેન્દ્રે જણાવ્યું.

"આ સીધો રસ્તો રામનગર તરફ જાય છે, તમે હવે રામ-

નગરની નજદીકમાં આવી પહોંચ્યા છો.”

“અહિંથી રામનગર હજી કેટલે દૂર હશે?” પુનઃ નરેન્દ્રે પૂછ્યું.

“લગભગ બે ગાઉ હશે.” તે છોકરાએ કહ્યું.

“તમે તે નગરના રહીશ છો?”

“નાજી.”

“ત્યારે આ શિવાલયમાં અત્યારે ક્યાંથી આવ્યા છો?”

“હું અહિંયાં ઘણા દિવસથી રહું છું. મારૂં ગામ અને ઘર જે ગણો તે આજ છે.” તે છોકરાએ નિઃશ્વાસ નાખી કહ્યું.

“ભાઈ! તમે આમ કેમ બોલો છો?”

“હું સત્ય બોલું છું.”

“તમે મારી સાથે બહાર આવો, અહિં મારી સાથે મારા એક મિત્ર છે. તેમની પાસે બેસી આપણે વાતો કરીએ. જુઓને ભાઈ આ દુનિયાંમાંથી શું લઇ જવાનું છે. અમે બે ઘડીના મ્હેમાન છીએ; હમણાં જતાં રહીશું. માટે આવો આપણે એક બીજાની વાતો જાણી, નવો સમાગમ કરીએ. તમારા શબ્દોપરથી તમે કોઇ સારા માણસ જણાઓ છો અને સંસ્કારે કરી દુઃખ ભોગવતા હો એમ સમજાય છે. જો કાંઇ હરકત ના હોય તો મારી સાથે આવી તમારૂં દુઃખ જણાવો.”

નરેન્દ્રનું કહેવું સાંભળી તે છોકરો કંઇક વિચાર કરી તેની સાથે ચાલ્યો. નરેન્દ્ર તેને લઇ વસંતની પાસે આવ્યો. વસંત પુરૂષના પોશાકમાં હતી. ત્રણે જણાં ત્યાં બેઠાં. પુનઃ નરેન્દ્રે પૂછ્યું:–“ભાઇ! તમારી હકીકત જણાવશો?”

તે છોકરો એક ઉંડો નિઃશ્વાસ નાખી કહેવા લાગ્યો:–“ભાઇ! તમારા બોલવા પરથી તમે કોઇ દયાળુ હો એમ જણાય છે. ભાઇ!

દુઃખીના દુઃખનો પાર હોતો નથી. દયાળુ મુસાફરો ! હું મારી સઘળી હકીકત હાલ જણાવી શકતો નથી, કારણ કે તે ઘણી લાંબી છે, તે કહેતાં કદાચ સવાર થઇ જાય અને આપને રામનગર જતાં મોડું થાય. ટુંકાણમાં પૂર્વ જન્મના સંસ્કારે કરીને મારૂં સર્વસ્વ નાશ પામ્યું છે. દુનિયામાં હું જીવતો છું છતાં મુએલા સમાન છું. ઉંચે આભ અને નીચે ધરતી સિવાય મારૂં બીજું કોઇ નથી. હું કેટલાક દિવસથી આ શિવાલયમાં નિવાસ કરૂં છું, આ મારી હકીકત છે. આપ હવે પધારો. ”

“ ખરેખર તમે ઘણાજ દુઃખી છો, તમારૂં દુઃખ સાંભળી મને ઘણી દયા આવે છે. ભાઇ ! તમારૂં નામ ? ” વસંતે પૂછયું.

“ મારૂં નામ કાન્તિસેન છે. ” તેણે જવાબ આપ્યો.

“ વાહ–વાહ ! નામ તો ઘણુંજ સરસ છે. વારૂ કાન્તિસેન ! તમે અમારૂં કહેવું કબુલ કરશો ? ” નરેન્દ્રે પૂછયું.

“ જનં સમાજના કલ્યાણને અર્થે મ્હેં આ દેહ અર્પણ કર્યો છે. ભાઇ ! જણાવો કે આપની શી ઇચ્છા છે ? ”

“ અમારી ઇચ્છા તમને સુખી કરવાની છે, તમે અમારી સાથે રામનગરમાં ચાલો. આ સામે બેઠાં છે તે કનકાવતીની રાજકન્યા છે. અને તે તમને સુખી જોવાને ઇચ્છે છે. ” નરેન્દ્રે કહ્યું.

“ શું આ કનકાવતીનાં રાજકન્યા છે ? ” કાન્તિસેને આશ્ચર્ય પામી પૂછયું.

“ હા, તેઓ તેમના ભાઇ મહેન્દ્રને મળવા રામનગર જાય છે, માટે તમે અમારી સાથે ચાલો. ” નરેન્દ્રે જણાવ્યું.

“ રામનગરમાં નિવાસસ્થાનને માટે કયા સ્થળનું નિર્માણ કરેલું છે ? ” કાન્તિસેને પૂછયું.

"અમે રામનગરની રાણીનાં જ મહેમાન થનાર છીએ. અમે અગાઉથી તેને સમાચાર મોકલી દીધા છે."

કાન્તિસેને થોડીકવાર વિચાર કરી કહ્યું:–"હું આપની દયાને માટે જેટલો ઉપકાર માનું એટલો ઓછો છે. તમે આ નિરાધારના આજથી ભાઈ થયા છો. હું આપની સાથે આવીશ અને સદાકાળ આપની સેવામાં જીવન વ્યતિત કરીશ."

"અરે! તમે એ શું બોલ્યા? અમે તો તમને અમારા સગા ભાઈથી પણ વિશેષ ચાહીશું, અને રામનગરથી કનકાવતી જઇ સુખની પરિસિમાએ પહોંચાડીશું." વસંતે કહ્યું.

"જેવી પ્રભુની ઇચ્છા. જે પળે જે થાય એ ખરૂં, આગળથી વિચાર કરવા નકામા છે."

"ત્યારે આપણે હવે ચાલીશું?" વસંતે પૂછ્યું.

"હા ચાલો; પણ અત્યારે કઇ તરફ જઇશું?" નરેન્દ્રે આસ-પાસ જોઇ કહ્યું.

"મ્હેં રામનગરનો માર્ગ દીઠો છે. ચાલો હું આગળ ચાલું છું." કહી કાન્તિસેને આગળ ચાલવા માંડયું. વસંત અને નરેન્દ્ર ઘોડે-સ્વાર થઇ તેની પાછળ જવા લાગ્યાં. રસ્તામાં જતાં વસંતે કાન્તિ-સેનને ઘોડાપર બેસવાનું સૂચવ્યું. કાનતિસેને સવિનય ના પાડી આગળ ચાલવા માંડયું. છેવટે પાછલી રાત્રિના સુમારે એ ત્રિપુટી રામનગરના દરવાજે આવી પહોંચી. દરવાને દરવાજો ઉઘાડી તેમને અંદર લીધાં. ત્રણે જણાં કાળરાત્રિના મહેલ તરફ ચાલ્યાં; અને થોડીવારે મહેલના દરવાજા આગળ આવી ઉભાં. આ વખતે રાજમહેલમાં સંગિતનો જલસો ચાલી રહ્યો હતો. નરેન્દ્રે પોતાના આગમનની ખબર મોકલાવી. રાણીની આજ્ઞાથી એક સરદાર નીચે આવ્યો અને ઘણાજ માનથી

ત્રણે જણાંને અંદર લઇ ગયો. કાળરાત્રિએ વસંતને મળી-ભેટી નરેન્દ્રની સામે જોઇ કુશળ પૂછી જોડેના આસનપર બેસાડયાં. બાદ કાળરાત્રિએ કાન્તિસેનના મુખનું અવલોકન કરી પૂછયું:-" આ કોણ છે ?" જવાબમાં નરેન્દ્રે જણાવ્યું કે:-" તે અમારા તાબાના એક નગરના રાજાનો કુમાર છે, તેને અમે ભાઇ સમાન ગણીએ છીએ."

કાળરાત્રિએ પુનઃ તેના સામે જોઈ પ્રશ્ન કર્યો:-" તે આવાં સાદાં વસ્ત્રમાં કેમ છે ?"

" તે રાજકુમારને પ્રભુની લગની લાગેલી છે. તે બાળબ્રહ્મચારી છે." વસંતે જણાવ્યું. તે પછી કાળરાત્રિએ મહારાજા કનકસેન અને મહારાણીની ખબર અંતર પૂછી સંગિતનો જલસો બંધ કરાવ્યો. સઘળા ચાલ્યા ગયા બાદ રાણી મહેમાનોને લઇ તૈયાર રાખેલા દિવાનખાનામાં આવી; અને ત્યાં તેમનું સારી રીતે સ્વાગત કરી વિશ્રાન્તિ લેવાનું સૂચન કરી ચાલતી થઇ. બાદ થોડીવારે પ્રવાસના શ્રમથી શ્રમિત થએલાં ત્રણે જણાં નિંદ્રાને શરણ થયાં.

## પ્રકરણ ૧૬ મું.

### " પાપીની પ્રપંચ જાળ."

વસંત અને નરેન્દ્રને રામનગરમાં રહે ચાર દિવસ થવા આવ્યા. આ ચાર દિવસમાં નરેન્દ્રે રામનગરનું સારી રીતે અવલોકન કરી લીધું હતું. પ્રજાની દુઃખી સ્થિતિ અને કાળરાત્રિનો જુલ્મી રાજ્ય અમલ નિહાળી તેનું દિલ દુંખવા લાગ્યું. તેણે વસંતને તમામ વાતથી વાકેફગાર કરી દીધી. તેમણે આખા રામનગરમાં ફરી ગુપ્ત રીતે ઘણી તપાસ

ફરી પણ મહેન્દ્રનો પત્તો મળ્યો નહિ. સરદારો અને સિપાહીઓને યુક્તિસર લાલચો આપી પૂછ્યું પણ તેમાંએ કાંઇ વળ્યું નહિ. આથી છેવટે તેમણે કાળરાત્રિને પૂછવાનો દ્રઢ નિશ્ચય કર્યો. તેમની સાથે આવેલો કાન્તિસેન આખો દિવસ નગરમાં રખડી મહેન્દ્રની ખોળ કરતો. તે આજે સવારનો નાસ્તો કરી બહાર નીકળી પડયો હતો. આખો દિવસ વીતી ગયો અને સાંજ પડવા આવી છતાં કાન્તિસેન આવ્યો નહિ. નરેન્દ્ર અને વસંતને તેની ચિંતા થવા લાગી. રાત્રિ પડી, હજી પણ કાન્તિસેન કેમ આવ્યો નહિ હોય ! આમ ચિંતા કરતાં બન્ને જણાં તેની રાહ જોઇ બેસી રહ્યાં. બાદ થોડીવારે કાન્તિસેન આવી પહોંચ્યો. તેનો ચ્હેરો આ સમયે ગભરાએલો અને ફિક્કો પડી ગએલો જણાતો હતો. નરેન્દ્રે ગભરાટનું કારણ પૂછ્યું, જવાબમાં કાન્તિસેન કહેવા લાગ્યો:–" ભાઇશ્રી આજે અત્રે ઘણો જ ઘાતકી ગંજબ ગુજરવાનો છે, જાલીમ જુલ્મીઓના જુલ્મને પ્રત્યક્ષ અવલોકવાનો વખત નજદીક આવી પહોંચ્યો છે. "

" કાન્તિસેનભાઇ! આવી રીતે કહેવા કરતાં શાન્તિથી જણાવો કે શું છે ? વસંતે પૂછ્યું.

"દેશભક્ત પ્રતાપ–પ્રમિલા–રાજકુમાર રામસિંહ-હમીરસિંહ અને વૃદ્ધ સરદાર ધર્મદાસનો આજે મોટા પરોઢીએ અંત આવનાર છે. "

" તમે આ બધી બાતમી કયાંથી મેળવી ? " નરેન્દ્રે પૂછ્યું.

" હું મહેન્દ્રની શોધમાં આજે ઘણું રખડયો છું. ઘણી રખડને અંતે મહેન્દ્રના સમાચાર મેળવ્યા કે તે કાળા કિલ્લાના એક ગુપ્ત ભાગમાં કેદ છે. તેને થોડાક દિવસ જીવતો રહેવા દઇ રીબાવીને મારવામાં આવનાર છે. આવું સાંભળી હું તરત ઘોડેસ્વાર થઇને કાળા કિલ્લા તરફ ગયો; અને મહેન્દ્રના ગુપ્ત સ્થળની માહિતી મેળવી હું મહા

પ્રયાસે તેના ઓરડા આગળ જવાને ફતેહમંદ થયો."

"શાબાશ–શાબાશ છે. તમે આજે ઘણું જ અદ્દભુત કામ બજાવ્યું છે, વારૂં પછી ?" નરેન્દ્ર ખુશી થઈ બોલી ઉઠયો.

"પછી હું ત્યાં આગળ આવેલી એક હવડ જગામાં છુપાઇ રહ્યો. મારો વિચાર પહેરેગીરો લગીર આડા અવળા થાય તો યુક્તિથી તેને છોડાવવાનો હતો. સાંજ પડી પણ સિપાહીઓ ત્યાંથી ખસ્યા નહિ. આથી કંટાળી મ્હેં પાછા ફરવાનો વિચાર કર્યો; પણ એટલામાં મને ત્યાં એક અલૌકિક દેખાવ દેખાયો. કાળા કિલ્લાના એ એકાન્ત ભાગમાં મ્હેં સેનાપતિ અબુધસિંહ અને કાળરાત્રિને ખાનગી વાતો કરતાં જોયાં. હું તરત ધીમે પગલે ચાલી તેમની પાછળ જઇ ઉભો રહ્યો. મ્હેં તેમની દરેક વાતો સાંભળી. તેમની વાતોમાં આપણે જાણવા જેવી વાત તો એ છે કે–તે ખુની રાણી આજે મોટા પરોઢીએ મ્હેં જણાવેલાં નિર્દોષ જનોના પ્રાણ લેનાર છે. માટે હાલ મહેન્દ્રના વિચાર છોડી દયો, કારણ કે તેને હજી કાંઇ આંચ આવનાર નથી. આપણે પ્રથમ પ્રતાપ–પ્રમિલા વગેરેનો બચાવ કરવાની ઘણી જરૂર છે." કાન્તિસેને સઘળું જણાવ્યું.

"આપણે તેમને કેવી રીતે બચાવી શકીશું ? આપણી પાસે માણસો પણ નથી તેમજ આ પરાયા ઠેકાણે કોઇની મદદ પણ નથી." વસંતે કહ્યું.

"વસંત ! ગભરાય છે શાને ? આ વીર તેની તલવારના બળથી તેને બચાવશે. આ પરાયા ઠેકાણે આપણો મદદગાર પ્રભુ છે. આપણે તે સમયે ત્યાં હાજર થઇશું અને કાળરાત્રિને સમજાવીશું. જો તે સીધી રીતે માનશે તો ઠીક છે, નહિ તો તે દુષ્ટાને અને તેના સરદારોને જમીનપર સૂવાડવા આ સમશેર તૈયાર છે." નરેન્દ્ર ગર્જી ઉઠયો.

"ભાઈ! અત્યારથી આવી રીતે ઉસ્કેરાઇ જવાનું કારણ નથી. સમય પ્રતિકુળ છે. કોઇ આપણી વાત સાંભળશે તો આપણી ઉપર ભયંકર આપ્ત આવી પડશે. આપણે આપણું કામ યુક્તિસર કરવાનું છે." કાન્તિસેને જણાવ્યું.

"ત્યારે હવે આપણે કેવી રીતે વર્તવું ?" નરેન્દ્રે પૂછ્યું..

"આપણે પ્રથમ પ્રતાપસિંહને બંધન મૂક્ત કરવા જોઇએ. માટે તમે હવે અહિં ઉભાં રહો; હું હમણાંજ તેમને મૂક્ત કરી અહિં લાવું છું." કાન્તિસેને કહ્યું.

"તમે કહો તો હું તમારી મદદમાં આવું ?" નરેન્દ્રે કહ્યું.

"ના, તમે અને વસંત બ્હેન શસ્ત્ર—અસ્ત્ર સજી સજ્જ થાઓ એટલામાં તો હું તેમને લઇ આવું છું. તેમને છોડાવતાં બહુ મુશીબત પડે એમ નથી; કારણ કે આજે ત્યાંના સિપાહીઓની ઉજાણી હતી. તેમાં સઘળા દારૂ પીને બેશામ પડેલા છે. મ્હેં અહિં આવતાં તેઓની સ્થિતિ બરાબર નિહાળી હતી. લ્યો હવે હું જાઉં છું." કહી કાન્તિસેન વિદ્યુત વેગે ત્યાંથી ચાલતો થયો અને પ્રતાપના ઓરડા આગળ આવી ઉભો, પહેરેગીર સિપાહીઓ નિસામાં ચકચુર થઇને પડેલા હતા. કાન્તિસેને ઓરડાની જાળીમાંથી જોયું તો પ્રતાપ ઉંઘ-માં પડેલો જણાયો. તેણે બારણાં પાસે જઇ ધીમે રહીને કાનસવતી તાળું કાપી નાખ્યું. તે પછી બારણાં ઉઘાડી તે અંદર ગયો અને પ્રતાપને ધીમે રહી જગાડવા લાગ્યોઃ—"પ્રતાપસિંહ !"

પ્રતાપ એકદમ જાગી ઉઠયો અને બેબાકળો બની બોલ્યોઃ—"તમે કોણ છો ?"

"હું તમારો મિત્ર છું. તમે ધીમેથી બોલો, હું તમને છોડાવવા આવ્યો છું. તમે ચુપચુપ મારી સાથે ચાલો." કહી તેણે કાનસથી

બેડીઓ કાપી નાખી; અને તેને લઈ બ્હાર નીકળ્યો. પ્રતાપ ગળગળે સાદે કહેવા લાગ્યો:-"બંધુ! આ પ્રતાપ નહોતો જાણતો કે તેનાથી આ બંદિખાનામાંથી મૂક્ત થઇ શકાશે. આ અવનિમાં પ્રતાપ મિત્ર વિનાનો થયો હતો, તેના મિત્ર થઇ તમે આજે ન બની શકે એવું વિકટ કામ કરી મને ઉપકારની જાળમાં જકડી લીધો છે."

"પ્રતાપસિંહ! અત્યારે વિશેષ બોલવાની જરૂર નથી. તમે મારી સાથે જલ્દી ચાલો."

"તમે મને ક્યાં લઇ જશો?"

"કનકાવતી નગરીનાં રાજકન્યા અને તેમના સ્વામી નરેન્દ્ર કુમાર આજે ચાર દિવસથી કાળરાત્રિનાં મહેમાન થયાં છે, તેમને સઘળી બાબતની ખબર પડી છે, તેથી આપણે અત્યારે તેમની પાસે જવાની જરૂર છે."

"શું તે રાજવંશીઓ અત્રે છે? હા! પ્રભુ! તેમનો મારી ઉપર કેટલો બધો ઉપકાર! વારૂ ભાઇ! તમે તેમના શું સગા થાઓ છો? અને તમે શું નામથી ઓળખાવ છો?"

"તેમને હું મારાં ભાઇ બેન પ્રમાણે ચાહું છું અને હું કાન્તિસેનના નામથી ઓળખાઉં છું."

"ભાઇ કાન્તિસેન! બીજા કાંઇ સમાચાર છે?"

"હા, પ્રમિલા—રામસિંહ-વગેરેનો આજે અંત આવનાર છે. પ્રતાપસિંહ! તેજ કારણથી તમને છોડાવવામાં આવ્યા છે, તમને લઇ નરેન્દ્રકુમાર તેમને બચાવવા જનાર છે."

આવી રીતે વાતો કરતા તેઓ વસંત-નરેન્દ્રની પાસે આવ્યા. "આ પ્રતાપસિંહ કે?" કહી નરેન્દ્ર તેને ભેટવા દોડયો. પ્રતાપ પણ ગદ્‌ગદ્ કંઠે તેનો ઉપકાર માની કંઠે વળગી પડયો. એટલા સમયમાં

કાન્તિસેન ક્યાંકથી બે તલવારો લઇ આવ્યો. તેમાંની એક પોતે રાખી અને બીજી પ્રતાપને આપી. તે પછી તેઓએ પ્રમિલાના ઓરડા તરફ ચાલવા માંડયું. તેમનો વિચાર પ્રમિલા વગેરેને છોડાવી નાશી જવાનો હતો. પ્રમિલાના ઓરડાની નજીક આવતાં કાન્તિસેને સઘળાંને ઉભાં રાખી કહ્યું–"આ જગ્યા છુપાઇ રહેવાને માટે ઠીક છે. નરેન્દ્રભાઇ! તમે અને વસંત બ્હેન આ સામેના ખુણામાં છૂપાઇને ઉભાં રહો. પ્રતાપસિંહ! તમે પ્રમિલાની પાસે જાઓ, અને આ છીની તથા કાનસથી તાળાં–બેડી તોડી તેમને બહાર લઇ આવો. હું આ સામેના મોટા દરવાજા આગળ ઉભો છું, કારણકે ન કરે ને નારાયણ કદાચ સમયનો રંગ બદલાઇ જાય તો ત્યાંથી નાશી જવાને અનુકુળતા થાય. હું તે સ્થળે સિપાહીના સ્વાંગથી સજજ થઇને ઉભો છું. તમે જલ્દીથી કામ પૂરૂં કરી બહાર નીકળી આવજો." કહી કાન્તિસેન કાનસ અને છીની પ્રતાપના હાથમાં મૂકી ત્યાંથી ચાલતો થયો અને સિપાહીનો પોષાક પહેરી દરવાજા આગળ પહેરો ભરવા લાગ્યો, તેના ગયા પછી નરેન્દ્રે પ્રતાપને કહ્યું:–" પ્રતાપસિંહ! જાઓ જલ્દીથી કામ પૂરૂં કરી અહિં ચાલ્યા આવો, અમો અહિં ઉભાં છીએ."

"હું જાઉં છું, તમે સંભાળજો." કહી પ્રતાપ–પ્રમિલાના ઓરડા તરફ જવા લાગ્યો. પ્રતાપ ત્યાં આવી પહોંચે એટલામાંતો કોઇકના અવ-વાનાં પગલાં સંભળાયાં. નરેન્દ્રે પ્રતાપને ચેતાવવા ધીમો અવાજ કર્યો. પ્રતાપ ચમકયો અને ત્યાં આવેલા એક ખુણામાં છુપાઇ ઉભો. ચાલી આવનાર માણસ આસપાસ જોતો પ્રમિલાના ઓરડા આગળ આવ્યો; અને ધીમેથી તાળુ ઉઘાડી અંદર પેઠો. પ્રમિલા આ સમયે જાગતી હતી. તેના ખોળામાં રામસિંહ ઉંઘતો હતો. તેના સુકોમળ સુખ સામે જોઇ પ્રમિલા રડતી હતી. તેની પાસે જમીનપર ધર્મદાસ હમીરને

પડખામાં લઇને સૂતો હતો. પેલા અંદર પ્રવેશેલા માણસે એકવાર આસપાસ જોઈ ધીમેથી કહ્યું:–"પ્રમિલા!"

પ્રમિલાએ ગભરાઇને તેના સામે જોયું. તે તેને ઓળખી બોલી ઉઠી:–"કોણ અબુધસિંહ? અત્યારે અહિં આવવાનું કારણ?"

"કારણમાં એજ કે તમારે હવે સ્વર્ગમાં જવાનું છે. તે પહેલાં મહારાણીએ તમારો જવાબ સાંભળવાને મને ફરમાવ્યું છે, એજ કારણથી હું અત્યારે અહિં આવ્યો છું. પ્રમિલા! જણાવ કે રામસિંહને સોંપી સુખ ભોગવવું છું કે મરીને યમપૂરીમાં જવું છે?"

પ્રમિલાઃ—"તું અમને વારેવારે મરણનો ડર શા માટે બતાવે છે? અમે ખુશીથી મરણને મળીશું અને મરતાં અગાઉ તમારી ધારણાઓ નિષ્ફળ કરીશું."

અબુધ:—"અમારા જેવા બળવાનની સામે તમે શું કરવાને શક્તિવાન છો?"

પ્રમિલા:—"મહા બળવાનો પણ નિર્બળના હાથે જમીનદોસ્ત થઇ ગયા છે. ધર્મ નીતિના બળવાળા ધારે તો આખી અવનિને પણ ચાક ચઢાવવાને સમર્થ થાય છે."

અબુધઃ–"એવો ધર્મ નીતિના બળવાળો હજી આ ઘરડી આંખ્યોએ જોયો નથી. વળી તારી વાત મારી ધ્યાનમાં પણ ઉતરતી નથી."

પ્રમિલા:–"તમારી આંખ્યોએ પાપનાં પડળ વળેલાં છે, તેથી તમે જોઇ શકતા નથી. અબુધ! તમારા ઘરમાં દેવનો વાસ હતો છતાં પાપકર્મથી અંધ થઇ તમે તેને દૈત્ય સમાન જોતા હતા."

અબુધઃ–"અરે ગાંડી! તું આ બધું કોના માટે કહે છે?"

પ્રમિલા:–"પ્રતાપ! બહાદુર પ્રતાપને માટે, કે જેને તમે હાલ લોઢાની જંજીરોથી જકડાયો છે. તમારે જો ધર્મ–નીતિનું બળ જોવું

હોય તો તેને એકવાર છૂટો કરી જુઓ; અને તમારા તમામ સૈન્ય સાથે તેની સાથે યુદ્ધનો ખેલ ખેલી જુઓ."

અબુધઃ-"અરે ધર્મનીતિમાં દિવાની થએલી સાંભળ! જે પ્રતાપને તું નીતિ-અને ન્યાયનું લાંબું પૂછડું માને છે. તેજ પ્રતાપ મ્હોટતની ભીકે અને સુખ મળવાની લાલચે આજ સવારના પહોરમાં જ મહારાણીના પગમાં પડી તેમની દયાથી સુખીયો થયો છે, તેનો પહેલાંનો સઘળો બકબકાટ ઉડી ગયો છે અને ક્યારનોએ સરદારપદે ચ્હડી સરદારોમાં આનંદ ઉડાવી રહ્યો છે. પ્રમિલા! તેણેજ મને તને સમજાવવા તારી પાસે મોકલ્યો છે. માટે માની જા-દોઢડાહિ થા મા."

પ્રમિલાઃ-"મારો પ્રતાપ આ આભ ટૂટી પડે પણ તેના ટેકથી વિચલિત થાયજ નહિ. તું અસત્ય વદી મને ઠગે છે."

અબુધઃ-"પ્રમિલા! હું ખરૂં કહું છું; હું તે મારા વ્હાલા છોકરાના સોગન ખાઇને કહું છું કે તે તેનો સઘળો ટકટકારો છોડી દઇને અમારા પક્ષમાં મળી ગયો છે."

પ્રમિલાઃ-"શું તું સત્ય વદે છે? મારો પ્રતાપ રાણીની દયાનો તાબેદાર થયો છે? બોલ-જલ્દી જવાબ આપ?"

અબુધઃ—"હા, હા, બાઇ! હજુ પણ જો તારી ખાત્રી ના થતી હોય તો લે હું હવે ભગવાનના સોગન ખાઇને કહું છું કે તે મારો વ્હાલો પૂરો બેટો મહારાણીનો વ્હાલો સરદાર અને સલાહકારક થઇ પડયો છે. પ્રમિલા! તું ગભરાઇશ નહિ હોં કે, મારો પ્રતાપ તને ચાહે છે, તે મહારાણીની દયા મેળવી તને પણ સુખી કરશે."

પ્રમિલાઃ—"હજી પણ મને તારા બોલવા પર સંશય આવે છે, તું મને સમજાવવા ભગવાનના જુઠ્ઠા સોગન ખાય છે."

અબુધઃ—"એમ છે તો તું હાલને હાલ આ રામસિંહને મારે

સ્વાધીન સોંપી હું મોકલું તે સિપાહીની સાથે જા અને મારા કહેવાની ખાત્રી કરી આવ. જા-ખોટી ના થા. "

પ્રમિલાઃ-" ઓ પ્રભુ ! હું આ શું સાંભળું છું ? મારા કાન બ્હેરા કેમ થઈ જતા નથી ! દેશભક્ત પ્રતાપ બેવફા થયો સાંભળી આ પ્રાણ કેમ જતો રહેતો નથી ? હાય ! શું નીતિવાન પ્રતાપ અંતે પાપીઓની પ્રપંચ જાળથી લલચાઇ મ્હોતની બીકે નિમકહરામ થઇ ચૂકયો ? અરે તેણે તેના માલિક પ્રત્યે દગો કર્યો ? અરે આટલાં બધાં સંકટોને અંતે તેણે ધર્મનીતિને તિલાંજલી આપી ? હાય ! ધિક્કાર છે તે નિમકહરામને. "

અણુધઃ-" કાં પ્રમિલાબાઇ ! ખાત્રી થઇને ? હજી કહું છું કે જાઓ ખાત્રી કરી આવો. બોલો શું વિચાર છે ? "

પ્રમિલા—" વિચાર ! આ જીવ છે ત્યાં સુધી એના એજ વિચાર કાયમ છે. અણુધ ! જા, જલ્દી જા, અને તે દેશદ્રોહી થએલા પ્રતાપને જણાવ કે પ્રમિલાની નસેનસમાં શુદ્ધ ક્ષત્રિય લોહી વહન કરે છે. તે જીવન પર્યંત તેના ટેકને વળગી રહેશે. અણુધ ! વિશેષમાં તે નરપશુને જણાવજે કે આજથી પ્રમિલાએ તને મરણને શરણ થએલો માની તારૂં સ્નાન કરી લીધું છે. " આટલું જુસ્સાથી બોલી પ્રમિલાએ નીચું જોયું. તેના અવાજથી ધર્મદાસ અને હમીર જાગી ઉઠયા. ધર્મદાસે પ્રમિલા સામે જોયું. તરત પ્રમિલાએ પ્રતાપ બેવફા થયાના સમાચાર જણાવ્યા. વૃદ્ધ સરદાર દિગ્મૂઢ બની વિચારમાં પડયો. એવામાં પુનઃ અણુધે કહ્યું:-" પ્રમિલા ! શા માટે મારૂં કહેવું માનતી નથી ? તું આ રાજકુમારને મારે તાબે સોંપી દે, એક નાના છોકરાને માટે શા સારૂં જીદ કરી દુઃખના ડુંગરા તળે કચડાય છે—છુંદાય છે ? "

"આ રામસિંહ મારો પ્રાણ છે, આ જીવનનું અમૃત અને આંખ્યોનું નુર છે; તેને માટે લાખ્ખો બલકે કરોડો સંકટ સહન કરવાને હું તૈયાર છું. અબુધ ! જા, તારી મહારાણીને કહેજે કે પ્રમિલા મરવાને તૈયાર છે અને તે નિમકહરામ પ્રતાપને પણ કહેજે કે વિશ્વાસઘાત કરવાનું ફળ ઇશ્વર તને અવસ્ય આપશે."

"શું ત્હેં પ્રતાપના પ્રેમનો ત્યાગ કર્યો ?"

"હા, પ્રતાપને આજથી મ્હેં મુએલો માન્યો."

"પ્રમિલા ! માન, રામસિંહને સોંપી સુખી થા."

"નહિ, મ્હેં તને એકવાર જણાવ્યું છે કે હું રાજકુમાર રામસિંહને કદાપિ કાળે તમારા જેવા નરપિશાચોના હાથમાં સોંપનાર નથી. અબુધ ! આ માથા ઉપર રહેલું આકાશ ઉલટી આવે અને તારી ખૂની રાણી મારીપર તીરોનો વરસાદ વરસાવે તો પણ હું રામસિંહને નહિ આપું તે નહિજ આપું.

જ્યાં સુધી આ દેહમાં, મમ પ્રાણનો નિવાસ છે,
જ્યાં સુધી આ દેહમાં, ઉષ્ણતાનો વાસ છે;
જ્યાં સુધી નીતિ, અને સત્યતાની સ્હાય છે,
ત્યાં સુધી મમ રામને, કોણ લઇ જનાર છે?"

"એમ ! તો હવે જોજે કે તારા બોલેલા શબ્દો તારી પાસે રહે છે કે નહિ ? મારા બહાદુર સૈનિકો રાજપુત્ર રામસિંહને તારી પાસેથી હમણાંજ બળાત્કારે ખેંચી જશે." અબુધે ગુસ્સે થઇ જણાવ્યું.

"તેમ થવાનું હશે ત્યારે જોઇ લેવાશે. અબુધ ! તું અહિંથી ચાલ્યો જા, હું તને વધારે વાર જોવાને ઇચ્છતી નથી."

"પ્રમિલા ! જાઉ છું અને જતાં-જતાં દયાની લાગણીથી ફરીવાર




"મારા બહાદુર સૈનિકો રાજપુત્ર રામસિંહને તારી પાસેથી હમણાં બળાત્કારે ખેંચી જશે." પૃષ્ઠ ૧૫૮.

કહું છું કે સમજ-સમજ, સૂતેલા સિંહને ના સતાવ, દુઃખના વરસાદ ના વરસાવ; તું..."

"ચૂપ કર શયતાન! હજી અહિંથી જતો નથી નાદાન." ધર્મદાસ ગુસ્સે થઇ બોલી ઉઠયો.

"ઓહ! કોણ બુઢ્ઢો ધર્મદાસ બોલ્યો કે?"

"હા, હું અને તું બન્ને સરખા છીએ, ફક્ત તારા દેહમાં દૈત્યનો વાસ છે અને મારા દેહમાં દેવનો વાસ છે. મ્હેં મારી વૃદ્ધાવસ્થા સુધારી છે અને ત્હેં તારા બુઢ્ઢાપણમાં ધુળ નાંખી છે. જા; ચાલ્યો જા; નહિ તો તારે માટે મારે દૈત્યનું રૂપ ધારણ કરવું પડશે."

"ઠીક છે, આ અબુધનું અપમાન કરવાનું ફળ તમને હમણાંજ મળશે." કહી અબુધ ત્યાંથી બહાર નીકળી ગયો. તે નરેન્દ્ર અને વસંત ઉભાં હતા ત્યાં થઇને જવા લાગ્યો. તેને જોઇ વસંતે નરેન્દ્રને કહ્યું કે આને જતો અટકાવવો જોઇએ, કારણ કે કાળરાત્રિએજ તેને સમજાવવાને મોકલ્યો હશે. તે અહિંથી જઇ તરત રાણીને સર્વ સમાચાર જણાવશે. વસંતનું કહેવું સાંભળી તત્કાળ નરેન્દ્રે વાઘની માફક છલંગ મારી અબુધને ગળામાંથી પકડયો અને તેને એક ખૂણામાં ખેંચી આણ્યો.

અબુધનાં હાંજા ગગડી ગયાં. તે ફાટી આંખે જોઇ રહ્યો, અને પછી થોડીવારે બૂમ પાડવાને ઉત્સુક થયો, કે તરત વસંતે કમ્મરમાંથી કટાર કાઢી તેને બતાવતાં કહ્યું:-"ચુપ! આ ખૂણામાં છાનોમાનો પડી રહે. જો એક પણ શબ્દ બોલ્યો છે તો મુઓજ સમજજે. મુઆ પાજી! પુણ્યવાનોને દુઃખ દેતાં શરમ નથી આવતી?"

કટાર જોતાંજ અબુધના ગાળા નરમ થઇ ગયા. તે ગુપચૂપ ખૂણામાં પડયો રહ્યો.

પેલી તરફ ખુણામાં ઉભા રહેલા પ્રતાપે અંદરની તમામ વાત સાંભળી હતી. તેને અપાર ક્રોધ ચઢયો હતો, અને આ ક્ષણેજ પિતાનું માથું કાપી નાખું એમ થઇ આવ્યું હતું, પણ પરાણે મનને શાન્ત રાખી તે અંદરનો સંવાદ સાંભળી રહ્યો હતો. અબુધ બહાર નીકળી દૂર ગયો કે તરત પ્રતાપે ત્યાંથી નિકળી પ્રમિલાના ઓરડામાં ધીમેથી પ્રવેશ કર્યો.

## પ્રકરણ ૧૭ મું.

### " દુશ્મન થએલાં મ્હેમાનો. "

પ્રમિલા અશ્રુ વર્ષાવતી નીચું જોઇને ઉભી હતી. ધર્મદાસ પણ વિચાર વમળે ચઢેલો હતો. રામસિંહ અને હમીરસિંહ દયાર્દ્ર નેત્રે બન્નેની તરફ જોઇ રહ્યા હતા એવામાં એકાએક ધર્મદાસની દૃષ્ટિ પ્રતાપ પર પડી. તે આશ્ચર્ય પામી બોલી ઉઠયોઃ—" કોણ પ્રતાપસિંહ ! "

" હા, ધીમેથી બોલો. "

પ્રતાપનું નામ સાંભળી પ્રમિલાએ ઉંચે જોયું. તેને ત્યાં ઉભેલો જોતાંજ તે વિકાળ વાઘણની માફક ગર્જી ઉઠીઃ–" કોણ પ્રતાપ ? નિમકહેરામ પ્રતાપ ! જા, ચાલ્યો જા, તારૂં શ્યામ મુખ બતાવવાને અહિં શામાટે આવ્યો છે ? "

" પ્રમિલા ! શાન્ત થા. મારી સાથે હાલ બહાર ચાલો, બહાર નીકળ્યા પછી હું સઘળી વાતનો ખુલાસો કરીશ. " પ્રતાપે કહ્યું.

" નહિ, હું તારી સાથે કદાપિ બહાર આવનાર નથી. પ્રતાપ ! તું બહાદુર થઇને એક અબળાના જેવો બીકણ બની ગયો છે. ત્હેં નિમકહરામ થઇ રાજપૂત નામને કાળું કલંક લગાડયું છે. હાય !

અંદરથી કાળા દિલનો દૈત્ય થઇ રહે ઉપરથી દેવનો દેખાવ કરી મને ઠગી છે. જા, સફેદ ઠગ ! જા. આ અન્નદાતાને દગો દેનારા અહિંથી ચાલ્યો જા, નહિ તો ઝેર ખાઇને મરીજા. ”

“ અરે ! તું મારૂં કહેવું સાંભળ તો ખરી. હું નિમકહરામ થયો નથી. નીતિનું નુર મારા શરીરમાં હજી કાયમ છે. હું પ્રભુના સોગન ખાઇને કહું છું કે હું વિશ્વાસઘાતી થયો નથી. મારા પાપી પિતાએ તેની પ્રપંચ જાળમાં ફસાવવા તને ખોટું સમજાવ્યુંછે, તેમ છતાં જો તું સત્ય માનતી ના હોય તો હું આ પળેજ આ તલવારથી મારૂં માથું કાપી તારી ખાત્રી કરી આપું છું. ” કહી પ્રતાપે આવેશ-યુક્ત થઇ તલવાર ઉંચી કરી.

પ્રમિલા ગભરાઇ, તેને અણુવની પ્રપંચ જાળ તરત સમજાઇ. તત્કાળ તે પ્રતાપની પાસે દોડી જઇ તેના કંઠે વળગી પડી આર્જવતાથી બોલીઃ—“ પ્રતાપસિંહ ! બસ કરો. હું દુષ્ટના સમજાવ્યાથી અકળાઇ ગઇ હતી. વ્હાલા ! મને માફ કરો અને જણાવો કે તમે ઓરડામાંથી શી રીતે છૂટી આવ્યા ? ”

“ પ્રભુની લીલા ન્યારી છે, તેણે આપણને ગયબી મદદ કરી છે. પ્રમિલા ! વધારે જણાવવાનો હાલ સમય નથી. બહાર નીકળ્યા પછી તને આપો આપ સઘળી ખબર પડશે. માટે તું આ બાળકોને લઇ જલ્દીથી આગળ ચાલ. હું અને ધર્મદાસ તારી પાછળ ચાલીએ છીએ.”

સઘળાં જવાને તૈયાર થયાં. પણ એટલામાં જ બુમ પડી કેઃ— “પકડો, પકડો; કેદી કોટડીમાંથી નાશી ગયો છે.” આવી રીતે બુમો પાડતા પહેરેગીર સિપાહીઓ પ્રમિલાના ઓરડા તરફ દોડી આવતા જણાયા. “અફસોસ ! આફતનું વાદળ છવાઇ ગયું.” પ્રતાપે નિંઃશ્વાસ નાખી

પેલી તરફ ખુણામાં ઉભા રહેલા પ્રતાપે અંદરની તમામ વાત સાંભળી હતી. તેને અપાર ક્રોધ ચઢયો હતો, અને આ ક્ષણેજ પિતાનું માથું કાપી નાખું એમ થઈ આવ્યું હતું, પણ પરાણે મનને શાન્ત રાખી તે અંદરનો સંવાદ સાંભળી રહ્યો હતો. અબુધ બહાર નીકળી દૂર ગયો કે તરત પ્રતાપે ત્યાંથી નિકળી પ્રમિલાના ઓરડામાં ધીમેથી પ્રવેશ કર્યો.

## પ્રકરણ ૧૭ મું.

### " દુષ્મન થએલાં રહેમાનો. "

પ્રમિલા અશ્રુ વર્ષાવતી નીચું જોઇને ઉભી હતી. ધર્મદાસ પણ વિચાર વમળે ચઢેલો હતો. રામસિંહ અને હમીરસિંહ દયાર્દ્ર નેત્રે બન્નેની તરફ જોઇ રહ્યા હતા. એવામાં એકાએક ધર્મદાસની દૃષ્ટિ પ્રતાપ પર પડી. તે આશ્ચર્ય પામી બોલી ઉઠયોઃ—" કોણ પ્રતાપસિંહ ! "

" હા, ધીમેથી બોલો. "

પ્રતાપનું નામ સાંભળી પ્રમિલાએ ઉંચે જોયું, તેને ત્યાં ઉભેલો જોતાંજ તે વિકાળ વાઘણની માફક ગર્જી ઉઠીઃ–" કોણ પ્રતાપ ? નિમકહરામ પ્રતાપ ! જા, ચાલ્યો જા, તારૂં શ્યામ મુખ બતાવવાને અહિં શામાટે આવ્યો છે ? "

" પ્રમિલા ! શાન્ત થા. મારી સાથે હાલ બહાર ચાલો, બહાર નીકળ્યા પછી હું સઘળી વાતનો ખુલાસો કરીશ. " પ્રતાપે કહ્યું.

" નહિ, હું તારી સાથે કદાપિ બહાર આવનાર નથી. પ્રતાપ ! તું બહાદુર થઇને એક અબળાના જેવો બીકણ બની ગયો છે. ત્હેં નિમકહરામ થઇ રાજપૂત નામને કાળું કલંક લગાડયું છે. હાય !

અંદરથી કાળા દિલનો દૈત્ય થઇ હેં ઉપરથી દેવનો દેખાવ કરી મને ઠગી છે. જા, સફેદ ઠગ ! જા. એ અન્નદાતાને દગો દેનારા અહિંથી ચાલ્યો જા, નહિ તો ઝેર ખાઇને મરીજા."

"અરે! તું મારૂં કહેવું સાંભળ તો ખરી. હું નિમકહરામ થયો નથી. નીતિનું નુર મારા શરીરમાં હજી કાયમ છે. હું પ્રભુના સોગન ખાઇને કહું છું કે હું વિશ્વાસઘાતી થયો નથી. મારા પાપી પિતાએ તેની પ્રપંચ જાળમાં ફસાવવા તને ખોટું સમજાવ્યું છે. તેમ છતાં જો તું સત્ય માનતી ના હોય તો હું આ પળેજ આ તલવારથી મારૂં માથું કાપી તારી ખાત્રી કરી આપું છું." કહી પ્રતાપે આવેશ-યુક્ત થઇ તલવાર ઉંચી કરી.

પ્રમિલા ગભરાઇ, તેને અણુધની પ્રપંચ જાળ તરત સમજાઇ. તત્કાળ તે પ્રતાપની પાસે દોડી જઇ તેના કંઠે વળગી પડી આર્જવતાથી બોલીઃ–" પ્રતાપસિંહ ! બસ કરો. હું દુષ્ટના સમજાવ્યાથી અકળાઇ ગઇ હતી. વ્હાલા ! મને માફ કરો અને જણાવો કે તમે ઓરડામાંથી શી રીતે છૂટી આવ્યા ? "

"પ્રભુની લીલા ન્યારી છે, તેણે આપણને ગયબી મદદ કરી છે. પ્રમિલા ! વધારે જણાવવાનો હાલ સમય નથી. બહાર નીકળ્યા પછી તને આપો આપ સઘળી ખબર પડશે. માટે તું આ બાળકોને લઇ જલ્દીથી આગળ ચાલ. હું અને ધર્મદાસ તારી પાછળ ચાલીએ છીએ."

સઘળાં જવાને તૈયાર થયાં. પણ એટલામાં જ બુમ પડી કેઃ– "પકડો, પકડો; કેદી કોટડીમાંથી નાશી ગયો છે." આવી રીતે બુમો પાડતા પહેરેગીર સિપાહીઓ પ્રમિલાના ઓરડા તરફ દોડી આવતા જણાયા. "અફસોસ ! આફતનું વાદળ છવાઇ ગયું." પ્રતાપે નિંઃશ્વાસ નાખી

ઓરડાનું બારણું બંધ કરી દઇ પ્રમિલાને કહ્યું—" પ્રમિલે ! દુષ્મનો આવી પહોંચ્યા છે, મરણને મળવા સિવાય હવે એક પણ રસ્તો રહ્યો નથી. માટે આપણે કોઇપણ ઉપાયે રામસિંહને બચાવવો જોઇએ." આમ કહે છે એટલામાં તો ક્રોધાક્રાન્ત થએલી કાળરાત્રિની ભયંકર બૂમો સંભળાવા લાગી. તે આમતેમ દોડતી સિપાહીઓને કહેતી હતી કેઃ—" ક્યાં છે કેદી ! કોઇ બતાવો, નહિ તો જલ્દી તપાસ કરો. તે હજી આટલામાં જ છૂપાયો હશે." આમ કહેતી તે બીજી બાજુએ તપાસ કરવા દોડી ગઇ. તેને જતી જોઇ પ્રતાપે ધર્મદાસને કહ્યુંઃ—" તમે સાહસ ખેડીને આ રાજકુમાર સાથે અહિંથી પસાર થઇ જાઓ. મોટા દરવાજા આગળ આપણો એક માણસ ઉભો છે, તેને આ વીંટી દેખાડજો, કે જેથી તે તરત તમને બહાર નીકળી જવાનો માર્ગ બતાવશે. જાઓ વાર ન કરો, હમણાં જ તે નારકી નારી અહિં આવી પહોંચશે તો ગજબ ગુજરશે."

ધર્મદાસે વીંટી લઇ કુમારને ઉપાડી લીધો, અને ત્વરીત ગતીએ ત્યાંથી ચાલવા માંડ્યું. તેને જતો જોઇ ખૂણામાં પડેલા અબુધે બૂમ પાડવાનો પ્રયત્ન કર્યો, કે તરત વસંતે કટાર ઉગામી તેને અટકાવ્યો. ધર્મદાસે મોટા દરવાજે આવી પ્રતાપની વીંટી દેખાડી. કાન્તિસેને તરત રસ્તો બતાવી તેને વિદાય કરી દીધો. વૃદ્ધ સરદાર રાજકુમારને લઇ મહેલની બહાર નીકળ્યો અને પાછળ જોયા સિવાય મૂઠીઓ વાળીને નાઠો. તેના ગયા પછી પ્રતાપે પ્રમિલાને કહ્યુંઃ—" પ્રમિલે ! રામસિંહ ગયો અને હમીરસિંહ રહ્યો. તે ચંડાળણી રામસિંહને બદલે હમીરને મારી નાખશે. "

" હમીરનો જીવ જતાં જો રામસિંહ બચશે તો આપણું ધાર્યું સિદ્ધ થશે." પ્રમિલાએ કહ્યું.

" હું હમીરને પ્રાણાંતે પણ મરવા દેનાર નથી. હું તે નરાધમ

રાણીના સામે થઇશ, અને છેવટની ઘડી સુધી લઢીશ. પ્રમિલે ! સાવધ, જો તે ક્રૂર રાણીનો આ તરફ આવવાનો અવાજ સંભળાય છે. માટે આવ આ તારા પ્રતાપને છેલ્લીવારને માટે ભેટી લે."

"વ્હાલા ! હું પણ મરીને તારી સાથે જ સ્વર્ગમાં આવીશ." કહી પ્રમિલા તેને મળી દૂર ઉભી. પ્રતાપ કાળરાત્રિ જુએ નહિ એવી રીતે એક તરફ ઉભો રહ્યો. એવામાંજ કાળરાત્રિ ત્યાં આવી ઉભી રહી અને આસપાસ જોઇ ભયંકર અવાજે પ્રમિલાને પૂછવા લાગી:— "હઠીલી છોકરી ! લાવ, લાવ, તે સર્પનું સંતાન ક્યાં છે?"

"તે પૂછતાં પહેલાં જણાવ કે તું ચુડેલ કોણ છે?" પ્રમિલાએ ક્રોધથી પૂછ્યું.

"હું રામનગરની મહારાણી, તમારી જીંદગીની કરનારી ધુળધાણી. છોકરી ! ત્હેં કપટજાળ પાથરી પ્રતાપને રામસિંહ સાથે વિદાય કરી દીધો છે. તારી પ્રપંચજાળ હું સારી રીતે સમજી ગઇ છું. પ્રમિલા ! રામસિંહના બદલામાં હું આ હમીરને હમણાં જ ખુનમાં તરબોળ કરી નાખીશ અને મારૂં વૈર શાન્ત કરીશ. સિપાહીઓ ! લાવો, પેલા છોકરાને મારી પાસે ઘસડી લાવો."

સિપાહીઓએ હમીરને પકડયો. તેણે કારમું કલ્પાંત કરી મૂક્યું. તે સજળ નયને પ્રમિલા સામે જોઇ રહ્યો. પ્રમિલા તેના ભાઇને હૃદય સાથે દાબી કહેવા લાગી:—" ભાઇ ! શા માટે રડે છે ? જા-જા સ્વર્ગસુખ ભોગવવાને જા. તારે મિત્ર ફરજ બજાવવાની આ અમૂલ્ય તક હાથ આવી છે, તેને વૃથા નહિ ગુમાવતાં આપણાં માતા–પિતાની પાસે જલ્દીથી પહોંચી જા."

"મારી મોટી બ્હેન ! મને બચાવ. આ કસાઇઓ મને મારી નાખશે." કહી હમીર કરૂણસ્વરે ખૂબ રડવા લાગ્યો.

"ભાઇ ! પ્રભુ તારૂં રક્ષણ કરશે. હું શું કરૂં ?" કહી પ્રમિલા પણ રડવા લાગી. આવો કરૂણ દેખાવ નિહાળી ત્યાં ઉભેલા એક સિપાહીનું હૃદય દયાથી પીંગળ્યું. તે ગળગળે સાદે હાથ જોડી કહેવા લાગ્યોઃ—"મહારાણી! આપની ઇચ્છા જેને મારી નાખવાની હતી, તે તો ચાલ્યો ગયો છે, તો હવે આ નિરપરાધી બાળકને શામાટે મારવાને ઇચ્છો છો ?"

"તે તારે જોવાનું નથી. તું મારો ગુલામ છે. ચાલ આગળ આવ અને આ હરામી છોકરીને ધક્કો મારી મારાથી દૂર કર."

"ક્ષમા, મહારાણી! ક્ષમા. તે ગરીબ છોકરીને ધક્કો મારવા જતાં આ હાથ કંપે છે."

"શું તું મારો હુકમ નહિ ઉઠાવે ?"

"આ હૃદયમાં રહેલો અંતરાત્મા આપનો હુકમ ઉઠાવવાને મના કરે છે."

"નીચ ચંડાળ ! હું સમજતી નહોતી કે તું આવો બીકણ બની જઇશ !"

"ખરેખર હું બીકણ છું, એક નિરપરાધી નિરાધાર અબળ બાળા ઉપર હાથ ઉપાડતાં હું બળહિન છું." સિપાહીએ જણાવ્યું.

"ઓ નિમકહરામ ! તું આજે આ શું બકે છે ?"

"હું સત્ય બોલું છું, અને ઇશ્વરના ડરથી તમારા અન્યાયી હુકમનો અત્યારે અનાદર કરૂં છું. રાણી ! તમારાથી થાય એ કરો, હું તમારી સમક્ષ હિંમતથી ઉભો છું."

" એમ! તો હવે જોયા કર કે તારી હિંમતની કિંમત કેવી અંકાય છે ? "

" તેની ફરિયાદ ઇશ્વરના દરબારમાં નોંધાય છે."

" એમ ! તો લે, ચાલ પકડ રસ્તો." કહી તે ક્રૂર રાણીએ તે નિર્દોષ સિપાહીના પેટમાં ખંજર ભોંકી દીધું. એક હૃદયભેદક ચીસ નાખી તે ગરીબ સિપાહી થોડીવાર તરફડીઆં મારી મરણને શરણ થયો. તેના શબને દૂર ફગાવી કાળરાત્રિએ પ્રમિલાને દૂર હડસેલી હમીરને પકડયો, અને તેને મારવાને ખંજરવાળો હાથ ઉંચો કર્યો. પ્રમિલા આવો કારમો દેખાવ જોઈ શકી નહિ. તે કારમી ચીસ નાખી જમીનપર પટકાઇ પડી અને જોતં જોતામાં શુદ્ધ વિહીન થઇ ગઇ. કાળરાત્રિએ તેની દરકાર નહિ કરતાં ખંજર નીચે ઉતારવા માંડયું, કે તરત વીર પ્રતાપ વાઘની માફક છલંગ મારી ધસી આવ્યો અને ભયાનક ત્રાડ નાખી બોલ્યો:-" ઓ જાલીમ રાણી! તારા જુલ્મી જુલમને એટલેજ અટકાવ. "

" ઓહ! કોણ પ્રતાપ! શાબ્બા શીકાર! " કાળરાત્રિ બોલી ઉઠી.

" શીકાર કરવો મુસ્કેલ છે. તે પહેલાં જો જે કે કોણ થાય છે આ તલવારને આધિન ? " કહી પ્રતાપ વિકળ નેત્રે રાણીની સામે જોઇ રહ્યો, હમીર પ્રતાપની કમ્મરે વળગી પડયો. પુનઃ કાળરાત્રિ કહેવા લાગી:-" પ્રતાપ! ગદ્ધા પચ્ચિશીમાં જાન ગુમાવીશ. વફાદારીમાં મ્હોત સિવાય બીજો શું લાભ મેળવીશ ? "

" વફાદરીમાં સત્યનું સામ્રાજ્ય છે-જીવતાં દૈવી સુખ છે."

" બસ બોલતો બંધ થા અને હમીરને આગળ કરી.

" આ જીવન છે ત્યાં સુધી હમીર એક વીરના રક્ષણમાં છે. આ તલવાર હાથમાં પકડાય છે ત્યાં સુધી હમીરનું નામ કોણ લેનાર છે ? "

" ઓહ ! " કહી કાળરાત્રિએ ભયંકર બૂમ પાડી. તેની બૂમથી મહેલના બીજા સિપાહીઓ ત્યાં દોડી આવ્યા. ત્યાંનું સ્થળ સૈનિક સિપાહીઓથી ભરાઇ ગયું. સિપાહીઓ તરફ જોઇ કાળરાત્રિએ કહ્યું:— " આ નિમકહરામને પકડો. " સિપાહીઓ પ્રતાપને પકડવા દોડયા. પ્રતાપે એક હાથે હમીરને ઉંચકી લીધો, અને બીજા હાથથી તલવાર પકડી શત્રુઓને રોકવા લાગ્યો. મામલો બદલાએલો જોઇ વસંત અને નરેન્દ્ર ધિરજ ત્યાગી તત્કાળ ત્યાં દોડી આવ્યાં. અબુધ ધ્રુજતે પગલે કાળરાત્રિની પાછળ આવીને ઉભો રહ્યો. નરેન્દ્ર હાથ લાંબો કરીને બોલી ઉઠયો:–" સબુર, સબુર, આ શો જુલમ છે ? "

કાળરાત્રિ તેમને એકાએક ત્યાં નીકળી આવેલાં જોઇ આશ્ચર્ય પામી. આગળ વધેલા સિપાહીઓ પણ સ્તબ્ધ બની ઉભા રહ્યા. નરેન્દ્ર પ્રતાપની પાસે ઉભો રહ્યો. વસંત હમીરને પડખામાં લઇને ઉભી રહી. એટલામાં કાળરાત્રિએ કંઇક વિચાર કરીને પૂછ્યું:–" તમે અહિં શા માટે આવ્યાં છો ? "

" આપના જુલ્મી જુલમનો કોલાહલ સાંભળી અમે અહિં આવ્યાં છીએ." વસંતે જણાવ્યું. કાળરાત્રિ કંઇ બોલે તે પહેલાં નરેન્દ્ર બોલી ઉઠયો:–" રામનગરનાં મહારાણી ! અમે આપનાં ભયંકર જુલ્મી કામ સાંભળ્યાં છે અને અત્યારે પ્રત્યક્ષ જોઇએ છીએ. હું આજ સવારમાં જ રાજ્યકન્યા સાથે અત્રેથી ચાલ્યો જનાર છું. તે પહેલાં આપને હું કંઇક કહેવા માગું છું. "

" તમારે રહેવું યા ન રહેવું તે તમારી મરજીની વાત છે.

જણાવો કે શું કહેવાની તમારી ઇચ્છા છે ?" કાળરાત્રિએ પૂછયું.

"મારે કહેવાનું અને જાણવાનું એજ છે કેઃ-તમારે આ નિર્દોષજનો પર જુલમ ગુજારવાનું શું કારણ છે ? અને થોડાક દિવસ પર તમારો ભોગ થઈ કેદમાં પૂરાએલા મહેન્દ્રસિંહને હાલ કયાં રાખવામાં આવેલો છે ? "નરેન્દ્રે પૂછયું.

"તે જાણવાની તમારે શી જરૂર છે ?" કાળરાત્રિએ મ્હેમાનને પૂછયું.

"મહેન્દ્રસિંહ મારો દિલોજાન દોસ્ત છે, અને આજથી આ વીર પ્રતાપ પણ મારો મિત્ર થએલ છે." નરેન્દ્રે સ્પષ્ટ જણાવી દીધું.

"તમે હમેશાં નવ નવા મિત્રો કર્યા કરશો. તેને માટે હું જવાબ આપવાને લાચાર છું. આ પ્રતાપ ભલે તમારો મિત્ર થયો હોય પણ તે વધારેવાર આ પૃથ્વીપર રહેનાર નથી. કારણ કે તે રાજ્યદ્રોહના ગુન્હાથી હમણાંજ આ ખંજરનો શીકાર થનાર છે."

"રાણી ! બોલતાં વિચારો, સુંદર રૂપમાં જન્મ લઇ રાક્ષસી કૃત્ય કરતાં ઇશ્વરથી ડરો."

"બસ બહુ થયું. હું તમને એક મોટા રાજાના જમાઇ સમજીને શાન્તિ ધારણ કરૂં છું. તમે મારૂં મોટું અપમાન કરો છો. નરેન્દ્ર કુમાર ! જણાવો તો ખરા કે તમે કોની સત્તાથી મને કહેવાની હિંમત કરી શકો છો ?"

"કનકાવતીના મહારાજની સત્તાથી હું તમને વિનંતિ કરીને કહું છું કે આવો જુલ્મી જુલમ બંધ કરો."

"કનકાવતીના મહારાજાને મારા કામની વચ્ચે આવવાની બીલકુલ સત્તા નથી. આ રામનગરની રાણી તેમની સત્તા સ્વિકારતી પણ

માટે વધારે બોલ્યા વિના અહિંથી ચાલ્યા જાઓ. મ્હેમાન સમજીને જ હું તમને સુખ રૂપે જવા દઉં છું.”

“ રાણી ! તમે આ અમારૂં અપમાન નથી કરતાં પણ એક બળવાન અને સત્તાધિશ મહારાજાનું અપમાન કરો છો એ ખુબ યાદ રાખજો ? ”

“ કોણ બળવાન ? હું મારા સિવાય સત્તાવાન કોઈને માનતી જ નથી. બસ જાઓ, ચાલ્યા જાઓ. ”

“ નહિ, હું આ વીર પ્રતાપની સાથે જ જનાર છું. ”

“ તેમ કરવા જતાં તમારે ઘણું સહન કરવું પડશે. કનકાવતી જતાં કદાચ આ રામનગરના કારાગૃહમાં પૂરાવું પડશે. ”

“ ઓહ ! શું તું અમને કેદ કરવાની ઇચ્છા રાખે છે ? ”

“ હા, જો તમે દુશ્મનો બનશો તો આ સમયે જ જંજીરોથી જકડાશો. ”

“ મદાંધ રાણી ! બોલતાં શરમા. આ વીરને જંજીરથી જકડતાં તારા હાલ-હવાલ થઇ જશે અને કદાચ આ તરવારથી તું એક પળવારમાં હતી નહતી થઇ જશે. ”

“ ઓહ ! શું આટલું ગુમાન ? ”

“ હા, જોઉં છું કે કયાં સુધી ટકે છે તારૂં અભિમાન ? ” કહી વીર નરેન્દ્રે મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢી.

કાળરાત્રિએ સઘળાંને બંધિવાન બનાવવાની સિપાહીઓને આજ્ઞા આપી. સિપાહીઓ નજીક આવે તે પહેલાં જ પ્રતાપ અને નરેન્દ્ર તૈયાર થઇ ગયા. વસંતે હમીરને કમ્મર પર તેડી લીધો. ઝપાઝપી શરૂ થઇ. થોડીવારમાં તો ત્રણ ચાર સિપાહીઓ હતા ન હતા

થઈ ગયા. કાળરાત્રિ બૂમે-બૂમ પાડવા લાગી. સિપાહિઓ આવેશમાં આવી લઢવા લાગ્યા. દરવાજા આગળ ઉભો રહેલો કાન્તિસેન આવું દૃષ્ય જોતાંજ તત્કાળ મિત્રોની મદદે દોડી આવ્યો, અને તેણે પ્રતાપ નરેન્દ્રને ઇસારતથી સમજાવી દીધું કે યુદ્ધ કરતા કરતા પાછળ હઠી મારી પાછળ ચાલ્યા આવો.

નરેન્દ્ર કાળરૂપ ધારણ કરીને લઢતો હતો. તે વારંવાર કાળરાત્રિને ભયંકર અવાજે બૂમ મારીને કહેતો હતો કેઃ-"ચંડાળ રાણી! હજી પણ કહું છું કે જીવ બચાવવો હોય તો અમને જવા દે. આમાંથી સારૂં પરિણામ નહિ આવે. તારા સિપાહીઓમાંથી એક પણ જીવતો રહેનાર નથી. તેમની પછી તારો વારો આવશે એ ખૂબ યાદ રાખજે."

" તે પછીથી જોઈ લેવાશે. મારા બહાદુરો! તેમને પકડો, નહિ તો જીવથી મારી નાખો." કાળરાત્રિએ છેલ્લી આજ્ઞા આપી દીધી.

સિપાહિઓ રાણીના હુકમ મુજબ જોસથી ધસ્યા. પ્રતાપ નરેન્દ્ર અને વસંત ધીમે પગલે કાન્તિસેનની પાછળ ખસવા લાગ્યાં. કાન્તિસેન ચારે તરફ તલવાર ફેરવી વસંત અને હમીરનું રક્ષણ કરતો હતો. તેમની ઉપર ચારે તરફ તલવારો ફરતી હતી. પણ એ બહાદુર વીરનરો તલવાર ફેરવવામાં નિપુણ હોવાથી શત્રુઓની તલવારો કંઇ સાર્થક કરી શકિત નહોતી. કાન્તિસેન આ સમયે બહાદુર લઢવૈયાની માફક લઢતો હતો. એવી રીતે તેઓ શત્રુઓને દૂર રાખતા અને ધીમે પગલે પાછળ ખસતા મોટા દરવાજાની બહાર નીકળ્યા. શત્રુઓ રહેજ આઘા રહ્યા, એ તકનો લાભ લઇ કાન્તિસેને સમયસુચકતા વાપરી દરવાજાનાં બારણાં બહારથી બંધ કરી દીધાં. શત્રુઓએ ભૂમરાણ મચાવી મૂક્યું. કાળરાત્રિ ધમપછાડા મારતી સિપાહીઓને કહેતી હતી

કેઃ–એકદમ બારણાં તોડી નાખો. જો શત્રુઓ જીવતા છટકી જશે તો તમારૂં મ્હોત આવશે. પેલી તરફ પ્રતાપ–નરેન્દ્ર વગેરે નીચે ઉતરી મહેલના ચોગાનમાં આવ્યા. તેમની પાસે ખુલ્લી તલવારો અને લોહીથી રંગાએલાં કપડાં જોઇ ત્યાં પહેરો ભરતા ત્રણ સિપાહીઓ દોડી આવ્યા અને તેમનો જમાદાર આગળ આવીને પૂછવા લાગ્યોઃ–"તમે કોણ છો ? ક્યાં જાઓ છો અને આવી રીતે લોહીથી રંગાઇ ક્યાંથી આવો છો ?"

તરત નરેન્દ્ર ગર્જી ઉઠયોઃ–"તમારી સવાલનો જવાબ મળવો મુશ્કેલ છે. તમારે લઢવું હોય તો સામે થઇ જાઓ." આમ કહેતાં જ નરેન્દ્રે ફાળ ભરી તેની ગરદનપર તલવારનો ફટકો લગાવ્યો. જમાદાર ચીસ નાખી જમીનપર પડયો. પ્રતાપ અને કાન્તિસેને ત્રણ સિપાહીઓને પૂરા કરી નાખ્યા. અંદર બારણાં તૂટવાના અવાજ સંભળાતા હતા. કાન્તિસેને જલ્દીથી નાસવાને જણાવ્યું. સઘળાં ઉતાવળે પગલે ગમન કરવા લાગ્યાં. એવી રીતે તેઓ રામનગરથી દૂર નીકળી આવ્યાં. પેલી તરફ સિપાહીઓ બારણાં તોડી બહાર નીકળ્યા હતા. તેમણે ઘણી તપાસ કરી પણ કંઇ પત્તો લાગ્યો નહિ. ચોગાનમાં સિપાહીઓનાં મુડદાં જોઇ તેઓની ખાત્રી થઇ કે શત્રુઓ આ દરવાજે થઇનેજ પસાર થઇ ગયાં છે. હાથમાં આવેલા શત્રુઓના નાશી જવાથી કાળરાત્રિના કોપનો પાર રહ્યો નહિ. તત્કાળ તેણે માનવરાજ નામક સરદારને, પચ્ચિસ સૈનિકોની સાથે શત્રુઓની પાછળ દોડાવ્યો. તે પછી કાળરાત્રિએ બેશુદ્ધ પ્રમિલાને બેડીથી જકડી ઓરડામાં પૂરી દીધી અને સિપાહીઓને સખ્ત બંદોબસ્ત રાખવાનું સુચવી હાથ પગ પછાડતી મહેલમાં ગઇ.

## પ્રકરણ ૧૮ મું.

"સકેત પુરૂષના શરણમાં."

પ્રતાપ-નરેન્દ્ર-કાન્તિસેન-વસંત વગેરે રામનગર અને સૂર્યપુરની સરહદ વચ્ચેના ઘોર અરણ્યમાં આવી પહોચ્યાં. ત્યાં આગળ ધર્મદાસ રાજકુમારને લઇ ઉભો હતો. તેને જોતાં જ પ્રતાપે આનંદની બુમ મારીને ઉંચકી લીધો. સઘળાં થાકી ગયાં હતાં. પરસેવાના રેબઝેબ વળ્યા હતા. અંધારાને લીધે પગમાં અનેક કાંટાઓ વાગવાથી લોહી નીકળતું હતું. અહીં શત્રુઓને આવવાનો ભય મથી ધારી સઘળાં એક વૃક્ષ નીચે બેઠાં પ્રતાપે પડેલી વિપત્તિની વાત ધર્મદાસને કહી સંભળાવી. તેની વાત સાંભળી ધર્મદાસ કહેવા લાગ્યો. "ભાઇ! હું જે સમયે રાજકુમારને લઇ બહાર નીકળ્યો, તે વખતે મને પણ ચોગાનના બે ચોકીદારોએ અટકાવ્યો હતો, પણ મ્હેં જવાબ દીધા વિના નાસવાનું શરૂ કર્યું. આથી તે બન્ને ચોકીદારો મારી પાછળ પડયા. હું પૂર્ણ જોસથી દોડતો રામનગરથી ત્રણેક માઇલના સુમાર પર આવી પહોંચ્યો. મેં પાછળ નજર કરી તો જણાયું કે મારી પાછળ પડેલા દુષ્ટોએ મારો કેડો હજી મૂક્યો નથી. મારી ચાલવાની શક્તિ રહી નહોતી. હું મરવા કે મારવાનો નિશ્ચય કરી તેમની ભેટ લેવાને ઉભો. શસ્ત્રમાં મારી પાસે કટાર સિવાય બીજું કશું હતું નહિ. મ્હેં રામસિંહને સમજાવી નજીકના વૃક્ષપર બેસાડયો. એટલામાં તો મારી પાછળ પડેલાં સિપાહીઓ આવી પહોંચ્યા. અંધકાર તો એટલો બધો હતો કે કોઇનું મુખ પણ દેખાતું નહોતું. મ્હેં તેમને જણાવ્યું કે-જીવવાની ઇચ્છા હોય તો ચાલ્યા જાઓ. પણ તે હરામીઓએ ધ્યાનપર લીધું

તેઓ મને પકડવાને આગળ વધ્યા કે તરત મ્હેં પણ યાહોમ કરી તેમની પર ઝંપલાવ્યું. મારી શક્તિ જો કે જતી રહી હતી પરંતુ પ્રભુએ મારી વિનંતી સ્વીકારી મારા શરીરમાં ગયબી શક્તિ મૂકી દીધી.. મ્હેં તે નરાધમો સાથે લગભગ એક કલાક સુધી ટક્કર ઝીલી અને અંતે તેમને જમીન પર સૂવાડી દીધા. તે પછી હું સ્વસ્થ થઇ આગળ ચાલ્યો અને અહિં આવી પ્રભાતની રાહ જોતો થાક ઉતારવા લાગ્યો. પ્રતાપસિંહ ! છેવટે પ્રભુએ આપણી લાજ રાખી ખરી. " કહી વૃદ્ધ સરદારે હાથ જોડી પ્રભુને પ્રણામ કર્યા.

" ધર્મદાસજી ! પ્રમિલા રહી ગઇ તેને માટે ઘણું લાગી આવે છે. " પ્રતાપે સજળ નયને જણાવ્યું.

~~પ્રમિલા~~ મહેન્દ્ર અને કુસુમને આપણે થોડા દિવસમાં છોડાવીશું. આપણે હવે કનકાવતી ચાલો. અહિંથી દસ ગાઉ જતાં અમારા રાજ્યની સરહદ શરૂ થાય છે. ત્યાંથી અશ્વપર સ્વાર થઇ આપણે કનકાવતી જઇશું અને મહારાજાની આજ્ઞા મેળવી સૈન્ય સાથે કુચ કરી કાળરાત્રિનો જડમૂળથી નાશ કરીશું. પ્રતાપ ! તે નીચ રાણી પણ જાણશે કે અપમાન કરવાનું કેવું ફળ મળે છે. " નરેન્દ્રે જણાવ્યું.

" તે રાંડને તો પકડીને જમીનમાં અર્ધી દટાવી તિરંબાજી કરાવી મરતી જોઇશ ત્યારેજ મારી દાઝ હોલાશે. " વસંતે કહ્યું.

" પ્રભુ જે કરે છે તે સારૂં જ કરે છે. તે નીચ નારીની ઉપર હવે દૈવજ રૂઠયો છે. આપણે..." પ્રતાપ આગળ બોલતાં અટકયો, તેને કાને ઘોડાઓની પડઘીઓ સંભળાઇ, તેણે સઘળાંને સાવધ કરી દીધાં. દૂર મશાલોનું અજવાળું જણાયું. તે પ્રકાશમાં માલૂમ પડયું કે દુશ્મનો આવે છે. ધર્મદાસે રામસિંહને ઉંચકી બુમ મારી કહ્યું:-

." નાસો, નાસો, શત્રુઓ આવી પહોંચ્યા છે. "પ્રતાપ-નરેન્દ્ર-વસંત ઉભાં થઈ ગયાં. કાન્તિસેને હમીરને ખભાપર બેસાડી દીધો. સઘળાંએ પુનઃ ત્યાંથી નાસવા માંડયું. તેમની પાછળ પડેલા માનવરાજને નાસવાનો અવાજ સંભળાયો. તેણે ઘોડાઓને ઝપાટાબંધ દોડાવવાની સૈનિકોને આજ્ઞા કરી. જોતજોતામાં તો તેઓ નજીક આવી પહોંચ્યા. હવે પકડાઇ જઇશું સમજીને નરેન્દ્રે બૂમ મારી કહ્યું:-" પ્રતાપસિંહ ! ઉભા રહો અને શત્રુઓને બતાવી આપો કે અમારી પાછળ આવવાથી શું સાર નીકળે છે. " આમ બોલતાં જ નરેન્દ્રે કાળની જીભ સમાન તલવાર મ્યાનમાંથી ખેંચી કાઢી. પ્રતાપ પણ તલવાર પકડી તેની પાસે આવી ઉભો રહ્યો, ધર્મદાસ અને કાન્તિસેન વસંત-રામસિંહ અને હમીરનો બચાવ કરવાને તેમની આસપાસ ઉભા રહ્યા. શત્રુઓએ તેમને ઘેરી લીધા. પ્રતાપ ગર્જના કરી બોલી ઉઠયો:-" આવી જાઓ, કસાઇઓ સામે થઇ જાઓ. " શત્રુઓએ મારો કાપોના પોકારથી જંગલ ગજાવી મૂકયું. અમાવાસ્યાની રાત્રિ હોવાથી સઘળે ભયંકર અંધકાર પથરાએલો હતો. આકાશમાં ઝબકતા તારાઓના પ્રકાશમાં તલવારો ઉંચી નીચી થતી જણાવા લાગી. એટલામાં શત્રુ સૈન્યના સરદાર માનવરાજે પ્રતાપ અને નરેન્દ્રને ઉદ્દેશીને પૂછયું:-" તમારે શરણે થવું છે કે યુદ્ધ કરવું છે ? "

" રાજપૂત વીર યુદ્ધ કર્યાં વિના શરણ થયો કદાપિ સાંભળ્યો છે ? અમે તમારી સાથે યુદ્ધ કરીશું અને પ્રત્યેકને યમસદન તરફ રવાને કરીશું. " નરેન્દ્રે જણાવ્યું.

" રાજકુમાર ! સાહસ કરવાથી કદાચ સંસારમાંથી ચાલ્યા જવું પડશે, અમારા સામટા બળથી એક પળવારમાં ઘાયલ થઇ તરફડવું પડશે ? " પુનઃ માનવરાજે કહ્યું.

" તેમ થવાનું હશે ત્યારે થશે. પણ હાલ તો યુદ્ધ, બસ યુદ્ધ રાજપૂત વીરનો ધર્મ યુદ્ધજ છે, તેમાં હાર જીત એ ભાગ્યનો ખેલ છે. " પ્રતાપ બોલી ઉઠયો.

" સરદાર ! તું ધારતો હોઇશ કે અમને સમજાવી પકડવા સ્હેલ છે, પણ તેમ સમજીશ નહિ. આ વીરની ગર્જનાથી તમારાં ગાત્ર ગળી જશે, અને આ વિજળીસમાન ચળકાટ મારતી તલવારના પ્રહારથી શિર છેદાઇ જશે, માટે ચાલ્યો જા, અહિં તારૂં કશું ચાલનાર નથી. " નરેન્દ્રે જણાવી દીધું.

" જો એમ છે તો હવે થઇ જાઓ તૈયાર અને બની જાઓ અમારા શીકાર. "

" અમારો શીકાર કરતાં તમે ખુબ સંભાળજો કે આ તલવારથી ન થઇ જાઓ દુનિયાંની પાર. " કહી નરેન્દ્રે વિકટ હાસ્ય કર્યું. માનવરાજે સિપાહીઓને તૂટી પડવાનો હુકમ કર્યો. સૈનિકો દોડે એ પહેલાં પ્રતાપ અને નરેન્દ્રે વીરહાક વગાડી જંગલ ગજાવી મૂક્યું. તેમની ગર્જનાથી શત્રુઓનાં કાળજાં કંપી ઉઠયાં, તેઓ આગળ વધતાં અટક્યા. પુનઃ માનવરાજે તેમને ઉશ્કેરી આગળ વધવાની આજ્ઞા કરી. તેઓ આગળ વધે એ પહેલાં તો એક આશ્ચર્યકારક ઘટના બની. સામેની ઝાડીમાંથી એક કદાવર માણસ હાથમાં ફાનસ પકડી ત્યાં દોડી આવ્યો. સઘળા તેની સામે જોઇ રહ્યા. આવનાર માણસે ફાનસ ઉંચું કરી સઘળાના ચ્હેરા તપાસ્યા. તેણે કાળરાત્રિના સૈનિકોને ઓળખી રૌદ્ર સ્વરે કહ્યું.

"હરામખોરો! હું તમને ઓળખી ગયો છું. તમે પેલી ચૂડેલ ખૂની રાણીનાં ગુલામો છો. દુરાત્માઓ ! જણાવો કે આ પવિત્ર ભૂમિમાં આવી આ કાળી રાતે શું તોફાન મચાવ્યું છે ? "

માનવરાજ જવાબ આપે તે પહેલાં તો નરેન્દ્ર બોલી ઉઠયો:- "આ દુષ્ટાંતમાઓ નાહકના અમારી પાછળ પડયા છે. અમે—"

"કુમાર ? હું સઘળું જાણું છું. હું તને તેમજ પ્રતાપને અને આ સામે ઉભેલાં વસંત-ધર્મદાસ-કાન્તિસેન વગેરેને ઓળખી ગયો છું. તમે ભય પામશો નહિ. આ દેવની ભૂમિ છે. તમે અહિં અભય છો." કહી તે સરદાર જેવા જણાતા માણસે શત્રુઓ સામે જોઇ કહ્યું:- "જાઓ, ચાલ્યા જાઓ હું તમને અત્યારે સુખરૂપ જવા દઉં છું."

માનવરાજ બોલ્યો:-" અમે આ લોકોને લીધા વિના જનાર નથી. આ અમારા કેદી છે."

" ચૂપકર ગુલામ, હજી કહું છું કે ચાલ્યો જા." તે પુરૂષે ક્રોધથી કહ્યું.

" કાળરાત્રિના સરદારનું અપમાન કરનાર ! તારો પણ કાળજ ક્રુપ્યો હોય એમ જણાય છે. આ બળવાન સરદાર તારો ડરાવ્યો ડરનાર નથી. હું હમણાંજ આ લોકોની સાથે તેને પણ મુસ્કેટાટ બાંધી મહારાણી પાસે લઇ જાઉં છું." માનવરાજે ગુસ્સે થઇ જણાવ્યું. તેનાં વચનથી તે પુરૂષે હાસ્ય કરી કહ્યું:-" મને બંધિવાન બનાવતાં તું ક્યાંક તારા સૈનિકોના સાથે સપડાઇ ન જાય એ વિચારજે ? "

" એમ તો જોઇ લે કે કોણ વિજયી થાય છે." કહી માનવ રાજે તેને પકડવાની સૈનિકોને આજ્ઞા કરી. આગળ ધસી આવતા સૈનિકોને ભયાનક બુમ મારી તે પુરૂષે કહ્યું:-" ખબરદાર શયતાનો ! એટલે જ રહો અને હવે તમારી શી દશા થાય છે એ જુઓ." કહી તેણે પાસે રાખેલો શંખ ફુંક્યો. શંખનો ઘોર નાદ ચારે તરફ ફેલાઇ રહ્યો. તેની સાથેજ દૂરથી અસંખ્ય ઘોડેસ્વારો દોડી આવતા

જણાયા. શત્રુ સૈનિકો ભયથી વિહ્વળ બની ઉભા રહ્યા. જોતજોતામાં અસંખ્ય ઘોડેસ્વારો ત્યાં આવી પહોંચ્યા અને તે બળવાન સરદારની આસપાસ માથું નમાવી આજ્ઞા સાંભળવાને ઉભા રહ્યા. તે માણસે આગળ ઉભેલા પોતાના સૈન્યના સરદારને કહ્યું:–" ભગવાનસિંહ ! આ કર્મચંડાળોને કેદ કરો, તેમને દોરડાંથી મજબુત બાંધો અને જ્યાં સુધી મારી બીજી કંઇ આજ્ઞા ન થાય ત્યાંસુધી સખ્ત પ્રતિબંધમાં રાખો, જાઓ પકડો એમને."

ભગવાનસિંહે પોતાના માણસોને આજ્ઞા આપી. શત્રુઓ ધ્રુજતા પગલે સ્તબ્ધ બની ઉભા રહ્યા. સમયનો રંગ બદલાએલો જોઇ માનવરાજ ધ્રુજતો-ધ્રુજતો આગળ આવ્યો અને તે સરદાર જેવા જણાતા માણસના પગમાં પડી ક્ષમા યાચવા લાગ્યો. તે દયાળુ સરદારે તેની પર દયા દર્શાવી તેને તેના માણસો સાથે ચાલ્યા જવાનું જણાવ્યું. ઉંદર બીલાડીના મુખ આગળથી ખસે એ પ્રમાણે માનવરાજે ત્યાંથી ખસી સૈનિકો સાથે ચાલવા માંડયું. દયાળુ સરદારે તેના ગયા પછી પ્રતાપને પૂછ્યું:–" પ્રતાપ! મારી ઓળખાણ પડે છે કે ? "

" નાજી ! હું આપને ઓળખતો નથી. આપ મહાનુભાવે આજે અમારી ઉપર મોટો ઉપકાર કર્યો છે. અમે આપના ઉપકારી છીએ; અને આપ દયાળુને ઓળખવાની ઇચ્છા રાખીએ છીએ ? "

" પ્રતાપ ! જો હવે ઓળખાણ પડે છે ? " કહી તેણે પહેરેલા પોષાકમાં ફેરફાર કરી દીધો. પ્રતાપ આનંદની બુમ પાડી બોલી ઉઠયો:–" આહ્ પ્રભુ ! હું આપને ઓળખી ગયો છું. આપને મારા પ્રણામ છે. " કહી પ્રતાપે માથું નમાવ્યું. તેને માથે હાથ મૂકી તે દયાળુ માણસે નરેન્દ્ર સામે જોઇ કહ્યું:–" નરેન્દ્ર ! તું મને ઓળખે છે કે ? "

" નાજી, પરિચય વિના કેવી રીતે ઓળખી શકું ? " નરેન્દ્રે કહ્યું.

" કુમાર ! ક્ષત્રિય વીર ઘણા ચાલાક અને વિચક્ષણ હોય છે. એક પળવાર પોતાના પ્રસંગમાં આવેલા માણસને ઘણા લાંબા સમયે પણ ભૂલતા નથી. તને યાદ તો હશે કે તું અને વસંત મહેન્દ્રની સાથે એક વખત ભૂતીયો મહેલ જોવાને આવ્યાં હતાં ? "

" હા, પ્રભુ હા, હવે હું આપને બરાબર જાણી ગયો છું. આપ તેજ મહાત્મા છો કે જેણે મારા મિત્ર મહેન્દ્રને સાવધ કર્યો હતો; પણ આપ તે દિવસે મને જોઇ બેશુદ્ધ બની ગયા હતા તેનું શું કારણ ? "

" તેની તને આગળ ઉપર ખબર પડશે. જો કે તું મને ઓળખતો નથી પણ હું તો તને સારી રીતે ઓળખું છું. નરેન્દ્ર ! જે સમયે તને ત્હારા ભેદની ખબર પડશે ત્યારે તને અપાર આનંદ થશે. પણ...હા...તે સમયને હજી વાર છે. " કહી તે સદ્દેતપુરૂષે એક નિઃશ્વાસ નાખ્યો.

" આપને કંઇક દુઃખ થતું હોય એમ જણાય છે ? " નરેન્દ્રે કહ્યું.

" હા, પણ તે દુઃખ અત્યારે જણાવાય એમ નથી. " તેણે જવાબ આપ્યો.

તે પછી સદ્દેતપુરૂષે દૂર ઉભેલાં વસંત–ધર્મદાસ–કાન્તિસેન રામસિંહ હમીરસિંહને પાસે બોલાવી આશિષ આપી. સઘળાંએ પ્રણામ કર્યા. એવામાં એકાએક સદ્દેતપુરૂષની નજર કાન્તિસેન તરફ ગઇ. તેણે ફાનસ ઉંચુ કરી તેના મુખ સામે જોયું. કાન્તિસેનના મુખ સામે જોતાં જ તે ચોંક્યો, પણ તરત તેણે શાન્ત થઇ પાસે ઉભેલા નરેન્દ્રને પૂછ્યું:–" નરેન્દ્ર ! હવે શું વિચાર છે ? "

" અહિંથી કનકાવતી જઇ સૈન્ય સાથે રામનગર તરફ કુચ કરીશું અને તે ચંડાળ રાણીને જડમૂળથી ઉખેડી નાખીશું. " નરેન્દ્રે જણાવ્યું.

" પ્રતાપ ! ત્હેં શું ધાર્યું છે ? " સંકેતપુરૂષે પૂછ્યું.

" સમરક્ષેત્રમાં યુદ્ધ કરી શાન્તિનું સામ્રાજ્ય સ્થાપવું યા તો દેહાંત થવા દેવો. " પ્રતાપે નિશ્ચય જણાવ્યો.

" ધન્ય છે તમને. હું પણ તમારા વિચારને મળતો થાઉં છું. મ્હેં તે ખૂની રાણીના મૂળને ઉખેડવા ઘણા સમયથી તૈયારી કરી રાખી છે. મારી પાસે બહાદુર સરદારો અને સૈનિકો છે. હું ઘણા વખતથી સમયની રાહ જોઇ બેસી રહ્યો છું. આજે તે સમય પૂરો થયો છે. તે ચંડાળણીનો પાપકુંભ ભરાઇ ચૂક્યો છે. મારાં બાળકો ! તમે અત્યારે મ્હારી સાથે ચાલો. આપણે મોટો દરબાર ભરી વિચાર કરીએ અને તે ચંડાળ રાણીને યુદ્ધનું આમંત્રણ મોકલીએ. "

" પ્રભુ ! અમને કનકાવતી જવા દયો, કારણકે ત્યાંના સૈનિકોના આવવાથી આપના સૈન્યમાં પણ વધારો થશે. અમે બે ત્રણ દિવસમાંજ આવી પહોંચીશું. " નરેન્દ્રે જણાવ્યું.

" તમારી એવી ઇચ્છા છે તો તમે અને ધર્મદાસ વસંતને લઇ કનકાવતી જાઓ. મહારાજાને તમામ વાત જાહેર કરજો અને તેમની અનુમતી મેળવી સૈન્ય સાથે આવી પહોંચજો. મારો વિચાર મહારાજા કનકસેનના નામથી જ યુદ્ધનું આમંત્રણ મોકલવાનો છે. હું આજથી ત્રીજા દિવસની સાંજે આ સ્થળે આવી તમારી રાહ જોઇશ. "

" ત્યારે હવે અમને જવાની આજ્ઞા આપો. " નરેન્દ્રે કહ્યું.

" હા, જાઓ. " કહી તે સંકેતપુરૂષે ભગવાનસિંહને ત્રણ અશ્વ લાવવાની આજ્ઞા કરી. ભગવાનસિંહે ત્રણ ઘોડા લાવી રજુ કર્યા. સંકેતપુરૂષની આજ્ઞા લઇ નરેન્દ્ર-વસંત અને ધર્મદાસ ઘોડેસ્વાર થઇ ચાલી નીકળ્યા.

# પ્રકરણ ૧૯ મું.

## " સત્કેતપુરુષનું નિવાસસ્થાન. "

નરેન્દ્ર-વસંત અને ધર્મદાસના ગમન પછી સત્કેતપુરુષે સર્વની સાથે ત્યાંથી પ્રયાણ કર્યું. તેઓએ નર્મદાને કિનારે જઈ ત્યાં આવેલા એક ગહન કોતરમાં પ્રવેશ કર્યો.

વાંચકો ! આપણે પ્રથમ ભાગમાં વાંચી ગયા છીએ કે પ્રતાપ અને પ્રમિલા રાત્રિના સમયે મહેન્દ્રને છોડાવવા જતાં હતાં; અને માર્ગમાંજ ભુલાં પડી કોતરોમાં ભટક્યાં હતાં. તેજ કોતરોમાં સત્કેતપુરુષ સંઘળાની સાથે ચાલવા લાગ્યો. પાછળ ઘોડેસ્વાર સૈનિકો ચાલતા હતા. કોતરમાં ઘણે દૂર ચાલી છેવટે તેઓ કમાનવાળા આકારના કોતરમાં થઈને એક વિશાળ મેદાનમાં આવ્યા; કે જ્યાં અનેક પ્રકારનાં વૃક્ષો ઉગેલાં હતાં અને ત્યાંજ પેલું લાકડાનું બનાવેલું કમળ પુષ્પ આવેલું હતું. તેની પાસે જઈ સત્કેતપુરુષે તેને હાથનો સ્પર્શ કરી જોરથી હલાવ્યું. હલાવતાંની સાથે જ એક મોટો અવાજ થયો અને નીચે ઉંડાણમાં ઉતરવાનો માર્ગ જણાયો. તે પછી સત્કેતપુરુષે ભગવાનસિંહ સરદારને સૈન્ય સાથે ત્યાંથી જવાની આજ્ઞા કરી. ભગવાનસિંહ સૈન્ય સાથે ત્યાંથી ચાલતો થયો અને અલ્પ સમયમાં તે ઉંડા કોતરમાં અદૃશ્ય થઈ ગયો. તેઓ આમ ક્યાં ગયા એમ પ્રતાપે પ્રશ્ન કર્યો. જવાબમાં સત્કેતપુરુષે જણાવ્યું કે:- આ કોતરની બીજી બાજુએ એક મોટું મેદાન આવેલું છે, તેની આસપાસ કિલ્લાની માફક કોતરો આવેલાં છે; ત્યાં મારા હજારો સૈનિકો નિવાસ કરે છે.

પ્રતાપ આશ્ચર્ય પામ્યો અને મનમાં તે મહાત્માને ધન્યવાદ દેવા લાગ્યો. કાન્તિસેન તો આવા ચમત્કારી પુરૂષને જોઇ આશ્ચર્યચકિત થઇ ગયો હતો. રાજકુમાર રામસિંહ અને હમીરસિંહ આનંદ પામી ચારે તરફ જોતા હતા. તે પછી સક્ેતપુરૂષ સર્વની સાથે ઉંડાણમાં ઉતરી પોતાના સ્થાને આવ્યો. પ્રતાપ તે સ્થળે આવેલો હોવાથી તેને ઘણી નવાઇ લાગી નહિ; પણ કાન્તિસેનના આશ્ચર્યનો પાર નહોતો. બન્ને કુમારોની આંગળીઓ પકડી ચાલતો કાન્તિસેન આનંદ પામી ત્યાંની રચનાનું અવલોકન કરતો હતો. કોતરની અંદર લાઇન બંધ કોરેલા ઓરડા આવેલા હતા, ત્યાં અનેક સિપાહીઓ પહેરો ભરતા હતા. પ્રતાપ-કાન્તિસેન અને કુમારોને લઈ સક્ેતપુરૂષ એક ઓરડા આગળ આવી અટક્યો; અને તેણે કંઇક વિચાર કરી પ્રતાપને કહ્યું:-" પ્રતાપ ! આ ઓરડામાં મારા પ્રભુરૂપ ગુરૂ અને દેવી રૂપ માતાજી નિવાસ કરે છે. તેમની પાસે હું તમને લઇ જાઉં છું; પણ તે પહેલાં હું તમને જણાવું છું કે તમારે ત્યાં આવી એક શબ્દનો પણ ઉચ્ચાર કરવો નહિ."

"અમે આપની આજ્ઞાને આધીન છીએ, અમને અંદર લઇ જાઓ." કાન્તિસેને કહ્યું. તરત સક્ેતપુરૂષે અંદર પ્રવેશ કર્યો, અંદર એક સુરમ્ય સ્થળે એક તેજોમય પુરૂષ અને સ્ત્રી બેઠાં હતાં; તેમને સક્ેતપુરૂષે પ્રણામ કર્યા. પ્રતાપ અને કાન્તિસેન પણ પ્રણામ કરી તેમને એકાગ્રતાથી નિહાળી રહ્યા. તેમણે એ બન્ને જણાંને ઘણા સમયપર ક્યાંક જોયાં હોય એમ થઇ આવ્યું. પ્રતાપ તો અવાચક જેવો બની ગયો. તેના મનમાં બોલવાની ઇચ્છા થઇ પણ સક્ેત પુરૂષની આજ્ઞા હતી કે "ત્યાં આવી એક પણ શબ્દનો ઉચ્ચાર કરવો નહિ" તેની સ્મૃતિ થઇ આવી. તે શાન્ત થઇ ઉભો રહ્યો. તે પછી

તેજોમય પુરૂષે બન્ને બાળકો પ્રતિ દૃષ્ટિ કરી પૂછ્યું:—" આ રામસિંહ અને હમીરસિંહ કે ? "

" હા, રાજપુત્ર રામસિંહ અને આ પ્રમિલાનો ભાઇ હમીરસિંહ. " સંકેતપુરૂષે જણાવ્યું.

" બાળકો! આવો, મારી પાસે બેસો. " તે પુરૂષે બન્ને કુમારોને બોલાવ્યા.

રામસિંહ આગળ ચાલ્યો અને તે પુરૂષના ખોળાપર ચઢી બેઠો. હમીરસિંહ તેની પાસે જતો હતો પણ વચ્ચેથી જ પેલી દેવી સ્વરૂપ સ્ત્રીએ તેને ખેંચી પોતાના ખોળામાં બેસાડયો. તેના માથે હાથ ફેરવતી તે સ્ત્રી કરૂણ દષ્ટે તેજોમય પુરૂષના ખોળામાં બેઠેલા રામસિંહને જોઇ રહી. તત્કાળ સંકેતપુરૂષે તેમના કાનમાં કંઇક ગુપ્ત વાત કહી. જેથી એ બન્ને જણાંએ રામસિંહ અને હમીરને માથે હાથ મૂકી પોતાની સામે બેસાર્યાં. તે પછી પ્રતાપે અને કાન્તિસેને તેમને ફરીથી પ્રણામ કર્યા. તે પુરૂષે પ્રતાપને અને સ્ત્રીએ કાન્તિસેનના માથે હાથ મૂકયો. ત્યારબાદ સંકેતપુરૂષ ત્યાં વધારે વાર નહિ રોકાતાં પ્રતાપ કાન્તિસેન અને કુમારોને લઇ બીજા ઓરડામાં ગયો. ત્યાં ત્રણ સરદારો બેઠેલા હતા. તેઓ સંકેતપુરૂષને જોઇ ઉભા થઇ ગયા. તેમને પ્રતાપ-કાન્તિસેન વગેરેની સારવાર કરવાની સૂચના કરી સંકેતપુરૂષ ત્યાંથી ચાલ્યો ગયો. સરદારો તેમની સારી સારવાર કરવા લાગ્યા. એવી રીતે તેમને ત્યાં રહ્યે બે દિવસ પૂરા થયા. એ ટુંક સમયમાં પ્રતાપ અને કાન્તિસેને સઘળાની સાથે ગાઢ મિત્રાચારી કરી સર્વ રચના જાણી લીધી. કાળરાત્રિનો હવે વિનાશ જ આવી પહોંચ્યો છે ધારીને તેઓ આનંદ પામ્યા. બાદ ત્રીજો દિવસ થયો. આજે સાંજે નરેન્દ્ર આવનાર હતો. બરાબર સમય થતાં સંકેતપુરૂ

રાજકુમાર રામસિંહ અને હમીરને એક વૃદ્ધ સરદારને સોંપી પ્રતાપ અને કાન્તિસેનને લઇ કોતરમાંથી બ્હાર નીકળ્યો, અને નરેન્દ્રે જણાવેલા સ્થળે આવી ઉભો. સ્હેજસાજ અંધારૂં થતાં તેમને કોઇ મોટું લશ્કર આવતું જણાયું. નરેન્દ્ર આવી પહોંચ્યો ધારીને આનંદના આવેશમાં સંકેતપુરૂષેં પાસે રાખેલો શંખ ફુંક્યો. પ્રત્યુત્તરમાં સામેથી રણશીંગાનો નાદ થયો. થોડીવારમાં નરેન્દ્ર–વસંત અને ધર્મદાસ સૈન્ય સાથે આવી પહોંચ્યાં. તેમણે ઘોડેથી ઉતરી સંકેતપુરૂષને પ્રણામ કર્યા. નરેન્દ્રે પોતાના સેનાપતિને ત્યાં પડાવ નાખવાની આજ્ઞા કરી. જોતં–જોતાંમાં તો તે નિર્જન જંગલની અંદર અનેક રાવઠીઓ ઉભી થઇ ગઇ. સૈનિકોના અવાજ અને ઘોડાના હણહણાટ થવા લાગ્યા. સંકેતપુરૂષે સર્વની ખબર પૂછી મહારાજાની ઇચ્છા જણાવવાનું નરેન્દ્રને કહ્યું. નરેન્દ્રે જણાવ્યું કેઃ મહારાજા કનકસેન સર્વ વાતમાં સંમત છે. તેમણે તે નીચ રાણીને અપમાનનો બદલો આપવા આજ્ઞા કરી છે. તેઓ પોતે યુદ્ધમાં આવવાને ઇચ્છતા હતા, પણ મ્હેં મહા પ્રયાસે આવતા અટકાવ્યા છે.

સંકેતપુરૂષ આનંદ પામ્યો; અને હું મારૂં સૈન્ય લઇ અહીં આવું છું, તમે થોડીવાર વિશ્રાન્તિ લ્યો. કહી તે ત્યાંથી ચાલતો થયો. નરેન્દ્ર, પ્રતાપ–ધર્મદાસ વગેરેને લઇ પોતાને માટે ઉભા કરેલા તંબુમાં ગયો. સંકેતપુરૂષ મધ્યરાત થતાં પહેલાં તેના તમામ સૈન્ય સાથે ત્યાં આવી ઉપસ્થિત થયો. જે સંકેતપુરૂષ સાંજના સમયે વૃદ્ધ જેવો જણાતો હતો, તે અત્યારે લશ્કરી પોશાકથી બળવાન અને યુવાન જેવો જણાવા લાગ્યો. તે રાત્રે ત્યાં સભા ભરવામાં આવી. તેની વચમાં બે મોટાં આસન ગોઠવી દીધાં, અને તેની પર પેલાં તેજોમય સ્ત્રી–પુરૂષ બિરાજ્યાં. મશાલોના પ્રકાશથી જંગલ ઝગહળી રહ્યું.

અસંખ્ય સૈનિકો શાન્ત થઇ બેસી રહ્યા. તે પછી સક્રેતપુરૂષે ઉભા થઇને કાળરાત્રિના જુલ્મી રાજ્ય અમલનું અને તેનાં ઘોર-ઘાતકી કુકર્મોનું વિવેચન કર્યું. કાળરાત્રિના જુલમની વાત સક્રેતપુરૂષના શૌર્યોત્તેજક શબ્દોથી સાંભળી વીર યોદ્ધાઓ ઉશ્કેરાઇ ગયા, અને આભને ફાડી નાખે એવી ગર્જનાથી સમસ્ત જંગલ ગજાવી મૂક્યું. તે પછી સક્રેતપુરૂષે પેલાં તેજોમય સ્ત્રી-પુરૂષની યુદ્ધને માટે આજ્ઞા માગી. "જાઓ વિજય કરો." કહી તેમણે તેને માથે હાથ મૂક્યો. સઘળા સૈન્યના પાંચ વિભાગ પાડવામાં આવ્યા. નરેન્દ્ર-પ્રતાપ કાન્તિસેન-ધર્મદાસ અને ભગવાનસિંહને સેનાપતિ પદે સ્થાપવામાં આવ્યા અને સઘળા સૈન્યની દેખરેખનું કામ કનકાવતીના સેનાપતિ રણવીરસિંહને સોંપવામાં આવ્યું. સક્રેતપુરૂષે યુદ્ધ રચના કરવાનું સ્વિકાર્યું. ત્યારબાદ યુદ્ધ વિષે ઘણીવાર મસલત ચલાવી પાંચમા દિવસે કુચ કરવાને નિર્ણય કર્યો. તરત સક્રેતપુરૂષે મહારાજા કનકસેનના નામથી યુદ્ધનું આમંત્રણ કરવાને એક લંબાણ પત્ર કાળરાત્રિની પર લખી કાઢ્યો. પત્ર લખી નરેન્દ્રને સહી કરવાનું કહ્યું. નરેન્દ્રે પત્ર વાંચી મહારાજા કનકસેનની વતી સહી કરી. હવે આ પત્ર મોકલવો કોની સાથે? કારણકે પત્ર લઇ જનારને કાળરાત્રિના કોપમાંથી બચી પાછા આવવાનો સંભવ ઓછો હતો. સક્રેતપુરૂષે થોડીકવાર વિચાર કરી કાન્તિસેન સામે જોયું. તેનો વિચાર જાણી કાન્તિસેન ઉભો થઇ બોલ્યોઃ "આપની આજ્ઞા હોય તો હું આ પત્ર લઇને ત્યાં જવાને તૈયાર છું."

સક્રેતપુરૂષે હસતા વદને કહ્યુંઃ-"હું તેજ વિચાર કરૂં છું. કાન્તિકુમાર! મારી ઇચ્છા છે કે તુંજ આ પત્ર લઇને જા; અને તે નીચ નારીનો જવાબ સાંભળી જલ્દી પાછો આવ. તું તારી સાથે દસ સરદારોને લેતો જજે. કાન્તિસેન! તે નીચ નારીથી ખુબ સંભાળજે.

પત્ર વાંચી તે તને મારી નાખવા દોડી આવશે, તે વખતે તું ગભરાયા વિના ઉભો રહેજે. કાન્તિકુમાર! હું આપું તે ઝીણી જાળીનું બખ્તર ત્હારા શરીરપર ધારણ કર કે જેથી તને એક પણ હથીયાર ઇજા કરી શકશે નહિં" કહી તેણે ભગવાનસિંહને બખ્તર લાવવાને કહ્યું. ભગવાનસિંહે બખ્તર લાવી કાન્તિસેનને પહેરાવ્યું. ગૌરવર્ણનો નાજુક કાન્તિસેન બખ્તર પહેરવાથી બળવાન અને કદાવર જણાવા લાગ્યો. તેનીપર વસ્ત્ર પહેરી શસ્ત્ર–અસ્ત્ર સજી લીધાં. તેની સાથે જવાને ભગવાનસિંહની આજ્ઞાથી દસ બળવાન સરદારો ત્યાં હાજર થઇ ગયા. કાન્તિસેન પત્ર લઇ પ્રતાપ વગેરેને ભેટી ઘોડાપર સ્વાર થયો. સાથે જવાને તૈયાર થએલા દસ સરદારો પોતપોતાના ઘોડાપર સ્વાર થઈ ગયા, અને સફેતપુરૂષને વંદન કરી સઘળાએ રામનગરની તરફ ઘોડાને દોડાવી મૂક્યા. તે પછી સફેતપુરૂષે પેલાં તેજોમય સ્ત્રી પુરૂષને એક મ્યાનામાં બેસાડી પચીસ સરદારો સાથે નિવાસસ્થાન તરફ રવાને કરી દીધાં. મોટું ભળસકું થયું હતું. સઘળાંની આંખ્યો ઉંઘથી ઘેરાતી હતી. સફેતપુરૂષે પહેરેગીરોને સાવધ રહેવાની સૂચના આપીને સર્વને વિશ્રાન્તિ લેવાને જણાવ્યું. સૈનિકો પોત પોતાની રાવટીઓમાં જઇને સૂતા. પહેરેદારો પહેરા ભૂરી બંદોબસ્ત રાખવા લાગ્યા. સફેતપુરૂષ–પ્રતાપ–નરેન્દ્ર–વસંત–ધર્મદાસ વગેરે તંબુમાં જઈ સૂતા.

વાચકો! ચાલો આપણે કાન્તિસેનની પાછળ કાળરાત્રિના દરબારમાં જઇએ અને ત્યાં શું થાય છે એ જોઇએ.



# પ્રકરણ ૨૦ મું.

## " યુદ્ધની તૈયારી. "

આજે સવારના પ્હોરમાંજ રામનગરની અંદર ઘોડેસ્વાર સૈનિકોની દોડાદોડી થઇ રહી હતી. દરબાર ભરવાના મહેલના વિશાળ ચોગાનમાં પાયદળ ઘોડેસ્વાર વગેરે રામનગરનું સમસ્ત સૈન્ય એકત્ર થતું હતું. નરેન્દ્ર વગેરેના જીવતા જવાથી તેમજ સફેતપુરૂષના સમાગમમાં આવેલા માનવરાજના સમાચારથી કાળીરાત્રિએ મોટું સૈન્ય એકઠું કરવા માંડયું હતું. કાળાકિલ્લાને સમરાવી તેમાં અન્નજળ-આયુધો વગેરે સામગ્રી એકઠી કરાવવામાં આવી હતી. કાળરાત્રિને ખાત્રી હતી કે આ યુદ્ધ જબરજસ્ત થશે. તેને વારંવાર ભયનો ભાસ થતો હતો. તેનાથી બની શકે એટલું સૈન્ય અને યુદ્ધ સામગ્રી એકઠી કરી દીધી હતી. તેણે મોટું સૈન્ય તૈયાર કરી પાંચ સરદારોને સોંપ્યું હતું; અને તેઓની ઉપર અબુધસિંહની દેખરેખ રાખી હતી. તેણે આજ પ્રાતઃકાળમાં મોટો દરબાર ભરી લશ્કરને કવાયત કરાવવાની અબુધને આજ્ઞા આપી હતી. તે કારણથી સઘળું સૈન્ય દરબારી ચોગાનમાં એકત્ર થયું હતું. સરદારોએ સજ્જ સમારી લશ્કરીઓને સજ્જ કરી ઉભા રાખ્યા હતા. સમય થતાં જ મહારાણી કાળરાત્રિ ત્યાં હાજર થઇ. સૈનિકોએ તલવારો નમાવી તેને નમન કર્યું, સૈનિકોના નમનનો પ્રતિકાર હસ્તે વદને વાળતી કાળરાત્રિ પહેલેથી તે છેક છેડા સુધી ફરી વળી; અને પછી વચમાં ગોઠવેલા સિંહાસન પર બેઠી. સરદારોએ સૈન્યની કવાયત કરાવરાવી. રાણીએ પ્રસન્ન થઇ સઘળાને ઇનામ આપ્યાં. સરદારો અને સૈનિકોના આનંદનો પાર રહ્યો નહિ. તે પછી કાળરા-

ત્રિએ જણાવ્યું કેઃ-"આપણે ટુંક સમયમાં એક બળવાન રાજાના સૈન્યની સાથે યુદ્ધમાં ઉતરવું પડશે. તે રાજાની આપણા રાસનગરપર બદદાનત થઇ છે. મારા બહાદુરો! તમે નક્કી સમજજો કે આ યુદ્ધમાં આપણો વિજય છે. શત્રુઓ પણ આપણા બળનો સ્વાદ ચાખી ત્રાહ-ત્રાહ પોકારશે. મારા બહાદુરો! તમારી મહારાણી જ્યારે શત્રુઓનો સંહાર કરશે ત્યારેજ શાન્ત થશે."

સૈનિકોએ આવેશમાં આવી રાણીની જય ગર્જના પોકારી. સઘળા કાળરાત્રિને દેવી સમાન માનતા. રાણીએ તેમને મૂળથી જ સમજાવ્યું હતું કે હું એક શ્રાપિત દેવી છું અને આખી પૃથ્વીનું રાજ્ય કરવાને અહિં આવી છું. તેની આવી સમજાવટથી અને વારંવાર મળતા ઇનામ-અકરામથી સરદારો અને સિપાહીઓ તેને નમતા અને પ્રાણ આપવાને તૈયાર થઇ રહેતા. તે પછી કાળરાત્રિએ થોડાક સૈનિકોને કાળાકિલ્લામાં જઇને રહેવાનું ફરમાન કર્યું અને બાકીનાઓને જવાની આજ્ઞા આપી તૈયાર થઇ રહેવાને સૂચવ્યું. તમામ સૈન્ય ચાલ્યું ગયું. ત્યાં આગળ અબુધસિંહ અને દસ સરદારો રહ્યા. એ અરસામાં એક સિપાહીએ ત્યાં આવી જણાવ્યું કેઃ-બહાર એક ઘોડેસ્વાર દૂત આવ્યો છે, અને તે કોઇની પત્રિકા લાવ્યો છે.

"દૂત અને પત્રિકા!" કાળરાત્રિએ આશ્ચર્ય પામીને કહ્યું:-"જા તેની પાસેથી પત્રિકા લઇ આવ."

"રાજ્યદેવી! તે દૂત સ્વહસ્તે જ આપને પત્રિકા આપવાનું જણાવે છે." સિપાહીએ કહ્યું.

"અરે! એવો કોણ છે એ હલકી જાતનો દૂત?" રાણીએ ગુસ્સે થઇને પૂછ્યું.

"જાત પૂછતાં જણાવે છે રાજપૂત." સિપાહીએ જવાબ આપ્યો.

"શું રાજપૂત! જા, તેને પૂછ કે તે કોનો છે દૂત?"

"તે પણ સેવકે પૂછ્યું છે, તે કનકાવતીના મહારાજાનો દૂત છે."

"એમ! જા તેને આવવા દે." રાણીએ આજ્ઞા આપી. સિપાહી નમીને ચાલતો થયો અને પછી થોડીવારે દૂત થઈ આવેલો કાન્તિસેન હાથમાં ભાલો પકડી ત્યાં આવી બેદરકારીથી ઉભો રહ્યો. તેની બેઅદબી નિહાળી રાણીના ગુસ્સાનો પાર રહ્યો નહિ. કાળરાત્રિ ક્રોધથી પૂછવા લાગી:–" તું કોણ છે, ક્યાંથી આવ્યો છે અને શું નામ છે?"

"જાતે રાજપૂત છું, કનકાવતીથી આવ્યો છું અને કાન્તિસેનના નામથી ઓળખાઉં છું." તેણે જણાવ્યું.

"વારૂ શું લાવ્યો છે?"

"એક પત્ર."

"પત્ર કોણે આપ્યો છે?"

"કુમારશ્રી નરેન્દ્રસિંહે."

"શું નરેન્દ્રે?"

"હા, લ્યો આ પત્ર." કહી કાન્તિસેને પત્ર તેના હાથમાં આપ્યો. કાળરાત્રિએ પત્ર અબુધની તરફ ફેંકી વાંચવાને સૂચવ્યું. અબુધ વાંચવા લાગ્યો. પત્રમાં લખ્યું હતું કેઃ—

કનકમહેલ.
પોષ સુદ ૮ શનીવાર

"મહારાણી કાળરાત્રિ."

આ પત્રથી તમને જણાવવામાં આવે છે કે તમે અમારા જમાઈ નરેન્દ્રસિંહ અને રાજકન્યા વસંતને તમારે ત્યાં મહેમાન રાખી તેમનું

સખ્ત અપમાન કર્યું છે. પોતાને ત્યાં આવેલા મ્હેમાનનું અપમાન કરી જીવ લેવાનો પ્રયત્ન કરવો એ ક્ષત્રિયનો ધર્મ નથી. તમે એક મહાન ભૂપતિના જમાઇ અને કન્યા સાથે ગેરવર્તણુંક ચલાવી છે, વળી જણાય છે કે તમે ઘણાં કારસ્થાની છો. તમે રામનગરમાં રક્તનો પ્રવાહ વહેવરાવી રાજા સુજનસિંહનો દગાથી અંત આણી રાજ્ય પચાવી પડયાં છો. મારા સાંભળવામાં આવ્યું છે કે રામનગરનો પાટવી રામસિંહ હાલ જીવતો છે, તેના પ્રાણ લેવાને પણ તમે પ્રયત્ન કરો છો. આવાં-આવાં અનેક ક્રૂર કર્મો સાંભળી હું મહારાજા કનકસેન તમને પૂછું છું કે આ વિષે તમે શું જવાબ આપો છો ? તમારો જવાબ લેવાનો મને હક્ક છે. રાજા સુજનસિંહના પિતા મારા પિતાને ખંડણી ભરતા હતા, પણ તેમની પછી મ્હેં મિત્રાચારીને લીધે ખંડણી બંધ કરી હતી. તે વિચારતાં તમે અમારાં ખંડીઆં ગણાઓ. વિશેષમાં જણાવવાનું કે મર્હૂમ પ્રધાન વિજયરાયનો પુત્ર મહેન્દ્રસિંહ અને રાજ-કન્યા કુસુમને તમે કયા ગુપ્ત સ્થળે છૂપાવી રાખ્યાં છે ? તેમજ દેશભક્ત પ્રમિલાને તમે અપાર સંકટમાં સપડાવી છે, તે સઘળાંને બંધન મૂક્ત કરી તમારે તેમની સાથે કનકાવતી આવવું, હું તમારાં આવાં ભયંકર કુકર્મો સાંભળી આશ્ચર્ય પામું છું કે એક સુંદર અબળા આટલી બધી ભયંકર ખૂની હશે ?! રાણી ! તમે જે જે કારસ્થાન કર્યાં છે તે મારી અજાણ બહાર નથી. માટે તમારા કર્મનો જવાબ આપવા તમારે મહેન્દ્ર—કુસુમ અને પ્રમિલાને લઇ બે દિવસમાં મારી પાસે આવવું. જો આ પ્રમાણે કરવામાં વિલંબ કરશો; તો અમારે નિર્દોષના કલ્યાણને અર્થે તમારી સાથે યુદ્ધ કરવું પડશે. યુદ્ધમાં તમારા રામનગરનું ખેદાન મેદાન થઇ જશે અને તમે મરશો યાતો બંધિવાન બની કારાગૃહમાં પૂરાશો. માટે ખૂબ વિચાર કરીનેજ જવાબ આપજો, નાહ તો યુદ્ધને

માટે તૈયાર થજો. આ પત્રને યુદ્ધના આમંત્રણ તરીકેજ માનજો. બસ હાલ એંજ, વિશેષ રણભૂમિમાં. ”

લી.

મહારાજા કનકસેન.

દા. કુમારશ્રી નરેન્દ્રસિંહ.

અણુધસિંહે પત્ર પૂરો વાંચી રાણીના સામે જોયું. કાળરાત્રિની આંખ્યોમાંથી આ સમયે અગ્નિના તનખા ઝરતા હોય એમ જણાતું હતું. તેણે ભયાનક સ્વરે પૂછ્યું:–“ બસ બીજું કાંઇ લખ્યું છે ? ”

“ નાં. ” અણુધ ટુંકો ઉત્તર આપી હાથ જોડી ઉભો રહ્યો.

“ તે પત્રના ફાડી ચૂરેચુરા કરો. ” અણુધે તે પ્રમાણે કર્યું. તે પછી કાળરાત્રિએ કાન્તિસેન સામે ગુસ્સાથી જોઇ કહ્યું:–“ દૂત ! જા તારા રાજાને જણાવજે કે રામનગરની રાણી બળવાન છે. તેને દેવ-દાનવો પણ જીતવાને સમર્થ નથી, તો તું કોણ ? દૂત ! હું તારા રાજાને તેના સઘળા સૈન્ય સાથે કચરી નાખીશ. જા, તેને જલ્દીથી રામનગર તરફ મોકલ. ”

“ રાણી ! બળવાન રાજાની સાથે યુદ્ધ કરવાથી સાર નહિં નીકળે. ” કાન્તિસેને જણાવ્યું.

“ તે જણાવવાની તારે જરૂર નથી, બસ ચાલ્યો જા. ” રાણીએ ગુસ્સાથી કહ્યું.

“ રાણી ! હું જાઉં છું અને જતાં-જતાં જણાવું છું કે તમારી ઉપર હવે દૈવનોજ કોપ થયો છે. તમે અનેકાનેક દુષ્કર્મ કર્યાં છે અને...”

“ ઓહ ! અપમાન ! એક નાદાન દૂતનું આટલું ગુમાન ? ઉભો રહે, ઉભો રહે, હું તને આ ખંજરથી કાપી નાખું. ” કહી

કાળરાત્રિએ દોડી જઇ ખંજરનો ઘા કર્યો. કાન્તિસેને બખ્તર પહેરેલું હોવાથી ખંજર પાછું પડયું. તરત કાન્તિસેને સમશેર ખેંચી કહ્યું-" પિશાચિની! દૂતનો વધ કરવા આવતાં શરમાતી નથી? દૂર રહે, નહિ તો આ સમશેરના એકજ સપાટાથી તારૂં માથું જુદું કરી નાખીશ." કહી કાન્તિસેને ત્યાંથી ચાલવા માંડયું. તેને જતો જોઇ કાળરાત્રિએ કોપથી કહ્યું:-" સરદારો! પકડો એ નરાધમ દૂતને. દોડો, જલ્દી જકડો, તેને જીવતો ન છોડો. તેના કાપીને કટકે કટકા કરો."

" મારા કટકા કરતાં કવાંક તારા કટકા ન થઇ જાય એને માટે સંભાળજે. તારા બાયલા સરદારો મને પકડવાને શક્તિવાન નથી. જો, હું તો આ ચાલ્યો." કાન્તિસેને ત્યાંથી વિદ્યુત વેગે ગમન કર્યું અને ચોગાનમાં આવી ઘોડાપર સ્વારી કરી ઘોડાને દોડાવી મૂકયો. સરદારો તેને પકડવા પાછળ દોડયા, પણ કાન્તિસેન પકડાયો નહિ. આથી કાળરૂપ કાળરાત્રિએ પાંચ ઘોડેસ્વારોને તેની પાછળ દોડાવ્યા, કાન્તિસેન કયારનોએ નગરની બહાર નીકળી તેના અંગરક્ષકોને મળી ગયો હતો. પાછળ આવતા સ્વારોએ તેને પોતાનાથી વધારે માણસોની સાથે ઉભેલો જોયો, તેથી તેઓ ભય પામી પાછા પલાયન કરી ગયા. તેને નિર્વિઘ્ને ગએલો જાણી કાળરાત્રિના કોપનો પાર રહ્યો નહિ. તે ક્રોધાક્રાન્ત થઈ મનમાં બોલી ઉઠી કે:—

અપમાન કેરી આગમાં, સળગાવી શત્રુએ મને,
ન છોડું-ન જીવાડું, ઓ દુષ્મનો હવે તમને.
ચળકતા ઝેરી ખંજરથી, કરૂં કટકા તમારા હું,
સમજજો ઝેરી નાગણ છું, પીઉં લોહી તમારાં હું.

આમ બોલતી રાણી હાથમાં પકડેલા ખંજરને ઉંચું કરી તેની

સામે ઘણીવાર જોઇ રહી. અણુધ અને સરદારો કંઇ બોલ્યા ચાલ્યા વિના ઉભા રહ્યા. એવામાં એક ઘોડેસ્વાર શ્વાસભેર દોડતો ત્યાં દાખલ થયો અને જમીન સુધી નીચો નમી નમન કરી બોલ્યોઃ-"નામદાર મહારાણી ! હું એક અગત્યના સમાચાર લાવ્યો છું."

"જલ્દી જણાવી દે કે તારા સમાચારમાં શું છે ?" રાણીએ ગુસ્સામાં જ પૂછ્યું.

"મહારાણી! આપણે જે રાજકુમારને આપણા પંજામાં સપડાવવાનો પ્રયત્ન કરીએ છીએ, તે રામસિંહને પકડી લેવાનો અમૂલ્ય સમય હાથ લાગ્યો છે." તેણે જણાવ્યું.

"કેવી રીતે? જલ્દી જણાવી દે ?"

"કોઈ એક વૃદ્ધ સરદાર તેને લઇ જંગલમાં ફરવા નીકળ્યો છે, મ્હેં સૂર્યપુરથી અહિં આવતાં માર્ગમાં તેને જોયો છે, અને તેથી દોડતે ઘોડે આ સેવક સમાચાર જણાવવાને અહિં દોડી આવ્યો છે."

"તેઓ હાલ ત્યાં હશે તે કેમ માની શકાય ?"

"હજી તેઓ ત્યાંજ હશે. રામનગર અને સૂર્યપૂરની સરહદ જ્યાં ભેગી થાય છે ત્યાંજ તેઓ ફરતા હશે."

"અણુધસિંહ! તમે આ સરદારોને લઇ આની સાથે જાઓ, અને આપણા શત્રુને પકડી લાવો." રાણીએ આજ્ઞા આપી.

"આપની આજ્ઞા માથે ચઢાવું છું." કહી અણુધ ત્યાં ઉભેલા સરદારોને લઇ ચાલતો થયો. કાળરાત્રિ મહેલમાં ચાલી ગઇ. અણુધ અને સરદારો ઘોડેસ્વાર થઇ પેલા સમાચાર લાવનાર સ્વારની સાથે ચાલી નીકળ્યા, અને રામનગરની સરહદ પૂરી કરી સૂર્યપૂરની હદમાં પ્રવેશી આસપાસ તપાસ કરવા લાગ્યા. ત્યાં ત્રિકટ ઝાડી આવેલી

હતી. એવામાં આગળ ચાલનાર સરદારની નજરે ત્યાંથી દૂર એક વૃક્ષ નીચે બેઠેલો એક વૃદ્ધ માણસ અને રાજકુમાર રામસિંહ જણાયો. એજ રામસિંહ. કહી તેણે લાંબો હાથ કરી અબુધને જણાવ્યું. અબુધસિંહે તેઓને પકડી લેવાનું સરદારોને જણાવ્યું. તત્કાળ સરદારો ત્યાં દોડી ગયા અને તે બન્ને જણાને ઘેરી ઉભા રહ્યા. રામસિંહની સાથેના વૃદ્ધ માણસે તલવાર ખેંચી કે તરત દૂર ઉભેલા અબુધે બૂમ પાડી કહ્યું:—"સરદારો ! પકડો, જલ્દીથી એ બન્નેને પકડી મહારાણી પાસે લઇ ચાલો." સરદારોએ ઘોડાપરથી ઉતરી રામસિંહને પકડી લીધો. રાજકુમાર ખેંચતાણ કરી ચીસ પાડી કહેવા લાગ્યો:–" ઇશ્વરસિંહ ! મને બચાવો,. આ લુંટારા મને પકડી જાય છે."

સરદાર ઇશ્વરસિંહ રાજકુમારને પકડનારની સન્મુખ દોડી આવી ક્રોધથી કહેવા લાગ્યો:—" છોડો, પ્રભુનો ડર રાખી આ છોકરાને છોડી દયો. તમે તેને શા માટે પકડી જાઓ છો ?"

" ચુપ કર, શું તું જાણતો નથી કે અમારી મહારાણી આ છોકરાને પકડવાના ઘણાજ પ્રયત્ન કરે છે ? આ છોકરો હવે જીવતો રહેનાર નથી. માટે તું હવે ચાલ્યો જા." એક સરદારે જણાવ્યું.

" નહિ, આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું તેને લઇ જવા દેનાર નથી."

"ઇશ્વરસિંહ ! મને બચાવજો, આ લોકો ઘણા દુષ્ટ છે; તેઓ મને મારી નાખશે." રામસિંહે કહ્યું.

" કુમાર ! હું આ પળેજ તમને છોડાવું છું." કહી ઇશ્વરસિંહે આવેશયુક્ત થઇ પકડનારા સરદારના હાથપર તલ્વારનો પ્રહાર કર્યો તે સરદારનો હાથ શરીરથી છુટો પડયો. તત્કાળ ઇશ્વરસિંહે કુમારને

ઉપાડી ચાલવા માંડયું; કે તરત બીજા સરદારો તેના આસપાસ ફરી વળ્યા. અનુપસિંહ પણ ત્યાં દોડી આવ્યો અને ભયંકર અવાજે બોલ્યો:—"મહારાણીના સરદાર પર તલવારનો ઘા કરનાર! થા હવે તૈયાર, અમે તને હવે નથી જીવતો છોડનાર."

"હું પણ મરણનો નિશ્ચય કરીને જ તમારી સામે ઉભો છું." ઇશ્વરસિંહે કહ્યું.

"એમ! તો લે તારી ઉદ્ધતાઇનું ઇનામ." કહી એક સરદારે પિસ્તોલ દાબી. ઇશ્વરસિંહ મદદને માટે બૂમેબૂમ પાડતો લોહીમાં તરબોળ થઇ પડ્યો. પાપીઓએ રાજકુમારને ઉપાડી લીધો. ઘાયલ ઇશ્વરસિંહની બૂમો વધતી ગઇ, આની બૂમોથી કોઇ આવી ચઢશે ધારીને એક સરદારે તેને પૂરો કરવાના વિચારથી તલવાર ઉંચી કરી, પણ એટલામાં જ સામેથી પચીસેક સરદારોનું ટોળું દોડી આવતું જણાયું. અનુપે સરદારોને નાસવાનું સૂચવ્યું. રામસિંહને ઉંચકી લઇ દુષ્ટો ઘોડેસ્વાર થઇ નાસવા લાગ્યા. તેમને જતા જોઇ ઇશ્વરસિંહ મોટેથી બૂમો મારી કહેવા લાગ્યો:—"અરે કોઇ આવો, દોડો, જલ્દી દોડો, મારા લુંટાઇ જતા ધનને બચાવો."

તેની બુમોથી આવનાર માણસો ઝડપથી દોડી આવી તેની પાસે ઉભા રહ્યા. તે આવનાર બીજા કોઈ નહિ પણ પ્રતાપસિંહ અને સરદારો હતા. ત્યાંથી થોડેક દૂર તેમની છાવણી હતી. ઇશ્વરસિંહની બુમો સાંભળીને તેઓ ત્યાં દોડી આવ્યા હતા. પ્રતાપે તેની પાસે જઇ તેની આવી સ્થિતિનું કારણ પૂછ્યું. ઇશ્વરસિંહથી હવે બરાબર બોલાતું નહોતું, છતાં એ સ્વદેશભક્ત વૃદ્ધ સરદાર હાથ લાંબો કરી બળાત્કારે બોલી કહેવા લાગ્યો:—"પ્રતાપસિંહ! જાઓ, આ તરફ જલ્દી દોડી જાઓ; દુષ્ટ દુશ્મનો રામસિંહને લઇ ગયા છે."

" શું રામસિંહ સપડાયો ? હા પ્રભુ ! આવો પ્રસંગ વળી પાછો ક્યાંથી આવ્યો ! " કહી પ્રતાપે કપાળે હાથ પછાડયો.

" ઓ ભાઇ! જાઓ, જલ્દી જાઓ; રાજકુમારને બચાવો." પુનઃ ઇશ્વરસિંહે કહ્યું.

" સરદાર! તમારી તબીયત કેમ છે ? " પ્રતાપે તેની સામે જોઇ પૂછ્યું.

" તમે જાઓ, મારી ફિકર છોડી દયો–મને મરવા દયો, અને અહિંથી જલ્દી જઇ રામસિંહને લઇ આવો. " કહી ઇશ્વરસિંહે હાથ જોડયા.

" ઇશ્વરસિંહ ! ધન્ય છે તમને. તમે કુમારના બચાવને અર્થે પ્રાણ આપ્યો છે. પ્રભુ તમારૂં કલ્યાણ કરો. સરદાર! હું જાઉં છું. હું પવનને વેગે ત્યાં જઇશ અને દુષ્મનોના પંજામાંથી રામસિંહને બચાવી લાવીશ. " કહી પ્રતાપ પાંચ સરદારો સાથે લઇ રામનગર તરફ દોડવા લાગ્યો.બાકીના સરદારોએ ઘાયલ થયેલા ઇશ્વરસિંહને છાવણીમાં ઉપાડી લાવી સુવાર્યો. તેની છેલ્લી ઘડી ચાલતી હતી. ગોળી તેના પેટમાં વાગી હતી. તેનાથી જીવાય એમ નહોતું, તેણે બળાત્કારથી બોલી સંકેતપુરૂષ અને ધર્મદાસને સઘળી હકીકત જણાવી આખરે પ્રાણ છોડયા. રામસિંહના હરણની વાત સાંભળી ધર્મદાસ બેશુદ્ધ બની ગયો, નરેન્દ્ર-વસંત તેની સારવાર કરવા લાગ્યાં. ઇશ્વરસિંહના શબને અગ્નિદાહ કરવા સરદારો ઉપાડી ગયા. કાન્તિસેન પણ ક્યારનોએ આવ્યો હતો, તેણે સઘળી વાત સંકેતપુરૂષને જણાવી હતી. કાળરાત્રિના જુલમથી તેને ઘણું લાગી આવ્યું. તે કંઇક વિચાર કરે છે એટલામાં કાન્તિસેને પ્રતાપસિંહની મદદે જવાની આજ્ઞા માગી. સંકેત પુરૂષે તેને ના પાડી. તે પછી નરેન્દ્ર–ધર્મદાસ અને બીજા સરદારોને

પાસે બોલાવી તેણે કહ્યું:-મારા વીર યોદ્ધાઓ ! હવે સમય નજીક આવી પહોંચ્યો છે. હું અત્યારે રામનગર તરફ જાઉં છું. તમે આજ સાંજે અહિંથી છાવણી ઉઠાવી રામનગર તરફ કુચ કરજો અને કોઇ જાણે નહિ એવી રીતે રામનગરની પાદરે આવેલી ઝાડીમાં છાવણી નાખજો. હું કાલ રાત્રે તમને ત્યાં આવી મળીશ. મારા બહાદુરો ! ખૂબ સાવધ રહેજો અને શત્રુઓથી સંભાળજો. ”

“આપની આજ્ઞા પ્રમાણે વર્તીશું. તમે અમારી ચિંતા કરશો નહિ.” નરેન્દ્રે કહ્યું.

તે પછી ધર્મદાસને અને ભગવાનસિંહને કેટલીક સૂચના આપી સંકેતપુરૂષે કાન્તિસેનને સાથે લઈ રામનગર તરફ પ્રયાણ કર્યું.

## પ્રકરણ ૨૧ મું.

### “ પ્રતાપ અને પ્રમિલા. ”

પ્રતાપ અને તેની સાથેના પાંચ સરદારો છેક સાંજે રામનગરના પાદરે આવી પહોંચ્યા. તેઓ રામસિંહને લઈ જનાર સ્વારોની પાછળ ઘણું દોડયા હતા પણ તેઓને પહોંચી શક્યા નહોતા. સંધ્યા સમય થવા આવ્યો. પક્ષીયોનાં ટોળાં પોતાના માળાઓ તરફ ગમન કરી રહ્યાં હતાં. અંધકાર ધીમે-ધીમે પથરાતો હતો. પ્રતાપ અને તેના સરદારો મજુરનો સ્વાંગ ધારણ કરી નગરમાં પ્રવેશ્યા, અને આસપાસ જોતા એક મહેલ્લા આગળ આવી અટક્યા. ત્યાં એક સાધારણ ઘાટનું મકાન આવેલું હતું. તેનાં બારણાં બંધ હતાં. પ્રતાપે બારણાંને ધક્કો માર્યો; કે તરત અંદરથી “ કોણ છે ” એમ પ્રશ્ન થયો. હું

પ્રતાપસિંહ, દ્વાર ઉઘાડો. તત્કાળ બારણાં ઉઘડી ગયાં. તેની અંદર પ્રતાપસિંહનો મિત્ર રહેતો હતો. તેનું નામ “બુદ્ધિસાગર” હતું. તે હાલમાં રાજ્યમહેલના ચોકીદાર સિપાહીઓનો ઉપરી હતો. આ સમયે તે મકાનમાં એકલો જ હતો. પ્રતાપને જોતાં જ તે ભેટી પડયો. બાદ તેણે તેનું કુશળ પૂછી સઘળાની આગતાસ્વાગતા કરી. સઘળા ભોજન કાર્યથી પરવારી વાતો કરવા બેઠા. પ્રતાપે તેને સઘળી હકીકત કહી સંભળાવી. બુદ્ધિસાગરે નિ:શ્વાસ નાખ્યો. અંતે પ્રતાપે કહ્યું:— “ભાઇ ! દૈવના કોપથી રામસિંહ ફરીથી સપડાઇ ગયો છે. હું તેની શોધમાં આ સરદારો સાથે નીકળ્યો છું. જો તારા જાણવામાં હોય તો જણાવ કે રામસિંહને કયાં લઈ જવામાં આવ્યો છે ?”

“પ્રતાપ ! તું કહે છે તેની મને બીલકુલ ખબર નથી. રાણી કાળરાત્રિ પણ આજ આખો દિવસ દેખાઇ નથી. ભાઇ ! હું તો હવે આ નોકરીથી કંટાળ્યો છું, અને તારી સાથે આવવાને ઇચ્છું છું,” બુદ્ધિસાગરે જણાવ્યું.

પ્રતાપ:—તું થોડા દિવસ અત્રે ધિરજ ધરીને રહે. હવે ટુંક સમયમાં મોટા રણજંગ રોપાશે અને તેમાં પાપીઓનો નાશ થઇ જશે. ભાઇ ! જો તું એવા કટોકટીના સમયે અહિં હોય તો અમને કેટલો લાભ થાય તેનો તું જ વિચાર કરી જો ? મહારાજા સુજનસિંહનું શ્રેય કરવાનો અમૂલ્ય સમય હવે આવી પહોંચ્યો છે.

બુદ્ધિસાગર—ત્યારે હવે મને શી આજ્ઞા છે ?

પ્રતાપ—રામસિંહના સમાચાર મેળવવાની ઇચ્છાથી હું તારી પાસે આવ્યો હતો પણ તેમાં મને નિષ્ફળતા મળી છે. હવે તો જે થાય તે ખરૂં. પણ વારૂ પ્રમિલાને હાલ કયાં રાખવામાં આવી છે ?

બુદ્ધિસાગરઃ—તેને પ્રથમની જગાએથી ઉઠાવી નીચેના ભાગમાં રાખી છે. વાછરડાથી વિખુટી પડેલી ગાય ઝુરે એવી રીતે પ્રમિલા રામસિંહના વિયોગથી રડે છે અને વારંવાર ભાન ભૂલી જમીન પર પડે છે.

પ્રતાપઃ-ભાઇ ! મારી ઇચ્છા તેની પાસે જવાની છે.

બુદ્ધિસાગરઃ—શું અત્યારે ?

પ્રતાપઃ-"હા, આ સમયે જ અને જો તું મદદ કરીશ તો હું તેને છોડાવી શકીશ." બુદ્ધિસાગર વિચારમાં પડી થોડીવારે બોલ્યોઃ-"પ્રતાપ ! તારી પ્રત્યેની મિત્ર ફરજ બજાવવાનો આ અત્યુત્તમ સમય મને મળ્યો છે. મ્હેં તારૂં અદ્યાપિ પર્યંત એક પણ કાર્ય કર્યું નથી. ચાલ, ઉઠ, હું અત્યારે જ તને ત્યાં લઇ જાઉં. પ્રતાપ ! આ બુદ્ધિસાગર સ્વાર્થ કરતાં મિત્ર ફરજને ઉત્તમ માને છે. પ્રમિલાદેવીના ઉદ્ધારમાં આ પ્રાણ જશે તો પણ હું દરકાર કરનાર નથી." આમ કહી તે ઉભો થયો. પ્રતાપે પણ તેની સાથે જવાને તૈયાર થઇ સાથેના સરદારોને રાજ્યમહેલની પાછળ છૂટા છવાયા છૂપાઇ રહેવાનું સૂચવ્યું. સરદારો ચાલ્યા ગયા અને પ્રતાપની સુચનાનુસાર રાજ્ય મહેલની પાછળ જઈ છૂપાઇ ઉભા. રાત્રિના બીજા પ્રહરે પ્રતાપ અને બુદ્ધિસાગર રાજ્યમહેલ તરફ જવા લાગ્યા. બન્ને જણાએ કાળા જબ્બા ઓઢેલા હતા. રસ્તામાં મળતા પહેરગીરો બુદ્ધિસાગરને ઓળખી સલામો ભરતા. થોડીવારમાં તેઓ મુખ્યદ્વાર આગળ આવી ઉભા. ત્યાંના ચોકીદારે બુદ્ધિસાગરને સલામ કરી. બુદ્ધિસાગરે તેને પૂછ્યુંઃ-બંદો-બસ્ત બરાબર છે ને ?

" હા સરકાર. " સિપાહીએ જવાબ આપ્યો.

" રાણીમાતા પધાર્યાં છે ? " બુદ્ધિસાગરે પૂછ્યું.

" ના, તેઓ આજે અહિં આવ્યાં જ નથી. "

" કેદી પ્રમિલાની કોટડી પાસે હાલ કોનો પહેરો છે ? "

" વાઘજી જમાદારનો. "

" ઠીક, હું અત્યારે અંદર જાઉં છું. કોઇ આવે તો મને ખબર આપજે. " કહી પ્રતાપને લઇ તે અંદર ચાલ્યો. મહેલના કેટલાંક બારણાં વટાવી તેઓ પ્રમિલાની કોટડી આગળ આવ્યા. પહેરગીર વાઘજીએ ફાનસનો પ્રકાશ ફેંકી પૂછ્યું:–" એ કોણ આવે છે ? "

" હું બુદ્ધિસાગર. વાઘજી ! પહેરાપર તું છે કે ? "

" હા નામદાર. " કહી વાઘજીએ પાસે આવી ઝુકીને સલામ કરી. પ્રતાપ પાછળ ઉભો હતો. વાઘજીએ તેને જોયો નહિ. એટલામાં બુદ્ધિસાગરે તેને કહ્યું:–" વાઘજી ! જા, સઘળા ચોકીદારની હાજરી આજ તું પૂરી આવ. હું અહિં બેઠો છું. " કહી તેણે તેને એક પત્રક આપ્યું. વાઘજી ચાલ્યો ગયો. તેના ગયા પછી બુદ્ધિસાગરે પ્રતાપને કહ્યું:–" પ્રતાપ ! મારા હાથ નીચે લગભગ પચાસ સિપાહીઓ છે. તેઓ એવા તો વફાદાર છે કે મારી આજ્ઞા થતાં પ્રાણની પરવાહ કરે એવા નથી. તે ગરીબ બીચારા રાણીના જુલમથી અકળાઇ ગયા છે. પણ શું કરૂં ? મ્હેં તેમને સમજાવીને રાખ્યા છે, નહિ તો ક્યારનાએ તેઓ નોકરી છોડીને ચાલ્યા ગયા હોત. "

" ભાઇ ! એ તો નિયમજ છે કે ' **જેવા અમલદાર એવા તેના તાબેદાર.** ' તું સુજ્ઞ અને દયાળુ છે, તો તારા સિપાહીઓ એવા હોય એમાં શું નવાઇ ! " પ્રતાપે કહ્યું.

" પ્રતાપ ! જા, આ સામે જણાતી કોટડીમાં પ્રમિલા છે. તેને

તું ચૂપકીથી અહિં લઇ આવ; પછી હું તને પાછલી બાજુના રસ્તાથી પસાર કરી દઉં." બુદ્ધિસાગરે કહ્યું.

"ભાઇ! હું તો જાણે તેને લઈ ચાલ્યો જઈશ, પણ પછી તું કાળરાત્રિને શું જવાબ આપીશ ?" પ્રતાપે પૂછ્યું.

"તું આ પાછલા રસ્તેથી પસાર થઇશ તો મને કાંઈ હરકત આવશે નહિ. કારણ કે મારી હદ આ કોટડી આગળ પૂરી થાય છે. મારા તાબામાં ફક્ત આ આગળનો જ ભાગ છે. બાકીનો ભાગ સુલતાનસિંહ નામક સરદારના તાબામાં છે. તે ઘણો દુષ્ટ છે. અત્યારે તે અને તેના સિપાહીઓ નિસામાં ચકચૂર થઈને પડ્યા હશે એટલે તારાથી ત્યાં થઇને નિર્વિઘ્ને નીકળી જવાશે. પ્રતાપ! લે આ ચાવી અને તું જા હવે. હું અહિં બેઠો છું." પ્રતાપ ચાવી લઇ ચાલતો થયો અને તાળું ઉઘાડી પ્રમિલાની પાસે આવી ઉભો. પ્રમિલા જમીનપર નિદ્રાધિન થએલી હતી. તેનું વદન નિસ્તેજ અને ફિક્કું પડી ગએલું જણાતું હતું, પાસે એક ઝીણો દીવો પ્રકાશી રહ્યો હતો. પ્રતાપે નીચે બેસી તેને જગાડતાં કહ્યું:–પ્રમિલે!

"કોણ ?" કહી પ્રમિલા સફાળી જાગી ઉઠી.

"હું પ્રતાપ."

"કોણ પ્રતાપ! અહિં ક્યાંથી ?"

"તને છોડાવવાને આવ્યો છું. ચાલો આપણે અહિંથી નીકળી જઇએ."

"બહાર સિપાહીઓ પહેરો ભરતા હશે તેમાંથી શી રીતે જવાશે ?"

"તેની ફીકર કરવાની નથી, હું સઘળો બંદોબસ્ત કરીને જ અહિં આવ્યો છું."

"ત્યારે ચાલો, આપણે જતાં રહીએ." કહી પ્રમિલા બહાર નીકળી. પ્રતાપે કોટડી બંધ કરી દીધી અને તેને લઇ બુદ્ધિસાગર પાસે આવ્યો. પ્રમિલા તેને જોઇ ચમકી, પણ તરત પ્રતાપે તેને જણાવ્યું કે તમને છોડાવવામાં હું આ મિત્રની મદદથીજ ફાવ્યો છું."

"ભગવાન એમનું ભલું કરે." પ્રમિલાએ આશીષ આપી.

"તમે હવે અહિંથી ચાલ્યાં જાઓ. સમય પૂરો થતાં બીજા પહેરેદારો આવશે તો ભોગ મળશે. ચાલો હું તમને જવાનો રસ્તો બતાવું." કહી બુદ્ધિસાગર આગળ ચાલ્યો. પ્રતાપ અને પ્રમિલા તેની પાછળ-પાછળ જવા લાગ્યાં. મહેલના કેટલાક દરવાજા ઓળંગી તેઓ એક મોટા દરવાજા આગળ આવી ઉભાં. સુલતાનસિંહના સિપાહીઓ નિસામાં ચકચૂર થઇને પડેલા હતા. બુદ્ધિસાગરે યુક્તિથી મોટો દરવાજો ઉઘાડી તેમને ચાલ્યાં જવાને સૂચવ્યું. પ્રતાપ તેને ભેટી પ્રમિલા સાથે બહાર નીકળ્યો. બુદ્ધિસાગર દરવાજાનાં બારણાં બંધ કરી અંદર ગયો. વાઘજી જમાદાર હાજરી પૂરી ક્યારનોએ આવ્યો હતો, તેને સઘળી વાતની સમજણ પાડી બુદ્ધિસાગર પોતાના મકાને આવ્યો. પ્રતાપ પ્રમિલાને લઈ મહેલની પાછલી બાજુએ આવ્યો. ત્યાં તેના પાંચ સરદારો તેની રાહ જોઈને ઉભા હતા. પ્રતાપને નિર્વિઘ્ને કાર્ય સફળ કરીને આવેલો જોઇ તેમના આનંદનો પાર રહ્યો નહિ. તે પછી પ્રતાપ સઘળા સાથે ત્યાંથી ઉતાવળે પગલે ચાલવા લાગ્યો; અને રામનગરની પાદરે આવતાં હવે ભય નથી, એમ તેના મુખથી બોલાઇ જવાયું. એવામાં એક સરદારે પૂછ્યું:—"પ્રતાપસિંહ! રાજકુમારનો પત્તો લાગ્યો કે?"

"ના." કહી પ્રતાપે પ્રમિલાની સામે જોયું.

રાજકુમારનો પત્તો લાગ્યો કે ? એ વાક્ય શ્રવણ કરતાં જ પ્રમિલાએ ચમકીને પ્રતાપ સામે જોઇ પૂછ્યું:—"મારો રામસિંહ ક્યાં છે ?"

"પ્રમિલા ! શું કહું ? ભાગ્યના ભૂલાવાથી રામસિંહ ફરીથી ક્રૂર રાણીના પંજામાં સપડાયો છે." પ્રતાપે જણાવી દીધું.

"હાય ! શું મારો રામસિંહ ફરીથી સપડાઇ ગયો ? ! હા ! તે હવે જીવથી જ ગયો સમજવો. ઓ પ્રભુ ! અંતે શું મારો ટેક નિષ્ફળ ગયો ?" કહી પ્રમિલા અશ્રુ વરસાવવા લાગી. પ્રતાપ તેને આશ્વાસન આપી શાન્ત કરવા લાગ્યો. પ્રમિલા શાન્ત થવાને બદલે વ્યાકુળ બનતી ગઇ. તેણે પ્રતાપ સામે રોષયુક્ત વદને જોઇ કહ્યું:—"પ્રતાપ ! હું નહોતી જાણતી કે બળવાનો પણ નિર્બળનું રક્ષણ નહિ કરી શકે ! હાય ! મારૂં ધન લુંટાઇ ગયું. હું તેને ક્યાં જઇને મળું ?" આમ બોલતી પ્રમિલા ફાટી આંખે ચારે તરફ જોવા લાગી. પ્રતાપે તેની પાસે જઇ કહ્યું:—"પ્રમિલા ! રામસિંહનો વાંકો વાળ થનાર નથી. તું શાન્ત થા."

"મારી શાન્તિ હવે સદાને માટે અદૃષ્ય થઇ ગઇ છે. પ્રતાપસિંહ ! જાઓ, મારા રામસિંહને લાવો, અરે મને કોઇ બતાવો કે તે ક્યાં છે ? મારો રામ ! મારા દિલનો દિલારામ ! ક્યાં છે ? પ્રતાપસિંહ ! શું તમે હજી અહિં જ ઉભા રહ્યા છો કે ? શું તમે રામસિંહને લેવા નહિ જાઓ ? શું સ્નેહી થઇ શત્રુની ગરજ સારશો ? પ્રતાપસિંહ ! તમારે હવે જવું હોય તો જાઓ. હું રામસિંહ વિના તમારી સાથે આવનાર નથી. હું રામસિંહને લેવા જઇશ. જો કાળરાત્રિએ તેને છૂપાવ્યો હશે તો ત્યાંથી હું તેને છોડાવી લાવીશ. તે મરણ પામ્યો હશે તો તેને મળવા આ પ્રમિલા સ્વર્ગમાં જશે. જાઓ, પ્રતાપસિંહ !

જાઓ. હવે મને એક પણ શબ્દ સંભળાવશો નહિ.” આમ ગાંડાની માફક બોલતી પ્રમિલા સૌના સામે ઉન્મતની માફક જોવા લાગી. પ્રતાપ અને સરદારો સ્તબ્ધ બની તેની સામે જોઇ રહ્યા. તેને શી રીતે શાન્ત પાડવી તેની કોઇને સમજ પડી નહિ. પ્રતાપ કંઇ બોલે એ પહેલાં પુનઃ પ્રમિલા કર્કશસ્વરે બોલી ઉઠીઃ–“પ્રતાપસિંહ! જુઓ, જુઓ, મારા હૃદયનું છેદન કરી ક્રૂર કાળરાત્રિ મારા રામસિંહને લઇ દોડી જાય છે. અરે! જુઓ, જુઓ, તે નીચ રાણી નિર્દોષના ગળાં પર ખંજરનો ઘા કરે છે. અરે આમ તો જુઓ! તે નિર્દોષ બાળક દયામણે મુખે તેની સામે જોઇ રહી થરથર ધ્રુજે છેઃ રામસિંહ! મારા હૃદયના આનંદદાતા! બ્હીશ નહિ. ધ્રુજીશ નહિ, હું આવું છું અને તે ચંડાળણી રાણીના ખંજરને છીનવી તને છોડાવું છું, જો, આ આવી.” કહી પ્રમિલા એકદમ મૂઠીઓ વાળી ત્યાંથી દોડવા લાગી. પ્રતાપ અને સરદારો દિગ્મુઢ જેવા બની જોઇ રહ્યા. પ્રતાપને અસહ્ય દુઃખ ઉત્પન્ન થયું. તે હવે શું કરવું તેના વિચારમાં પડયો. પ્રતાપે દોડી જતી પ્રમિલાની પાછળ નજર કરી. પ્રમિલા ઝાડીમાં અદૃશ્ય થઇ ગઇ. પ્રતાપે દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો, અને આત્મગત બોલ્યોઃ–“જેને માટે આ પ્રાણ જોખમમાં નાખી છોડાવવામાં આવ્યો હતો, હા! તેજ પ્રમિલા રાજકુમારના સ્નેહે કરી મારાથી વિખુટી પડી. ધન્ય છે, પ્રમિલા! તને ધન્ય છે. તુંજ ખરેખરી વફાદાર અને દેશભક્ત છે.” આમ બોલતા પ્રતાપે આસપાસ દૃષ્ટિ કરી. એવામાં તેને કોઇના ચાલી આવવાનાં પગલાં સંભળાયાં. પ્રતાપ અને સરદારો તલવારો ખેંચી તૈયાર થઇ ઉભા. એટલામાં તો ચાલી આવનાર પાંચ માણસો ત્યાં આવીને ઉભા રહ્યા. સઘળાના મુખપર મુખવટા બાંધેલા હતા. પ્રતાપે તેમની સામે જોઇ પૂછયુંઃ–“તમે કોણ છો?”

" સૌથી આગળ ઉભેલાએ જવાબ આપ્યો:-" પ્રતાપસિંહ! શાન્ત થાઓ, હું નરેન્દ્ર છું."

"શું નરેન્દ્રસિંહ? તમે અહિં ક્યાંથી?" પ્રતાપે આશ્ચર્ય પામી પૂછ્યું.

" આપણા સરદારની આજ્ઞાથી અમે આપણી મૂળ જગ્યાએથી કુચ કરી આજ સાંજના અહિં છાવણી નાખી છે." નરેન્દ્રે જણાવ્યું.

" સરદાર હાલ ક્યાં છે ?" પ્રતાપે પૂછ્યું.

" તેઓ કાન્તિસેનને લઇ તમારી પાછળ રામનગર આવ્યા છે; અને કાલ રાત્રિએ મળવાનું જણાવ્યું છે. વારૂ હવે તમારી તરફના શું સમાચાર છે ?" નરેન્દ્રે પૂછ્યું.

" સમાચારમાં રામસિંહનો પત્તો મળ્યો નથી." કહી પ્રતાપે સઘળી હકીકત કહી સંભળાવી. પ્રમિલાની વાત સાંભળી નરેન્દ્રને ઘણું લાગી આવ્યું. ત્યારબાદ સઘળા ત્યાંથી છાવણીમાં ગયા. રાત પૂરી થઇ. દિવસ થયો. સૈનિકો છાવણીમાં આમ તેમ ફરવા લાગ્યા. કોઇ રસોઇ કરવા લાગ્યા, તો કોઇ હથીયાર સાફ કરવા લાગ્યા. આવી રીતે દિવસ પણ પૂરો થયો અને રાત્રિ થઇ. નરેન્દ્ર-પ્રતાપ થોડાક સરદારોને સાથે લઇ સંકેતપુરૂષની સૂચનાનુસાર ઝાડીની બીજી બાજુએ જઇ તેની રાહ જોતા ફરવા લાગ્યા.



## પ્રકરણ ૨૨ મું.

### ૧ "રામસિંહના વધની તૈયારી."

અંધકારમયી રાત્રિના સમયે રામનગરની પાદરે જે સ્થળે નરેન્દ્રે છાવણી નાખેલી હતી, તેનાથી થોડેક દૂરના એક કોતરમાં ભયંકર ઘટના બની રહી હતી. ક્રૂર કાળરાત્રિ તેના પચીસેક સરદારો સાથે રાજકુમારના મ્હોતની તૈયારી કરી રહી હતી. બે સેવકો સળગતી મશાલો પકડી ત્યાં ઉભા રહ્યા હતા અને સરદારો રાજકુમારને ઘેરી ઉભા હતા. રામસિંહની નજીકમાં કૃતાંત કાળરૂપ કાળરાત્રિ હાથમાં ખંજર પકડીને ઉભેલી હતી. કુમારની આંખ્યોમાંથી અશ્રુધારા નીકળતી હતી. તે નિર્દોષ રાજકુમાર રાણીની દયાને માટે સજળ નયને તેની સામે જોઇ રહ્યો હતો. ગમે એવા પાષાણ હૃદયનાનું મન પણ પીંગળી જાય એવો હૃદયભેદક દેખાવ બની રહ્યો હતો. કાળી રાત્રે કાળું કામ થનાર હોવાથી સર્વત્ર ભયાનક ભાસ થતો હતો. નિશાચર પક્ષીઓ પણ કર્કશસ્વરે બોલી દયા દર્શાવતાં હતાં. એવામાંજ ક્રોધ યુકત વદને જોઇ રહેલી રાણીએ કુમારને કહ્યું: "ચાલ, છોકરા! ઘુંટણે બેસી જા, અને આ ખંજરનાં એક જ ઘાથી તારાં માતા-પિતાની પાસે ચાલ્યો જા." તેનાં વચન સાંભળી રામસિંહ ધ્રુજી ઉઠયો. તે ગળગળે સાદે હાથ જોડીને બોલ્યો:-"માતા! દયા કરો, હું તમારો પુત્ર છું. મ્હેં એવો તે શું અપરાધ કર્યો છે કે જેથી મને મારી નાખો છો?"

"છોકરા ત્હેં ઘણોજ ભયંકર અપરાધ કર્યો છે. ત્હેં મારા પેટે જન્મ લેવાને બદલે સુનંદાને પેટે અવતાર ધારણ કર્યો છે. બસ એથી જ તું આવી બાળવયમાં મૃત્યુના મુખમાં પ્રવેશ કરે છે."

" મને જન્મ દેનારી મારી માતા તો ક્યારનીએ આ પૃથ્વી પરથી સદાયને માટે વિદાય થઈ ગઇ છે. હું તો તમને જ મારાં ખરાં માતા સમજું છું. મા! મારી વ્હાલી માતા! દયા કરો, અને આ તમારા બાળકના ગળાપર ખંજરનો ઘા કરતાં દયાની દૃષ્ટિએ જુઓ. માતા! હું તમને મારી સુનંદા માતાથી પણ વધારે વ્હાલથી ચાહું છું. માતા! જો બાળકને તેની માતા જ મારશે તો કુદરતનાં સિદ્ધાંત અવળાં થશે. મા! મને બચાવો–ન મારો.' કહી રાજપુત્ર પોક્રાટ રડવા લાગ્યો.

" છોકરા! તારી જીભ નાની છે પણ તે મોટા પંડિતની ગરજ સારે છે. તારી માતા સુનંદા જો કે શાણી હતી, પરંતુ તે પણ સમય આવે લંબાણ વિવેચનથી સર્વને વશ કરતી હતી. તારામાં તારી માના જેવાજ ગુણ છે. રામસિંહ! તું મારી દયા માગે છે પણ લાચાર છું કે મારી પાસે દયા છે જ નહિ. માટે તું હવે મરતાં પહેલાં પ્રભુની વિનંતી કર કે જેથી હવેના જન્મમાં પણ આવી રીતે મ્હોતના શરણે ના થવાય." કાળરાત્રિએ કહ્યું.

" ત્યારે શું તમે મને મારીજ નાખશો? અરે શું તમને લગીર પણ દયા નહિ આવે? માતા મારી વ્હાલી માતા! શા માટે આવું કરપીણ કામ કરો છો? જુઓ, જુઓ, આ રાત્રિ વિશેષ અંધકારમયી થતી જાય છે; આ નિશાચર પક્ષીઓ કર્કશસ્વરે બોલી દયા દર્શાવવાનું સૂચન કરે છે. આ પવન પણ પ્રચંડ વેગથી ધસારો કરીને જણાવે છે કે નિર્દોષના પ્રાણ શા માટે લ્યો છો? માતા! હજી હું અજ્ઞાન છું, મને બચાવો. જો તમે મને પુત્ર તરીકે ન માનતાં હો તો તમારી મરજી. તમે મને તમારા સેવક તરીકે અરે એક વૈતરૂં કરનારા ગુલામ જેવો ગણજો. માતા તમે કહેશો એ પ્રમાણે હું વર્તીશ પણ મને બચાવો. આ દુનિયામાં જીવતો રહેવા દયો. હું

તમારા ચરણમાં પડું છું." કહી રામસિંહ કાળરાત્રિના પગમાં નમી પડયો. તેને લાત મારી દૂર કરતાં તે દુષ્ટ રાણી બોલી:-" સર્પના સંતાન! લાંબા લવારા મૂકી દઇને જલ્દીથી ઘુંટણે બેસી જા. હું તને કદાપિ જીવતો રાખનાર નથી."

" હાય! શું તમે મને મારી જ નાખશો ?" પુનઃ રામસિંહે રડીને કહ્યું:

" હા, એક વખત કહ્યું છતાં સાંભળતો નથી ?"

" હાય! લાચાર છું અને હવે આપની આજ્ઞા પ્રમાણે આ ક્ષણે જ ઘુંટણે બેસું છું. લે, ઓ ક્રૂરમાતા! લે, આ નિર્દોષ બાળકના ગળાપર તારૂં ખંજર સુખેથી ચલાવી દે; પણ યાદ રાખજે કે આનો જવાબ તારે એક દિવસ ભગવાનને આપવો પડશે." કહી રામસિંહ ઘુંટણે બેઠો. કાળરાત્રિએ તેનો વધ કરવાને ખંજર ઉંચું કર્યું. સર્વત્ર શાન્તિ વ્યાપી ગઇ. આકાશમાં ઉગેલા તારાઓ આવો ભયાનક દેખાવ નિહાળી નીચે ખરવા લાગ્યા. પવન પ્રચંડ તોફાન મચાવવા લાગ્યો. કાળરાત્રિએ આસપાસ જોયું. એવામાં અકસ્માત તેની નજરે ભૂતના ઓળાની માફક કોઇ ચાલી આવતું જણાયું. તે ચોંકી અને નીચે ઉતરતા ખંજરને અટકાવી ફાટી આંખે જોઇ રહી. તે ચાલી આવનારની આકૃતિ કોઇક સ્ત્રીના જેવી જણાતી હતી. તે થોડેક દૂર આવી એકાએક અટકી આત્મગત્ બોલી કે:—

" ન જોઉં લાલ મારાને, ગયો ક્યાં પ્યારો મારો એ!
બતાવો જાલીમો એને, કહો ક્યાં બાળ મારો એ?
રખડતી રામ વિણ રામા, રહ્યું ના ઠામ ઠરવાનું,
લલાટે લેખ શા આવા, સદાએ કષ્ટ સહેવાનું!
હા! મારા રઢીયાળા રામને જોઇ આ આંખ્યોને ટાઢક વળતી;

ભવિષ્યમાં પ્રકાશ ભાળતી. મારા રામસિંહ! શું કાળરાત્રિના આવાસમાં તું હજી જીવતો હોઇશ ? હા ! મને કાંઇ સમજ પડતી નથી હિંસક વાઘના મુખમાંથી ગરીબ ઘેટું કદાપિ જીવતું રહી શકે જ નહિ. મારા રામનો નાશ થયો, રામનગરનો સૂર્ય સદાને માટે અસ્ત થયો. ઓ મારા રામ ! હું તને હવે ક્યાં ખોળું ? ક્યાં આવીને મળું ? હું તને ક્યાંઇએ જોઇ શકતી નથી. હા !

આભમાં અંધકાર ભાળું, પૃથ્વીએ પણ તે નિહાળું,
દિશાઓ શુન્ય હું ધારૂં, ગયું ક્યાં રત્ન એ પ્યારૂં;

\+ + + x

ગયો તું રામ કહે ને ક્યાં ? હૃદય દ્રવતુ અરે મારૂં;
જણાવો વ્હાલા બાળુડા, અરેરે શું થયું તારૂં !
જણાવ્યું જોર જાલીમે, ચીરાયું તારૂં શું અંતર !
કહેને પ્રાણ મારા તું, થયો આધિન ખુની ખંજર ? ”

આમ લવારો કરતી તે સ્ત્રી આકાશ સામે જોઇ રહી. દૂર ઉભેલી કાળરાત્રિ ધ્યાનપૂર્વક તેની તરફ જોઇ રહી હતી. તેણે તરત મશાલવાળા સેવકોને આગળ ચાલવાનું સૂચવ્યું. કાળરાત્રિ આગળ વધે એ પહેલાં તો તે સ્ત્રી મશાલનાં અજવાળાથી ચમકી અને એ તરફ દોડી આવતાં મુખથી બોલી ઉઠી કેઃ-“ હા ! ભયંકર અરણ્યમાં પ્રકાશ પડયો, મારો રામ સ્વર્ગમાંથી આવ્યો. આવ, રામ; આવ. ” કહેતી તે સ્ત્રી થોડીવારમાં કાળરાત્રિની સમક્ષ આવીને ઉભી રહી. તેને જોતાંજ કાળરાત્રિ બુમ પાડી ઉઠીઃ-“ ઓહ ! કોણ તું પ્રમિલા ? ”

“ અને તું કોણ કાળરાત્રિ ? ! ” કહી પ્રમિલા તેની સામે વિકળ વદને જોઇ રહી.

"હા, તું અહિં ક્યાંથી નીકળી આવી ?" કાળરાત્રિએ પૂછ્યું.

"મારા લાલને શોધવાને કોટડીમાંથી નીકળી આવી છું. કાળરાત્રિ! બતાવ, મારો રામસિંહ ક્યાં છે ?"

"આ રહ્યો, મારી મોટી બ્હેન ! હું આ રહ્યો." કહી રામસિંહ દોડી આવી તેને વળગી પડયો. પ્રમિલાએ વાત્સલ્ય ભાવે તેને હૃદય સાથે દબાવ્યો.

કાળરાત્રિના કોપનો પાર રહ્યો નહિ. તે વિકટસ્વરે ત્યાં ઉભેલા એક સરદાર સામે જોઈ કહેવા લાગી:-" સરદાર ! જાઓ, તપાસ કરો કે આ હરામજાદી ક્યાંથી નીકળી આવી. તે શી રીતે છૂટી અહિં આવી. જાઓ, ભયંકર પ્રપંચ રચાયો હોય એમ જણાય છે. ત્યાં જઈ ખૂબ તપાસ કરો અને પહેરેગીરની ભૂલ જણાય તો તેના સરદાર સાથે તેનો પણ ઘાત કરો. જાવ, વાર ન કરો."

"જેવી આજ્ઞા." કહી સરદાર ત્યાંથી ચાલતો થયો. તેના ગયા પછી કાળરાત્રિએ કરડી આંખે પ્રમિલા સામે જોયું; પ્રમિલા પણ તિક્ષણ નજરે તેની સામે જોઇ રહી. એટલામાંજ કાળરાત્રિએ પ્રમિલાને કહ્યું:-" છોકરી ! રામસિંહને દૂર ધકેલી દે."

" શા માટે ! તેણે તારૂં શું બગાડયું છે ? પ્રમિલાએ પૂછ્યું.

કાળરાત્રિ:-તેણે મારૂં સર્વસ્વ બગાડયું છે, આજ તેનું મ્હોત છે.

પ્રમિલા:-કોનું મ્હોત ! શું મારા રામસિંહનું મ્હોત ? અરે તેનું મ્હોત તો તેનાથી દૂર નાસતું ફરે છે તેની તને ખબર છે ?

કાળરાત્રિ-તેની ખબર તને હમણાંજ પડશે. તારા દેખતાં જ આ રામસિંહ લોહીમાં તરબોળ થઇને જમીનપર પડશે. હઠીલી છોકરી! જો, આ હાથમાં રહેલું ખંજર કંપી રહ્યું છે; તે રામસિંહનું લોહી પીવાને આતુર થઇ રહ્યું છે.

પ્રમિલાઃ—ઓ દુષ્ટ બલા ! તું શા માટે આવું ઘોર ઘાતકી કર્મ કરવાને તૈયાર થઇ છે ? આ રામસિંહ તારો પુત્ર છે તેનો મનમાં તો ખ્યાલ કર ?

કાળરાત્રિઃ—તે મારો પુત્ર નથી, તે તો સુનંદાનો પુત્ર છે. આ રાજ્યનો વારસ છે, અને તેથી જ તે મારી આંખ્યોનો કાંટો છે. પ્રમિલા ! સ્વાર્થની સગાઇમાં કોણ પુત્ર અને કોણ પુત્રી ?

પ્રમિલાઃ-આહ ગજબ ! ઓ જુલ્મી રાણી ! પ્રભુથી ડર. આ નિર્દોષના લોહીથી તારા હાથ ન ભર. રાત્રિ પછી દિવસ પણ ઉગે છે. રાણી તારો ઘણોજ અન્યાય છે.

કાળરાત્રિઃ-ઉગતા વૃક્ષને છેદવાથી તે મોટું થઇ નડતું નથી; અને થતા રોગને ઔષધ દેવાથી વ્યાધી વધતો નથી. તે પ્રમાણે શત્રુ સંતાનનો મૂળથીજ સંહાર કરવાથી ભવિષ્યમાં ભય પામવાનું રહેતું નથી. આ કાળરાત્રિનો એજ ન્યાય છે, બાકી સઘળે અન્યાય છે. હું આ રામસિંહને મારીશ. તેના ગળામાં ખંજર ભોંકી રક્તનો પ્રવાહ વહેવરાવીશ. હા ! ત્યારે જ આ આંખમાં ખૂંચી રહેલો કંટક દૂર થશે.

પ્રમિલાઃ-રાણી ! આટલું બધું અભિમાન શાને ધરો છો ? કોઇ સદાય કાયમ નથી રહેવાનું; તમારે પણ આખરે જવાનું છે. છતાં શા માટે ક્ષણિક સુખની લાલસાથી પ્રભુએ બનાવેલા આ નાના રમકડાના કટકા કરી કુદરતનો કોપ માથે ખેંચી લ્યો છો ? વિચારો, રામનગરનાં મહારાણી વિચારો !

કાળરાત્રિઃ-વિચારને સ્થાન આપવાની જગ્યા આ મગજમાં નથી. મારો વિચાર વૈરની વસુલાતમાં જ સમાએલો છે. છોકરી ! તારા અને મારા વિચાર જુદા છે.

પ્રમિલાઃ-રાણી! કદાચ આપ એમ સમજતાં હશો કે રામસિંહ મોટો થઇ ભવિષ્યમાં તમારી વિરૂદ્ધ વર્તશે, પણ ના-ના, એમ સમજશો નહિ. મારા રામસિંહને લઇને મને અહીંથી જવા દયો. હું દૂર દેશ નીકળી જઇશ અને કોઇ દિવસ પણ તમારી દૃષ્ટિએ પડીશ નહિ.

કાળરાત્રિઃ-ગાંડી છોકરી! તું મને સમજાવી શકવાને શક્તિવાન નથી. રાજ્યતંત્રની સંપૂર્ણ માહિતી તને હોય એમ સમજાતું નથી. માટે તું હવે બોલતી બંધ થા અને આ રામસિંહનું મ્હોતું ન જોઇ શકાય તો અહિંથી દૂર ચાલી જા.

પ્રમિલાઃ-હું મારા રામને લીધા સિવાય અહિંથી જનાર નથી. મારા દેખતાં રામસિંહનો પ્રાણ લેનાર જોઉં છું 'કે કોણ છે?' હદ થઇ. રાણી! તારા જુલ્મી જુલમની હદ આવી રહી. ઓ રામનગરની રાક્ષસી! હવે મને એમ જ ભાસે છે કે તારી જીવન દોરી પણ ખૂટી ગઇ છે. ઓ પિશાચિની!

'રડાવ્યું રામનગર ત્હેં, ચલાવી લોહીની નદીઓ,
કર્યાં કાતિલ કુકર્મી કામ, અરે સૌ રંગ મેં જોયો.
નથી નારી તું રાક્ષસી, ભર્યું છે ઝેરથી અંતર,
લીધા ત્હેં પ્રાણ નિર્દોષના, કર્યું કાળું ખૂની ખંજર.
હવે ખૂટયા છે દિન તારા, નહિ ચાલી શકે તંતર,
પલકમાં પ્રાણ પરવરશે, જશે તારૂં ખૂની ખંજર.'

કાળરાત્રિઃ-છોકરી! કોપની જ્વાળામાં સળગતીને વધારે ના સળગાવ. તારા બોલવાથી કાંઇ વળનાર નથી. સાક્ષાત દેવ આવે પણ આ રામસિંહ હવે જીવતો રહેનાર નથી.

પ્રમિલાઃ-રાણી! હું તમને કરગરીને કહું છું કે આ તમારા પુત્રનો પ્રાણ ન લ્યો. રાણી! દયા કરો, હું તમારા ચરણમાં પડીને

કહું છું કે તેના જીવને હાની ન પહોંચાડો. કહી પ્રમિલા તેના પગમાં પડી.

કાળરાત્રિઃ-ઉઠ, ઉદ્ધત છોકરી ઉભી થા. તારી સઘળી ચાલાકી જવા દે.

પ્રમિલાઃ-આ રામસિંહના જીવનદાનની મને ભીક્ષા આપો. હું તમારી પાસે ભીખ માગું છું.

કાળરાત્રિઃ-ભીખ ! કોની ભીખ ? જા-જા-હું તારી ભીખમાં ઠોકર મારૂં છું, માટે બોલતી બંધ થા, અને એ શત્રુકુમાર તું આગળ આવ." કહી કાળરાત્રિએ કુમારનો હાથ પકડ્યો.

પ્રમિલા ચીસ પાડી દોડી અને રામસિંહને છોડાવવાનો પ્રયત્ન કરતાં બોલીઃ-રાક્ષસી ! મૂકી દે, મારા રામને છોડી દે. તેને હજી મરણના મુખમાં પ્રવેશવાની વાર છે. કહી પ્રમિલા તેને ખેંચવા લાગી. આવું જોઇ કાળરાત્રિએ પાસે ઉભેલા સરદારને કહ્યું:-મારા બહાદુરો ! આને પકડી જંજીરોથી જકડી અહિંથી દૂર કરો.

"મને કોણ દૂર કરનાર છે ? આ વીરતનયાને બાંધનાર બળવાન કોણ સુઓ છે ? બતાવ, એ ક્રૂર રાણી બતાવ, અને તારૂં સઘળું જોર અજમાવ. આ પ્રમિલા ! રામસિંહના માટે પ્રાણ વિસર્જન કરવાને તૈયાર છે. જે મારા રામસિંહને મારશે તે પણ આ કટારથી યમસદનમાં સિધાવશે." કહી પ્રમિલાએ સાડીમાં છૂપાવેલી કટાર બહાર કાઢી, અને પુનઃ ઉગ્ર ક્રોધથી બોલીઃ-" આવો અને રાજપુત્રથી મને છૂટી પાડતાં શું રંગ જામે છે એ જુઓ," કહી પ્રમિલા હાથમાં કટાર પકડી રામસિંહને પડખામાં લઇ ભવાની સમાન વિકાળ વેશથી ત્યાં ઉભી રહી. સરદારો આગળ વધવાની હિંમત કરી શક્યા નહિ. કાળરાત્રિ ફરીથી બૂમ મારી કહેવા લાગીઃ-" નામર્દો ! એક છોકરીથી ભય પામી કેમ ઉભા રહ્યા છો ? તેને એકદમ પકડો, નહિ તો તમારાં માથાં જુદાં થયાંજ સમજજો."

સરદારો આગળ વધ્યા; પણ પ્રમિલાનું વિકાળ વદન જોઇ તેમના પગ પાછા પડવા લાગ્યા. છતાં પણ એક સરદાર હિંમત કરીને તેની નજીક ગયો કે તરત પ્રમિલાએ તેને કટાર ભોંકી જમીન પર સૂવાર્યો. આથી કાળરાત્રિ ખંજર ઉંચું કરી તેની નજીક ધસી જતાં બોલી:–" મારા સરદારનું ખુન ! "

" હા, અને જોજે કે હમણાં બીજાં કેટલાં થાય છે ખુન. " કહેતી પ્રમિલા પણ ક્રોધથી તેની નજીક દોડી ગઇ અને એકદમ કાળરાત્રિનો ખંજરવાળો હાથ પકડી બોલી ઉઠી:–" લે, આ પ્રમિલા અને રામસિંહને માર, શા માટે કરે છે વાર ? "

"દૂર જા શેતાન! " કહી કાળરાત્રિએ તેને જોરથી ધક્કો મારી દુર હડસેલી, આથી સરદારો ઉશ્કેરાયા અને હિંમતથી આગળ દોડયા. કાળરાત્રિ ભયંકર અવાજે કહેવા લાગી:–" પકડો એને, નહિં તો મારી નાખો. "

બળવાન સરદારોની આગળ એક અબળાનું શું ચાલી શકે ? સઘળાએ સામટો ધસારો કરી તેને પકડી લીધી. તેના હાથમાંથી કટાર છીનવી લેવામાં આવી; અને રામસિંહની સાથે વચમાં ઉભી રાખી. રાજકુમાર તેના કંઠે વળગી પુષ્કળ રૂદન કરવા લાગ્યો. પ્રમિલા સજળ નયને તેને છાતી સરસો દાબી નિડરતાથી ઉભી રહી. એવામાંજ કાળરાત્રિએ વિકટસ્વરે કહ્યું:–" ચાલ છોકરી ! તું પણ તૈયાર થા, હું તને રામસિંહની સાથેજ વિદાય કરૂં છું. "

" હું તૈયાર છું. મારા રામસિંહની પહેલાં સ્વર્ગમાં જવાને આતુર છું. " કહી પ્રમિલા નીચે ઘુંટણે બેઠી. રાણીએ ખંજર ઉચું કર્યું. રામસિંહે કારમી ચીસ નાખી આખું જંગલ ગજાવી મુક્યું. તેની ચીસનો પડઘો ચારે દિશાએ ફેલાઇ રહ્યો. તે સાથે જ સામેની

ઝાડીમાં ખડખડાટ થયો. કાળરાત્રિ અને તેના સરદારો ચમકીને એ તરફ જોવા લાગ્યા. સામેની ઝાડી પાસે આવેલા એક ઉંચા ટેકરા ઉપર કોઇ ફાનસ પકડીને ઉભેલું જણાયું. તે ઉભા રહેનારે ફાનસ-ઉંચુ કરી ત્યાંથી પ્રકાશ ફેંક્યો. કાળરાત્રિ કાષ્ટના પુતળાની માફક એ તરફ નિહાળી રહી. પ્રકાશ ફેંકનાર માણસ ધીમે ધીમે ટેકરા પરથી નીચે ઉતરવા લાગ્યો. રાણી અને સરદારો અનેક પ્રકારના તર્ક વિતર્ક કરતા તેની તરફ જોઇ રહ્યા.

## પ્રકરણ ૨૩ મું.

### " વિલક્ષણ ઘટના."

ટેકરા પરથી નીચે ઉતરી આવનાર માણસ સમસ્ત શરીરે ભગવા અંચળાથી ઢંકાએલો હતો. એથી અનુમાન થતું હતું કે તે કોઇ સંન્યાશી હોવો જોઇએ. પ્રમિલા અને રામસિંહ આતુર નેત્રે તેની તરફ જોઇ રહ્યાં. કાળરાત્રિ અને તેના સરદારોના આશ્ચર્યનો તો પાર નહોતો. કાળરાત્રિ મનમાં બોલતી હતી કેઃ-" એ સાધુરામ કોણ હશે ! અને તે આ તરફ શા માટે આવતો હશે ? એ અરસામાં જ તે સાધુએ ત્યાં આવી હાંથમાંનું ફાનસ ઉંચુ કરી સઘળાંનાં મુખ જોઇ લીધાં. કાળરાત્રિ તિક્ષણ નજરે તેની સામે જોઇ રહી. સાધુએ પ્રમિલા અને રામસિંહની સામે જોયું. તત્કાળ પ્રમિલા ગળગળે સાદે બોલી ઉઠીઃ-પ્રભુ ! અમને બચાવો. આ રાક્ષસીના જુલમથી છોડાવો.

" હું તેથીજ અહિં આવ્યો છું. બાળકો ભય પામશો નહિ. તમે અભય છો." સાધુએ તેમના માથે હાથ મૂકીને કહ્યું. તે

પછી થોડીવારે કંઇક વિચાર કરી તે સાધુએ કાળરાત્રિના સામે જોઇ પૂછયું:—"રામનગરની રાણી! ત્હેં આ કાળી રાત્રે આ શું તોફાન મચાવ્યું છે?"

કાળરાત્રિઃ—તે પૂછવાની તને શું સત્તા છે? ભટકતા ભીખારી! તું અહિં શા માટે આવ્યો છે? શું તારો કાળ તને પરાણે અહિં ખેંચી લાવ્યો છે?

સાધુઃ—ઓ મસ્ત થએલી મહિલા! હું પ્રભુના દરબારમાંથી આ નિર્દોષ બાળકોનું રક્ષણ કરવાને આવ્યો છું; અને તારી થનાર પાયમાલીના સમાચાર લાવ્યો છું.

કાળરાત્રિઃ—હું વધારે વિવેચન સાંભળવાને ખુશી નથી. તું જાણતો નથી કે રામનગરની રાણી તારા જેવા સાધુ શયતાનની શત્રુ છે?"

સાધુઃ—સાધુવૃત્તિના માણસ આગળ શત્રુ પણ મિત્ર થઇ જાય છે. મદાંધ થએલી માનુની! સમજ, કેટલા કાળ જીવવાને માટે તું આવાં ઘોર કર્મ કરી રહી છે? બસ હવે હદ થઇ. દુષ્કર્મમાં તારી આખી જીંદગી ચાલી ગઇ. માટે હજી સમજ. કાળને વશ થતાં પહેલાં પરલોકનું ભાતું તૈયાર કરી લે.

કાળરાત્રિઃ—તું એકદમ બોલતો બંધ થા, ઓ ભટકતા ભીખારી તું હજી આ રામનગરની રાણીને બરાબર ઓળખતો હોય એમ જણાતું નથી? સાંભળ, આ બળવાન રાણીના એક હાથમાં કાળને વશ કરવાનું ખંજર રહેલું છે અને આ બીજા હાથની મુઠીમાં તારૂં મ્હોત સમાએલું છે. માટે જા, જીવવું હોય તો ચાલ્યો જા.

સાધુઃ—હું તારા કહેવાથી કદાપિ જનાર નથી; તેમ તારો ડરાવ્યો પણ ડરનાર નથી. રાણી! તું મને ઇજા કરવાને શ-

ક્તિવાન નથી, મારૂં શરીર વજ્રનું છે. આ ભગવો અંચળો મારૂં અભેદ બખ્તર છે; તેની આગળ તારૂં ખંજર નકામું છે. તું ગમે એટલી સત્તાવાન અને બળવાન છે, પણ મારી આગળ લાચાર છું. સત્તાનો દુરૂપયોગ કરતી રાણી! શા માટે આટલો ગર્વ કરી જુલમ ગુજારે છે? અરે શા માટે પ્રભુનો ભયંકર ક્રોધ માથે ખેંચી લે છે?

કાળરાત્રિઃ—તે જાણવાની તારે જરૂર નથી. તું હવે જણાવ કે અહીં શા માટે આવ્યો છે અને તું કોણ મુઓ છે?"

સાધુઃ—મ્હેં તને પ્રથમ જ જણાવ્યું કે હું પ્રભુની પાસેથી આવ્યો છું. રાણી! કિરતારના દરબારમાં આ નિર્દોષ બાળકોની ફરિયાદ નોંધાઇ છે. તેથી તેનો જવાબ લેવા અને આ બાળકોનું એક રક્તપિપાશી પિશાચિનીના પંજામાંથી રક્ષણ કરવાને હું તારી પાસે આવ્યો છું. બોલ બીજું કાંઇ પૂછવું છે?

કાળરાત્રિઃ—ઓ બેઅદબ! ત્હેં આજ મારૂં ભયંકર અપમાન કર્યું છે. ઓહ! હું તને શું કરૂં?

સાધુઃ—તારાંથી થાય એ કરી લે, હું તારી સામેજ ઉભો છું.

કાળરાત્રિઃ-એમ તો ઉભો રહે–ઉભો રહે, હું આ પળે જ ખંજરથી તારા પ્રાણ પરહરૂં છું. કહી કાળરાત્રિ તેની સામે દોડી. તેને દોડી આવતી જોઇ એ સાધુરામે ઘોઘારી અવાજે ભયંકર બુમ મારીને કહ્યું.–' બસ, એટલેજ રહેજે; અને તારા મનનો વિચાર ત્યાંથી જ જણાવજે."

તેનો ભયંકર અવાજ સાંભળી કાળરાત્રિ આગળ વધતી અટકી, સઘળા સરદારો પણ ધ્રુજી ઉઠયા. પુનઃ કાળરાત્રિ વિકટ સ્વરે બોલીઃ– "સાધુરામ! મારો વિચાર આ લોકોની સાથે તારો પણ નાશ કરવાનો છે. આ હાથ તમારા શરીરમાં ખંજર ભોંકવાને ચળવળી રહ્યા

છે. આ નેત્રો તમારૂં લોહી નિહાળવાને આતુર થઇ રહ્યાં છે, બસ-મ્હોત' હવે આ ખંજરથી તમારા સર્વનું મ્હોત. ”

સાધુઃ-રાણી ! મ્હોત-મ્હોત શું બકે છે ? મ્હોત શી વસ્તુ છે તે હું જાણતો નથી. માટે મ્હોતનું નામ દઇ કોઇ નામર્દને ડરાવ કે જેથી તે ડરી જાય. હું તારાથી લગીર પણ ભય પામનાર નથી. માટે આવ, અમારા પ્રાણ લેવા સુખેથી દોડી આવ, અમે તારી સામે જ ઉભાં છીએ. બાળકો ! ઉભાં થાઓ. કહી તે સાધુએ પ્રમિલા અને કુમારને ઉભાં કર્યા. કાળરાત્રિ ક્રોધાંધ થઇ ખંજર ઉંચું કરીને પુનઃ ધસી કે તરત તે સાધુરામે અંચળામાંથી ભરેલી પિસ્તોલ બહાર ખેંચી કાઢી અને તેના સામે ધરી કહ્યુંઃ—“ ખબરદાર એટલે જ રહે. ”

“ ઓહ ! દગો. ” કાળરાત્રિ પિસ્તોલ જોઇ સ્તબ્ધ બની, અને કંઇક વિચાર કરી બોલીઃ-“ હું સમજી ગઇ છું કે તું કોઇ સાધુના રુપમાં આવેલો મારો શત્રુ છે, જણાવ કે તારો હવે શું વિચાર છે ? ”

સાધુઃ—મારો વિચાર આ બાળકને બચાવવાનો છે.

કાળરાત્રિ—તે તારો વિચાર હવામાં ઉડી જશે. હમણાં જ આ છોકરો મારા ખંજરને સ્વાધિન થશે.

સાધુઃ—તે પહેલાં તો આ પિસ્તોલ તને જમીનદોસ્ત કરશે.

કાળરાત્રિઃ—ઓહ ! શું મને મારવાનો વિચાર ?

સાધુઃ—હા, સરકાર ! મારો એજ વિચાર. કારણ કે હવે તમારા દિવસો ભરાઇ ચૂકયા છે.

તેના શબ્દો કાળરાત્રિને હાડોહાડ લાગી આવ્યા. મહા પરાણે તેણે મનને શાન્ત કરી કંઇક વિચાર કરી એક સરદારને પાસે બોલાવી તેના કાનમાં કંઇક સુચના કરી વિદાય કર્યો. સરદારને

જતો જોઇ સાધુ બોલી ઉઠયો:–રાણી! મ્હેં તારા મનનો વિચાર જાણ્યો છે. ત્હેં મને પકડવાનો વિચાર કર્યો છે, અને તેથી જ ત્હેં તારા સરદારને બીજા માણસોની મદદ લેવાને રવાના કર્યો છે. કેમ ખરૂં કે નહિ? પણ યાદ રાખજે કે એક સમયે તારા અસંખ્ય સૈનિકો અહીં આવશે તોપણ મને પકડી લેવાને સમર્થ થશે નહિ, મારી સાથે એક બળવાન માણસ નિરંતર છાયારૂપે રહે છે. તે એક પળવારમાં બળવાન સૈનિકોને બોલાવી શકે છે. રાણી! જો, તારે તેને જોવો હોય તો જોઇ લે." ફરી તે સાધુએ ધીમો પણ એક તીવ્રઅવાજ કર્યો, જેથી તત્કાળ કાળાં વસ્ત્રથી ઢંકાએલો એક બળવાન માણસ અચાનક ત્યાં દોડી આવી સાધુની પાસે ઉભો રહ્યો. તેના સામે જોઇ સાધુએ કહ્યું:–" તમે આ બાળકોનું રક્ષણ કરો."

કાળરાત્રિ તો આવો અજબ ચમત્કાર નિહાળી જડવત્ ઉભી રહી. પણ અંતે કંઇક વિચાર કરી તે બોલી:–" સાધુરામ! મારા એક સવાલનો જવાબ આપ?"

સાધુ:—તારે શું પૂછવું છે?

કાળરાત્રિ:—તારો ઇરાદો જણાવ કે તું મને મારવાને આવ્યો છે?

સાધુ:—હું હાલ તને મારવાના વિચારથી નથી આવ્યો; પણ આ બાળકોનું રક્ષણ કરવાને આવ્યો છું. તું આમને જીવતાં છોડી દે તો હું તેમને લેઇ અહિંથી ચાલ્યો જાઉં.

કાળરાત્રિ:—હું તેમને જીવતાં છોડનાર નથી.

સાધુ:—તો તું પણ સમજજે કે હું તેમને લીધા વિના અહિંથી જનાર નથી.

કાળરાત્રિ:—ઓ સાધુ! હું તારાં વચન હવે સહન કરી શકતી નથી. જણાવ, જણાવ, ઓ સાધુરૂપના શયતાન! તું સાધુના

રૂપમાં છૂપાએલો કોણ છે ? તારામાં મને કંઈક ભેદ ભાસે છે ?

સાધુઃ—મારો ભેદ ન્યારો છે. રાણી તે જાણવાના વિચારનો ત્યાગ કર, તેમાં તારૂં શ્રેય સમાએલું નથી.

કાળરાત્રિઃ—સારા નરસાની મને પરવાહ નથી, જણાવ કે તું કોણ છે ?

“ એમ ! તારે જાણવું છે કે હું કોણ છું ? તો લે, જોઇ લે કે હું કોણ છું ? ” કહી તે સાધુએ ભગવો અંચળો ઉતારી દૂર ફેંકી દીધો.

વાચકો તે સાધુ બીજો કોઇ નહિ પણ આપણો પરિચિત “ સંકેતપુરૂષ ” હતો.

ભગવો અંચળો દૂર થતાં તે શસ્ત્ર-અસ્ત્રથી સજ્જ થએલા એક બળવાન માણસ જેવો જણાવા લાગ્યો. કાળરાત્રિ આંખો ફાડી તેની સામે જોઇ રહી. પુનઃ તે સંકેતપુરૂષે પૂછ્યું:—“ કેમ ! હવે ઓળખાણ પડી ? ”

કાળરાત્રિ બેબાકળી બની ગભરાએલા અવાજે બોલી ઉઠીઃ—“ હું...હું...ત...તને ઓળખી ગઇ છું, તું...તું...પેલો ઉદય”...

“ હા, હું ઉદયસિંહ પોતેજ.”

“ ઓહ ! શું તું જીવતો છે ? ”

“ હા, જીવું છું; અને તારા કર્મનું ફળ આપવાને તારી પાછળજ છાયારૂપે ફરૂં છું. ચંડાળણી ! બોલ, જવાબ આપ કે મારી પ્રિય પત્ની ગુણસુંદરી અને મારો વ્હાલો કુમાર ક્યાં છે ? બોલ જલ્દી બોલ, ઓ ઘોર ઘાતકી નારી ! તે નિરપરાધીઓ હાલ ક્યાં છે ? ”

“ તેઓ સ્વર્ગમાં છે. તેમને જોવાની તારી આશા હવે નકામી છે.”

"હાય, હું તો એમ સમજતી હતી કે તું મરણ પામ્યો છે. અફસોસ! હું ઠગાઇ છું. ઉદય ઉદય! ત્હેં મને અનેક સ્વરૂપે ઠગી-ડરાવી છે. સંકેતપુરૂષ તરીકે રહી ત્હેં મને ઘણી ગભરાવી છે. બસ આજે તારો ભેદ ખુલ્યો છે. જા, ઉદય! જા, હું તને નિર્વિઘ્ને જવા દઉં છું."

"તું મને જીવતો જવા દઇશ પણ હું તને જીવતી રહેવા દઇશ નહિ,"

"શા માટે તું મને મારવાને ચાહે છે? તારે ને મારે શું વૈર છે?"

"તારે અને મારે પાકું વૈર છે. મારી પ્રાણવલ્લભાનો અને મારા પ્રિય બાળકનો નાશ આ હૃદયમાં સાલે છે. કુલટા! હું વૈરથી અંધ થયો છું અને એજ કારણથી તારો જવાબ લેવા તારી પાસે આવ્યો છું."

"મારો જવાબ? એક સત્તાધિશ રાણીનો જવાબ લેતાં તારે વિમાસવું પડશે. મારા એક શબ્દથી જ તારે જમીન પર લોહીમાં તરબોળ થઇને પડવું પડશે. જા, હું તારી પર દયા દર્શાવું છું. તું હવે પ્રથમનું વૈર તજી દઇ મારી સાથે આનંદથી નિવાસ કર."

"તું મારી પર દયા કરનાર કોણ? હું તો તને ધિક્કારૂં છું. તું કુલટા છે, સુંદર રૂપમાં અવતરેલી ચૂડેલ છે."

"ઉદય! બોલતો બંધ થા, નહિ તો તારી જીભ ખેંચી નાંખીશ." કહી કાળરાત્રિ આસપાસ જોવા લાગી. એ અરસામાં જ મદદને માટે ગએલો માણસ કેટલાક ઘોડેસ્વારો સાથે ત્યાં આવી પહોંચ્યો. તેમને જોતાં જ રાણીએ ભયાનક સ્વરે કહ્યું:-"સરદારો આ ચંડાળોને પકડો."

રાણીની આજ્ઞાને માન આપી સરદારો પકડવાને દોડયા કે તરત ઉદયની પાસે ઉભા રહેલા કાન્તિસેને તલવાર ખેંચી. ઉદયે તેનો હાથ પકડી કહ્યું:–" શાન્ત ! મારા બહાદુર યોદ્ધા શાન્ત. તારી તલવાર મ્યાન કર. આપણને કોઇ પણ ઇજા પહોંચાડવાને સમર્થ નથી. " કહી તેણે સરદારો સામે જોઇ કહ્યું:–" રામનગરની રાક્ષસીના ગુલામો ! અમારી નજદીક આવતાં વિચારજો. સાહસ કરીને આગળ આવશો તો પલકમાં મુડદાં થઇને જમીન પર પડી તરફડશો. "

સરદારો કાળરાત્રિ સામે જોવા લાગ્યા. એટલામાં જ ઉદયે કાળરાત્રિને ભયાનક સ્વરે કહ્યું:–" નરાધમ નારી ! તારી સઘળી પ્રપંચ જાળને હું પલકમાં ચીરી નાખીશ. તારી ઉપર દૈવનો કોપ ઉતરી ચૂકયો છે. નીચ નારી ! જા અત્યારે રામનગર જવું હોય તો જા, થોડીવાર સુખ ભોગવવાને પલાયન કરી જા, કારણ કે તારા રામનગર પર આજ સવારમાં જ હલ્લો થનાર છે. "

" મારા રામનગર પર હલ્લો લાવનાર કોણ છે એવો બળવાન ?"

" તારો નાશ કરવા અને રામનગરને પાછું લેનાર આ ઉદયસિંહ પોતેજ છે શકિતવાન. "

" જા, જા શયતાન ! તારાથી શું થનાર છે ?" કહી કાળરાત્રિએ ઘોડેસ્વાર સરદારો સામે જોઇને કહ્યું:–" બળવાનો ! આગળ વધો; અને સઘળાંને પકડી કાળા કિલ્લામાં લઈ ચાલો. "

સરદારો ધસી આવે તે પહેલાંજ ઉદયસિંહે ખભાપર ભરાવેલું રણશિંગુ ફુંકયું. તેના ઘોર ગંભીર અવાજથી જંગલ ખળભળી ઉઠ્યું. મોટો કોલહાલ મચી રહ્યો. કાળરાત્રિ અને સરદારો ભયથી વિહ્વળ બની જોઇ રહ્યા. સામેની ઝાડીમાંથી અસંખ્ય ઘોડેસ્વારો દોડી આવતા જણાયા. કાળરાત્રિ ધ્રુજી ઉઠી. તરત તેણે

પાસે ઉભેલા સરદારની પાસે પોતાનો ઘોડો મંગાવ્યો અને ઉદયની નજર ચુકાવી રાણી ઘોડેસ્વાર થઇ. સરદારોને ચાલવાની તેણે ઇશારત કરી. અને સામેના ઘોડેસ્વારો આવે તે પહેલાં તો ત્યાંથી નાસવા લાગી. તેના સરદારો તેની પાછળ ઘોડાને દોડાવી નાસવા લાગ્યા. કાન્તિસેન તેમની પાછળ જવાને તત્પર થયો, પણ ઉદયસિંહે તેને અટકાવી તેના કાનમાં કંઈક વાત કહી. આવનાર ઘોડેસ્વારો ત્યાં આવી ઉભા રહ્યા. સૌથી આગળ ઘોડાપર પ્રતાપ અને નરેન્દ્ર હતા. તેઓ નીચે ઉતરી ઉદયની પાસે આવીને ઉભા રહ્યા. પ્રતાપને જોતાં જ પ્રમિલા તેના કંઠે વળગી પડી. રામસિંહ તેની કમ્મરે બાઝી પડયો. તેમની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. પાછળ ઉભેલા ધર્મદાસે આગળ આવી રાજકુમારને ઉંચકી છાતી સરસો દબાવ્યો. કુમારે નીચે ઉતરતાં પૂછ્યું:—“ ભાઈ હમીર ક્યાં છે ? ” આ રહ્યો ભાઇ, કહી હમીર વસંતની પાસેથી દોડી આવ્યો, બન્ને બાળકો એક બીજાને મળી આનંદ પામ્યા, ત્યારબાદ ઉદયસિંહ સર્વ સાથે છાવણીમાં આવ્યો. તેણે મોડી રાત સુધી મોટા સરદારોની સાથે મસલત ચલાવી નિર્ણય કર્યો કે સવારના પહોરમાં જ રામનગર તરફ કુચ કરવી. સૈન્યના એક વિભાગપર પ્રતાપસિંહ, બીજાપર નરેન્દ્રસિંહ, ત્રીજાપર પોતે અને ધર્મદાસ અને ચોથાપર કાન્તિસેન અને પ્રમિલાની નિમણુંક કરી. વસંતને હમીર અને રામસિંહનું રક્ષણ કરવાનું સૂચવ્યું. એવી રીતે સર્વ વ્યવસ્થા કરી સઘળાં થોડીવારને માટે આરામ લેવા લાગ્યાં.



# પ્રકરણ ૨૪ મું.

## " રણરંગ "

કાળરાત્રિ અને તેના સરદારો પૂર્ણવેગથી ઘોડાઓને દોડાવતા રામનગરમાં આવી પહોંચ્યા. રાણીની સ્થિતિ વિચિત્ર પ્રકારની થઇ રહી હતી, તેના ક્રોધની સીમા નહોતી. તેણે યુદ્ધ કરવાનો નિશ્ચય કરી દીધો. તેણે નગરમાં આવી સૈન્ય એકઠું કરવાની સરદારોને આજ્ઞા કરી. સરદારો ચાલ્યા ગયા. રાણીએ મહેલમાં આવી તરત અબુધસિંહને બોલાવી મંગાવ્યો. તેણે તેની સાથે યુદ્ધ સંબંધે મસલત ચલાવી અને પછી દરબારને ભરવાનો હુકમ કર્યો. પહેરેગીરોને રણશિંગા ફુંકી સર્વને જાગૃત કરવાની આજ્ઞા આપી. રાત્રિના શાન્ત સમયે રણશિંગાનો ભયાનક અવાજ શ્રવણ કરી આખું નગર ખળભળી ઉઠયું. સૈનિકો શસ્ત્ર-અસ્ત્ર સજ્જ થઈ દરબારગઢમાં આવવા લાગ્યા. ઘોડેસ્વારોની દોડાદોડી થવા લાગી. રણનાં રણતુરો વાગવા માંડયાં. બંદુકોના બ્હાર થવા લાગ્યા. જોતજોતામા દરબારગઢનું મેદાન સૈનિકોથી ભરાઇ ગયું. રાણીએ સૈનિકો સમક્ષ યુદ્ધનું જુઠું કારણ સમજાવી તેમને ઉશ્કેર્યા. તેણે તેના સૈન્યના ત્રણ ભાગ પાડયા. દરેક ટુકડીની પર કંટકસિંહ-કુટિલસસિંહ અને કામાંધસિંહ નામક સરદારોને સેનાપતિ બનાવ્યા અને તેમની ઉપર અબુધસિંહ અને માનવ રાજની નિમણુંક કરી. કાળા કિલ્લામાં મોકલેલા થોડાક સૈન્યને ત્યાં જ રહેવા દઈ તેનું સેનાપતિ પદ કાળસિંહ નામક સરદારને સોંપી તેજ ક્ષણે તેને ત્યાંથી વિદાય કરી દીધો. મોટું મળસકુ થતામાં તો તેણે સઘળી તૈયારી કરી દીધી અને પોતે સૈન્યને મોખરે ઘોડા પર સ્વાર

થઈ રામનગરની બહાર નીકળી, બહાર નીકળતાંજ તેણે શત્રુ સૈન્યને દૂરથી આવતું નીહાળ્યું. કાળરાત્રિએ સૈન્યમાં ફરી યુદ્ધ વિષેની દરેકને સુચના આપી દીધી. તેણે પોતાના સૈન્યને અર્ધચંદ્રાકારે ગોઠવી પોતે સૈન્યને મોખરે પાંચસો બળવાન શરીર રક્ષકોથી વિંટાઇને ઉભી. થોડીવારમાં જ સામેથી શત્રુ સૈન્ય આવી પહોંચ્યું. સૌની આગળ ઉદયસિંહ ઘોડેસ્વાર થએલો હતો. પ્રતાપ-નરેન્દ્ર-ધર્મદાસ-કાન્તિસેન વગેરે પોતપોતાની ટુકડીઓ સાથે આવી ઉભા. સૂર્ય ઉદય થતાંજ રણતૂરો જોસથી વાગવા માંડયાં. વીર યોદ્ધાઓ શૌર્યથી ડોલવા લાગ્યા, યુદ્ધનું નિશાન ઉભું થયું. બન્ને પક્ષને યુદ્ધ કરવાની આજ્ઞા મળી. મારો કાપોના પોકારો સાથે યુદ્ધ શરૂ થયું. આયુધો ઉછળવા લાગ્યાં. તીરનો વરસાદ વરસવા લાગ્યો, બંદુકોના ધુમાડાથી આકાશ કાળઃ રંગનું જણાવા લાગ્યું. સૈનિકોની ચીસોથી અને ઘોડાઓની દોડાદોડીથી રણભૂમિ ગાજી રહી. મદોન્મત્ત સૈનિકો મૃત શબપર પગ દઇ ઠેકવા લાગ્યા. ઉદયસિંહ-પ્રતાપ-નરેન્દ્ર ધર્મદાસ વગેરે ઇષ્ટ પ્રસંગ પ્રાપ્ત થવાથી વિકાળ વાઘની માફક ગર્જના કરી ચારે તરફ ઘુમતા હતા, તેમની તુલવારો સૂર્યનાં સોનેરી કિરણોથી વિજળીની માફક ઝબુકા મારતી શત્રુઓનાં શિર છેદતી હતી. વીર વેષથી શોભતાં પ્રમિલા-વસંત અને કાન્તિસેન અતુલ પરાક્રમ કરતાં સૈનિકોને રણોન્માદ ચઢાવતાં ચારે તરફ ઘુમતાં હતાં. ઉદયસિંહના ક્રોધનો પાર નહોતો. તે વારંવાર શત્રુ સૈન્યમાં પ્રવેશી કાપણી ચલાવતો હતો. યુદ્ધની ભયંકરતા વધવા લાગી. લોહીની નીકો ચાલી રહી. સૈનિકોનાં માથાં પગરવટે ચઢવા લાગ્યાં. સૈનિકોનું બૂમરાણ અને હથીઆરોના ખડખડાટથી જબરો કોલાહલ મચી રહ્યો. વીર યોદ્ધાઓ વેગથી દોડીને સામા હરિફોને કંપાવવા લાગ્યા. કાળરાત્રિનો કોપ આ સમયે ચંડીકા સમાન હતો.

પ્રલય કરનારી દેવી જાણે યુદ્ધમાં આવી હોય એવી રીતે તે ઘુમતી હતી. તેના સૈનિકો અને સરદારો તેનું અનુકરણ કરી લડતા હતા. અણુધસિંહ ઘોડાને આમથી તેમ દોડાવી સૈન્યની વ્યવસ્થા રાખતો હતો. અતુલ પરાક્રમ કરતી કાળરાત્રિ તેના અંગરક્ષકો સાથે ઉદયસિંહની સમક્ષ આવી પહોંચી. બન્નેના ઘોડા સામસામે આવી ગયા, ત્યાં જબરૂ યુદ્ધ મચી રહ્યું. ઉદયસિંહ તેને જોતાં જ પોકારી ઉઠયો:–"કાળરાત્રિ ઘણું સારૂ થયું કે તું મારી સામે આવી, હું આજ મારા વૈરની વસુલાત કરૂ છું." કહી તેણે તેનો લાંબો ભાલો તેનીપર ફેંકયો. ભાલાનો પ્રહાર રાણીના બખ્તરને વાગી વૃથા ગયો. કાળરાત્રિ રૌદ્ર સ્વરે બોલી ઉઠી.–" ઉદય! તને ઘા કરવાની આવડત નથી, જો ઘા તો આમ થાય." કહી તે ક્રૂર રાણીએ અશ્વને કુદાવી ઉદયપર ખંજરનો ઘા કર્યો. ઉદયે ઘોડાને આડો ફેરવી દીધો, ખંજરનો ઘા ઘોડાપર પડયો, અને ઘોડો મરણને શરણ થયો. ઉદયસિંહ જમીન પર પડયો. રાણીના અંગ રક્ષકો તેની પર ટૂટી પડયા. પોતાના સરદારને બચાવવા સૈનિકો જીવપર આવી શત્રુઓને હઠાવવા લાગ્યા. પણ ત્યાં શત્રુઓનું પ્રબળ હોવાથી ટપો ટપ રણમાં સુવા લાગ્યા. ઉદયસિંહનું જીવન જોખમમાં જોતાંજ વીર પ્રતાપ–નરેન્દ્ર ધર્મદાસ પોતપોતાની ટુકડીઓ સાથે ત્યાં ધસી આવ્યા. ઉદય બીજા ઘોડાપર સ્વાર થઈ કાળો કેર વર્તાવવા લાગ્યો. કાળરાત્રિએ ખભે ભરાવેલા રણશિંગાનો નાદ કર્યો. કે જેથી પાછળ લઢતા ઘોડેસ્વારોએ કારમી કીકીઆરી કરી હલ્લો કર્યો. જેમ જેમ સમય જતો ગયો તેમ–તેમ યુદ્ધની ભયંકરતા વધવા લાગી. કાળરાત્રિ ઉદયસિંહ–પ્રતાપ–નરેન્દ્ર વગેરેને છુટા પાડવાની યુક્તિ કરવા લાગી. તેણે માનવરાજ અને કંટકસિંહને

ધસારો કરવાની આજ્ઞા આપી. બન્ને સરદારો સૈન્ય સાથે પ્રતાપ અને નરેન્દ્ર પર તૂટી પડયા. બન્ને વીર યોદ્ધાઓ વીરતાથી લડવા લાગ્યા. કાળરાત્રિ અને બીજા સરદારોએ હલ્લો કરી તેમની મદદે જતા સૈન્યને અટકાવ્યું. ઉદયસિંહ તેમની મદદે જવાનો લાગ તપાસતો હતો; પણ તેને કુટિલસિંહ અને કામાંધસિંહે રોકી રાખ્યો હતો. કાળરાત્રિ ઉગ્ર કોપથી શત્રુઓનો સંહાર કરતી પ્રતાપ અને નરેન્દ્રની તરફ દોડી ગઇ. ઉદયસિંહ–ધર્મદાસ–કાન્તિસેન–પ્રમિલા વગેરે પૂર્ણ પરાક્રમ દર્શાવતાં સામેના શત્રુઓને હઠાવવાનો પ્રયત્ન કરવા લાગ્યાં. શત્રુઓ પર્વતની માફક અડગ થઇને યુદ્ધ કરતા હતા. પેલી તરફ કાળરાત્રિ અને તેના બન્ને સરદારોએ જબરો ધસારો કર્યો હતો. પ્રતાપ અને નરેન્દ્ર શત્રુઓની ટક્કર ઝીલવા લાગ્યા. કારસ્થાની રાણીએ સૈન્યને એવી રચનામાં ગોઠવી દીધું કે જેથી પ્રતાપ અને નરેન્દ્ર સૈનિકો સાથે લગભગ ઘેરાઇ જવાની અણી પર આવ્યા. કાળરાત્રિ ભયંકર ખૂમો મારી આક્રમણ કરવા લાગી. પ્રતાપ–નરેન્દ્ર તેમની ટુકડીઓ સાથે ઘેરાઇ ગયા. તેમની ઉપર ચારે તરફથી શત્રુઓ મારો ચલાવવા લાગ્યા. બીજી બાજુએ યુદ્ધમાં ઘુમતા કાન્તિસેનની નજરે એ દેખાવ દેખાયો. તેણે તત્કાળ રણશિંગાનો નાદ કરી પોતાના સૈનિકોને પાછળ હઠવા ઇસારતથી સમજાવ્યું; તેની ટુકડી પાછળ હઠવા લાગી. અબુધ અને માનવરાજ તેમની પર ધસી આવ્યા. યુદ્ધની પરિસ્થિતિ બદલાતાં ઉદયસિંહ ગભરાયો. તેનું તમામ સૈન્ય છૂટું પડી જુદે–જુદે સ્થળે લઢતું હતું; અને શત્રુ સૈન્ય એકત્ર રહી દૃઢતાથી લઢતું હતું. ગમે એ પ્રકારે સૈન્યને એકત્ર કરવું એ વિચાર૰ રથી શત્રુ સૈન્યને કાપતો ઉદયસિંહ મહા પ્રયત્ન કરવા લાગ્યો. તેણે કાન્તિસેનને પાછળ હઠવાનું કારણ પૂછ્યું. કાન્તિસેને હાથ લાંબો

કરી પ્રતાપ-નરેન્દ્રની સ્થિતિનું અવલોકન કરાવ્યું. ઉદયસિંહના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે ભયાનક ક્રોધથી સૈનિકોને ઉશ્કેરી પ્રચંડ ધસારો કર્યો. તેના વેગથી અબુધ-કામાંધ સૈન્ય સાથે પાછળ હઠવા લાગ્યા. કાન્તિસેન અનુકુળતા થતાં સૈન્ય સાથે પ્રતાપ અને નરેન્દ્રની તરફ દોડયો; અને અલ્પ સમયમાં જ ત્યાં આવી શત્રુઓ પર ટૂટી પડયો. મદદ મળતાં જ પ્રતાપ અને નરેન્દ્ર ઉગ્ર કોપથી ધસ્યા. તેમના સૈનિકો કારમી કીકીયારી કરી શત્રુઓને કાપવા લાગ્યા. તલવાર-તીર-ભાલા—બરછી વગેરે આયુધો ઉછળવા લાગ્યાં. ઉદયસિંહે સમય મળતાં રણશિંગાનો અવાજ કરી સર્વ સૈન્યને એકજથ્થે થઇ જવાનું સૂચન કર્યું. થોડીવારમાં સૈનિકો એકત્ર થઇ ગયા. મધ્યાન્હનો પ્રખર તાપ પડતો હતો. પરસેવાના ઝેએ-ઝેબ વળતા હતા, છતાં પણ દેશદાઝ હૈડે ધરાવનારા સૈનિકો મદોન્મત્ત હાથીની માફક ઘુમતા હતા. પ્રતાપ—નરેન્દ્ર—કાન્તિસેન વગેરે લોહીથી સમસ્ત શરીરે રંગાઇ વિકાળ દેખાવે શત્રુઓનાં શિર જુદાં કરતા હતા. પ્રતાપ ઉગ્ર ક્રોધથી ગર્જના કરીને કહેતો હતો કેઃ-" લઢો, લઢો, મારા વીર યોદ્ધાઓ લઢો. રામનગરના અસ્ત પામેલા સૂર્યનો ઉદય સમિપ આવ્યો છે, આપણો વિજય છે." આમ કહેતો વીર પ્રતાપ સૈન્યને ઉશ્કેરી શત્રુ દળમાં ભંગાણ પાડવા લાગ્યો. પ્રતાપની ટુકડીના ધસારાથી બીજા યોદ્ધાઓ પણ પૂર્ણ વેગથી ધસ્યા; અને શત્રુદળને ઘાસની માફક કાપવા લાગ્યા. શત્રુઓ પાછળ હઠવા લાગ્યા. સાંજ પડતાં તો તેમાં ભંગાણ પડયું. સામેના જબરા હલ્લાથી કાળરાત્રિના સૈનિકો નાસવા લાગ્યા. રાણીએ તેઓને અટકાવવાનો ઘણોએ પ્રયત્ન કર્યો, પણ નકામો ગયો. આથી તેણે પણ બાકીના સૈનિકોને પાછળ હઠવાની સૂચના કરી. શત્રુઓને નાસતા જોઈ પ્રતાપ વીરહાક વગાડી બોલી ઉઠયોઃ-"મારો, કાપો, એક પણ

કર્મચંડાળને જીવતો જવા દેશો નહિ. મારા બહાદુરો! ધસો, પૂર્ણ વેગથી દોડો અને પેલી રામનગરની ચુડેલને પકડો. તેને જીવતી પકડનારને ભારે ઇનામ મળશે." આમ બોલતા પ્રતાપે ઘોડાને તેની પાછળ દોડાવ્યો. કાળરાત્રિના સૈનિકો ઝડપથી પાછળ હઠવા લાગ્યા, અને દરવાજા સુધી આવતાં તો તેમાંના ઘણાખરા માર્યા ગયા. નગરનો દરવાજે આવતાં કાળરાત્રિએ અટકી કંટક અને માનવરાજને શત્રુઓને અટકાવવાની આજ્ઞા આપી. માનવરાજ અને કંટકસિંહ સૈન્ય સાથે ઉભા રહી દોડી આવતા શત્રુઓને અટકાવવા લાગ્યા. કાળરાત્રિ થોડાક બચેલા અંગરક્ષકો સાથે કિલ્લામાં પ્રવેશી અને દરવાજો તેણે અંદરથી બંધ કરાવી દીધો. દરવાજો બંધ કરી રાણી અંદરના સૈનિકો સાથે કિલ્લા પર ચઢી તીર બંદુકો વગેરેનો મારો ચલાવવા લાગી. ભયાનક ગર્જના કરતા ઉદયસિંહના સૈનિકોએ થોડીવારમાં તો માનવરાજ અને કંટકસિંહના સૈન્યને છિન્ન ભિન્ન કરી નાખ્યું. શત્રુઓ ફાવે એમ જીવ બચાવવા નાશી જવા લાગ્યા. પ્રતાપે અને નરેન્દ્રે માનવરાજ અને કંટકને રામશરણ પહોંચાડી દીધા. સરદારોના મરણથી બાકીના સૈનિકો જીવ બચાવવા નાશી છૂટયા. ઉદયસિંહે દરવાજો બંધ જોતાંજ તેને તોડી નાખવાની આજ્ઞા આપી. દરવાજા તોડવાનાં હથીઆરોનો ઉપયોગ થવા લાગ્યો. કોટપર ઉભેલા શત્રુઓ ત્યાંથી મારો ચલાવવા લાગ્યા. ઉદયસિંહના યોદ્ધાઓ કોટ ઉપર ચઢવાનો પ્રયત્ન કરવા લાગ્યા. કેટલાક નીસરણીઓ મૂકીને તો કેટલાક ખીલા ઠોકીને ઉપર ચઢવા લાગ્યા. જીવ સટોસટના યુદ્ધનો આ પ્રસંગ હતો. દરેક જણનો જીવ જોખમમાં હતો. ઉદયસિંહના સૈનિકો આ સમયે દૈત્ય જેવા જણાતા હતા. પ્રતાપ-નરેન્દ્ર વગેરે દરવાજો તોડવાનો પ્રયત્ન કરતા હતા, કોટ ઉપરથી આવતાં તીર-ભાલા-ખંજર અને બંદુકોની ગોળીઓનો સમાર

નહોતો; પણ સ્વદેશ ભક્ત વીર યોદ્ધાઓ તેની દરકાર રાખતા નહોતા. તેઓ સીડી-ખીલા વગેરે સાધનોથી વારંવાર ઉપર ચઢી જતા, પણ ઉપર ઉભેલા શત્રુઓ તત્કાળ તેમને નીચે ગબડાવી પાડતા. આવી રીતે પ્રયત્ન કરવાથી ફાવી શકાશે નહિ ધારીને કાન્તિસેન કંઇક વિચાર કરીને પોતાની ટુકડી સાથે દક્ષિણ દિશા તરફ ચાલ્યો. તેણે પ્રમિલાને પાછળ આવવાની ઇસારત કરી. બન્ને જણાં પોતપોતાની ટુકડીઓ સાથે ગુપચુપ ચાલવા લાગ્યાં. રાત્રિ પડી ચૂકી હતી. સર્વત્ર અંધકાર ફેલાએલો હતો, તેથી તેમને જતાં કોઇ જાણી શક્યું નહિ. કાન્તિસેને થોડેક દૂર જઇ મશાલો સળગાવરાવી અને સૈન્ય સાથે દક્ષિણ દરવાજે આવી ઉભો. ત્યાં કાળરાત્રિનું થોડુંક સૈન્ય હતું. કાન્તિસેને ત્યાં આવી ઉપર ચડવાની આજ્ઞા આપી, સૈનિકો ઉપર ચઢવા લાગ્યા. ઉપર ઉભેલા શત્રુઓ તેમને લાંબા ભાલાથી નીચે ઢોળી પાડવા લાગ્યા. પરંતુ આખરે કાન્તિસેન ફાવ્યો, તે પચિસ સરદારો સાથે મારની દરકાર કર્યા વિના ઉપર ચઢી ગયો. પાછળના યોદ્ધાઓ પણ ઉપર ચઢી આવવા લાગ્યા, ઉપરના શત્રુઓ ગભરાઇ પડતાં નાખી નાસવા લાગ્યા. કાન્તિસેને નીચે ઉતરી દરવાજો ઉઘાડી નાખ્યો. પ્રમિલા સાથે સર્વ સૈન્ય અંદર પ્રવેશ્યું. કાન્તિસેને વિજયની સૂચના આપવા રણશિંગાનો નાદ કર્યો. વિજયથેલા યોદ્ધાઓએ આભને ફાડી નાખે એવી જય ગર્જના પોકારી. પેલી તરફ કિલ્લાપર ઉભેલી કાળરાત્રિએ દક્ષિણ દિશા ભણી કોલાહલ સાંભળ્યો. તેણે એક સરદારને બે ટુકડીઓ સાથે એ તરફ રવાને કર્યો. તે ત્યાં પહોંચે એ પહેલાં તો કાન્તિસેન અને પ્રમિલા મારો કાપોના પોકાર કરતાં સૈનિકો સાથે ત્યાં દોડી આવ્યાં. કાળરાત્રિએ સૈન્ય સાથે નીચે ઉતરી યુદ્ધ આરંભ્યું. કાન્તિસેને પ્રમિલાને ત્યાં પાસે આવેલો દરવાજો ઉઘાડી નાખવાની સૂચના કરી.

પ્રમિલાએ જબરી ટક્કર ઝીલી આખરે બંધ દરવાજો ઉઘાડી નાખ્યો. બહારનું તમામ સૈન્ય મારો કાપોના પોકાર કરતું અંદર ધસી આવ્યું. અંદર મોટી લડાઈ શરૂ થઈ. યુદ્ધ મધ્યરાત્રિ સુધી ચાલ્યું. ચંદ્રનો ઉદય થયો હતો. ચંદ્રિકામાં વીર યોદ્ધાઓ વિજળીની માફક સમશેરો ચળકાવતા યુદ્ધ કરવા લાગ્યા. શત્રુ સૈન્યની કતલ ચાલવા લાગી. શત્રુ સિપાહીઓ ટપોટપ મરવા લાગ્યા. સૈનિકોની ટૂટ પડી. નાશભાગ શરૂ થઈ. કાળરાત્રિએ ભાગ્ય પલટાએલું જોયું. તેણે હાય મારી કપાળે કર પ્રહાર કર્યો, તેના તમામ સરદારો અને અંગ રક્ષકો કામ આવી ગયા હતા, ફક્ત કાળા કિલ્લામાં રાખેલું થોડુંક સૈન્ય અને અબુધ-કામાંધ જીવતા હતા. રાણીએ સજળ નયને તેઓની સામે જોયું. અબુધસિંહે જીવ બચાવવા નાસવાને જણાવ્યું. રાણીએ ના પાડી; પણ અબુધે તત્કાળ તેના કાનમાં કંઇક વાત કહી હા પડાવી. કાળરાત્રિએ તરત ઘોડાને ફેરવી નાસવા માંડ્યું. અબુધ કામાંધ અને જુજ જીવતા રહેલા સૈનિકો તેની પાછળ નાસવા લાગ્યા. પ્રતાપે ભયંકર બૂમ પાડી તેમની પાછળ સૈનિકોને દોડાવ્યા. કાળરાત્રિ તેના માણસો સાથે મહેલમાં દાખલ થઈ. વિજયી સૈનિકોએ ત્યાં આવી મહેલને ઘેરી લીધો. આખા નગરમાં ખળભળાટ મચી રહ્યો. નબળાં મનના માણસો ભયથી ધ્રુજવા લાગ્યાં. ઉદયસિંહે નગરનો કબજો લીધો. પકડાએલા શત્રુઓને બંધિવાન બનાવ્યા. રાજ્ય મહેલના સરદારોએ શરણે આવી મહેલનો કબજો સોંપી દીધો. પ્રતાપ, નરેન્દ્ર, કાન્તિસેન વગેરે મશાલો સળગાવી કાળરાત્રિને ખોળવા લાગ્યા. તેઓ મહેલના ખૂણેખાંચરે ફરી વળ્યા, પણ રામનગરની રાણીનો પત્તો લાગ્યો નહિ. કાળરાત્રિ તેના સરદારો અને જીવતા રહેલા સૈનિકોની સાથે અદૃશ્ય થઇ ગઇ. સઘળાંના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. કારસ્થાની રાણી તેના માણસો

સાથે આ મહેલમાંથી ક્યાં જતી રહી હશે તેના તર્કવિતર્ક થવા લાગ્યા. અંતે રાજ્યમહેલ અને રામનગરનો સંપૂર્ણ કબજો મેળવી ત્યાં ક્રાન્તિસેન અને પ્રર્મિલાને થોડાક સૈન્ય સાથે રાખી વીર ઉદયસિંહ સઘળાંને લઈ કાળા કિલ્લા તરફ જવા લાગ્યો.

## પ્રકરણ ૨૫ મું.

### "કાળરાત્રિની કપટજાળ."

ઉદયસિંહ સર્વ સાથે કાળા કિલ્લાની સમિપ આવી પહોંચ્યો. કિલ્લાનો દરવાજો ખુલ્લો હતો. સઘળાએ અંદર પ્રવેશ કર્યો. અંદર કોઇ જણાતું નહોતું. સઘળા ઓરડા ઉઘાડા હતા. સર્વજણા કિલ્લામાં ચારે તરફ ફરી કાળરાત્રિને ખોળવા લાગ્યા. તેઓએ બપોર સુધી અંદર શોધ ખોળ ચલાવી. કિલ્લાના દરેક ઓરડા અને ખૂણા તપાસી વળ્યા, પરંતુ કાળરાત્રિ કે તેનો એક પણ સિપાહી નજરે પડયો નહિ. સઘળાંના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. કાળરાત્રિ જીવતી છટકી ગઇ જાણીને પ્રતાપની દિલગીરીનો પાર રહ્યો નહિ. ઉદયસિંહે કિલ્લાના મધ્ય વિભાગે આવેલા મોટા મેદાનમાં છાવણી નાખી. દરેક દરવાજે સખ્ત ચોકી પહેરો મૂકી દીધો. સૈનિકો રાવટીઓ ઉભી કરી રસોઇ બનાવવા મંડી પડયા. ઉદયસિંહ–પ્રતાપ–નરેન્દ્ર–ધર્મદાસ વગેરે કાળરાત્રિ સંબંધી વિચાર કરવા લાગ્યા. તેના જીવનથી ભવિષ્યમાં ભય પામવાનું રહ્યું. તે રાક્ષસી રાણી વેર લીધા વિના રહેશે નહિ. હવે શું કરવું તેના વિચારમાં સૌ પડયા. અંતે કનકાવતીના સેનાપતિ રણવીરસિંહે જણાવ્યું કેઃ–મારા સમજવાં મુજબ કાળરાત્રિ હવે પાછી આવશે નહિ. કારણ કે તેના

સૈન્યનો સરદારો સાથે નાશ થઇ ગયો છે, તેથી જો તે જીવતી હશે તો પણ સામે થવાની હિંમત કરી શકશે નહિ. માટે હવે આપણે રામનગરના ખાલી સિંહાસને રાજકુમાર રામસિંહને રાજ્યાભિષેક કરવો જોઇએ. તેનું કહેવું સાંભળી ઉદયસિંહ બોલ્યોઃ—“ સેનાપતિ ! જો કે તમારૂં ધારવું સત્ય છે, પરંતુ તે ક્રૂર નારીને હું સારી રીતે જાણું છું. જ્યાં સુધી તે જીવતી છે ત્યાં સુધી આપણી સઘળી આશાઓ વ્યર્થ છે. જો કે તે ઝેરી નાગણ અત્યારે અદ્રશ્ય થઇ ગઈ છે, પણ તે તેની કપટજાળ પાંથરવાને માટે જ. તે આપણો નાશ કરવાની ભયાનક પ્રપંચ જાળ ગોઠવતી હશે. માટે જ્યાં સુધી તે આ પૃથ્વીપર હયાતી ભોગવે છે ત્યાં સુધી આપણે નિરાંતે બેસવાનું નથી. આપણે આ સ્થળે રહી સખ્ત બંદોબસ્ત રાખવો, કારણકે આ કિલ્લામાં એવા તો ગયબી સ્થળો આવેલાં છે કે તેની અંદર વર્ષોનાં વર્ષો સુધી માણસો રહી શકે છે. મારા સાંભળવામાં આવ્યું છે કે કાળરાત્રિએ અન્ન સામગ્રી વગેરે જોઇતી વસ્તુઓનો યુદ્ધ અગાઉ આ કિલ્લામાં સંગ્રહ કરેલો છે. આપણે હવે ધિરજથી જોવાનું છે કે તે રાણી ક્યાં સુધી આ સ્થળે છૂપાઇ રહે છે. ત્રણ દિવસ સુધી આપણે રાહ જોઇશું. તે અરસામાં કંઇ માલમ નહિ પડે તો આપણે આ કિલ્લાને તોડી પાડી જમીન દોસ્ત કરી દઇશું અને છૂપાઇ રહેલાંઓને જીવતાં દાટી દઇશું. અંદરના તમામ ઓરડા આગથી ભસ્મિભૂત કરીશું અને બીજી બાજુએ આવેલાં ખંડીએરો પણ તોડી પાડીશું. એ ખંડીએરોમાંજ ગુપ્ત સ્થળો આવેલાં છે. તેમાંનાં કેટલાંકની મને માહિતી છે અને કેટલાંકની નથી. તે સ્થળે આપણે તપાસ કરીશું અને જો તે રંડા ત્યાં ભરાઇ પેઠી હશે તો પકડીશું. કાં ધર્મદાસજી ! મારો વિચાર બરાબર છે ને ? ”

“ હા, આપનો વિચાર બરાબર છે. પણ આપણે પૂરતા બંદો-

બસ્તથી અહિં રહેવામાં જ લાભ સમાએલો છે." ધર્મદાસે કહ્યું.

"હા, તે તો ખરૂં, પણ હવે આપણે પ્રથમ મહેન્દ્ર અને કુસુમને શોધી કાઢવાની ઘણી જરૂર છે. ખીણવાળા ઓરડામાં તપાસ કરતાં ત્યાં મહેન્દ્ર અને કુસુમ કોઇ જણાયું નહિ. મને લાગે છે કે તે ક્રૂર રાણી તેમને પણ ત્યાંથી કાઢી તેની સાથે લઇ ગઇ હશે." નરેન્દ્રે વચમાં જણાવ્યું.

"તેમની શોધ હવે ક્યાં કરવી?" પ્રતાપ નિઃશ્વાસ નાખી બોલ્યો.

"તેઓ પણ આ કિલ્લામાંથી જ મળી આવશે. એ ચંડાળણીએ તેમને કોઇક અગોચર સ્થળે છૂપાવી દીધાં હશે." ભગવાનસિંહે જણાવ્યું.

"તે સ્થળની માહિતી આપણે ક્યાંથી મેળવીશું? અરે! આટલો સમુદ્ર ખેડયો અને ખાબોચીઆમાં ડુબી મરવા જેવો સમય આવ્યો. મને મહેન્દ્રસિંહ માટે ઘણું લાગી આવે છે." વસંતે કહ્યું.

"આપણે તે ખંડીએરો તરફ અત્યારે જઇએ તો કેમ?" નરેન્દ્રે પૂછયું.

"ના, અત્યારે ત્યાં જવું એ ઘણું જ જોખમ ભરેલું છે; કારણ કે તે સ્થળની માહિતી મને બરાબર નથી. તે સ્થાનની ખબર મારા પ્રથમના સ્થળમાં રહેતાં મારાં ગુરૂ સ્વરૂપ માતા-પિતાને છે." ઉદયસિંહે જણાવ્યું.

"ત્યારે હું તેમને અહિં લઇ આવું?" પ્રતાપે પૂછયું.

"ના, તમે પૂર્ણ સાવચેતીથી અહિં રહો. હું અત્યારે જ ત્યાં જઇશ અને મધ્યરાત થતામાં તો તેમને લઇ પાછો આવી પહોંચીશ. પ્રતાપ-નરેન્દ્ર! હું તમને અહિંથી જતાં પહેલાં જણાવું છું કે

કાળરાત્રિ મહા કારસ્થાની છે, માટે તમે પૂર્ણ સાવચેતીથી રહેજો. આ ભયંકર સ્થાન છે, લગીર પણ ગફલત થતાં પ્રાણ જવાનો સંભવ છે, માટે સંભાળજો:" કહી ઉદયસિંહે ધર્મદાસ સામે જોઇ કહ્યું:—" ધર્મદાસજી ! શત્રુઓના પ્રપંચથી આપ અજાણ નથી. આ સ્થળ કેવું છે તે આપ સારી રીતે જાણો છો. માટે સર્વેની સંભાળ રાખજો. "

" સર્વેની સંભાળ રાખનાર શ્રીહરી છે. આપ સુખેથી પધારો. " ધર્મદાસે જણાવ્યું.

" હા, હું હવે જાઉં છું. " કહી ઉદયસિંહે ઘોડાપર સ્વારી કરી ત્યાંથી ગમન કર્યું. દિવસની સમાપ્તિ થઇ. રાત્રિના અંધકારે સામ્રાજ્ય પદ ધારણ કર્યું. સૈનિકો ખાઈ-પી નિવૃત્ત થઇ સિંધુડા રાગ લલકારી આનંદ કરવા લાગ્યા. પ્રતાપ–નરેન્દ્ર–ધર્મદાસ સૈન્યમાં ફરી સર્વેને સાવધ રહેવાની સૂચના આપવા લાગ્યા. તે પછી તંબુમાં આવી ભવિષ્યના વિચાર કરતા બેઠા. સૈનિકો ધીમે-ધીમે નિદ્રાધીન થવા લાગ્યા. રાત્રિ વ્યતિત થવા લાગી. શાન્તિ પથરાઇ રહી. પહેરેગીરો પહેરો ભરવા લાગ્યા. પ્રતાપ–નરેન્દ્ર ફરીથી પાછા સૈન્યમાં ફરી આવી વિશ્રાન્તિ માટે સૂતા. મધ્યરાત્રિનો સુમાર થવા આવ્યો. આ સમયે કિલ્લાની અંદર આવેલી ખીણની પેલી તરફના એક ખંડીએરમાં અદ્ભુત બનાવ બની રહ્યો હતો, ત્યાં આગળ એક શ્યામ આકૃતિ વિચારગ્રસ્ત થઇને બેઠેલી હતી. તે વારંવાર નિઃશ્વાસ નાખી ચારે તરફ જોતી હતી. તે " કાળરાત્રિ " હતી. રાજમહેલમાં આવેલી એક ગુપ્ત સુરંગ વાટે તે સરદારો અને સિપાહીઓ સાથે આ કિલ્લામાં આવી હતી અને હવે શું કરવું તેના વિચાર કરતી હતી. એવામાં એક સરદાર સામેથી આવતો જણાયો. તેને જોતાં જ કાળરાત્રિએ પૂછ્યું—" કોણ આવે છે ? "

"હું કામાંધસિંહ." કહી તે સરદાર તેની પાસે આવીને ઉભો રહ્યો. તેને જોતાંજ રાણીએ પૂછ્યું:--" સરદાર! શું સમાચાર છે?"

" સમાચાર સારા છે. વૈરની વસુલાતનો આ અતી ઉત્તમ સમય છે. કિલ્લામાં પડેલું સૈન્ય ગાફલ છે. તેથી મારો વિચાર અત્યારે તેમની કતલ ચલાવવાનો છે." કામાંધસિંહે જણાવ્યું.

"મારો પણ એજ વિચાર છે; જોઉંછું કે હવે શત્રુઓ શું સાર કાઢી જાય છે. એક બળવાન રાણીની સાથે વૈર બાંધી તેઓ શી રીતે બચી જાય છે. હા! હું તેમને રીબાવી-રીબાવીને મારી નાખીશ ત્યારેજ શાન્ત થઇશ." કહી તેણે સંકેત ધ્વનિ કર્યો. તેની સાથેજ એ ખંડીએરમા આવેલા એક ઓરડાની સુરંગમાંથી સૈનિકો એક પછી એક બહાર નીકળવા લાગ્યા. સૌને મોખરે અણુધસિંહ હતો. જોત જોતામાં ત્યાંનું મેદાન સૈનિક સિપાહીઓથી ભરાઇ ગયું. સર્વને શું કરવા બોલાવ્યા છે તેની સમજ આપી રાણીએ કામાંધને કહ્યું.-"કામાંધસિંહ! તારે યુદ્ધમાં આવવાનું નથી. તું અંદર જા અને મહેન્દ્ર તથા કુસુમને સમજાવ. જો તેઓ સમજશે તો આપણી એક બીજી યુક્તિ સફળ થશે. પણ જો કદાચ તેઓ ન સમજે તો તું કાલ રાત્રે તેમનો વધ કરવાને આ ખંડીએરમાં લાવજે, હું તે વખતે ત્યાં હાજર થઇશ. બનતા સુધી હું આપણા તમામ શત્રુઓને મારી નાખવા સાથે લેતી આવીશ."

"જેવી આજ્ઞા." કહી કામાંધસિંહ ત્યાંથી ચાલતો થયો. તે પછી કાળરાત્રિએ સૈનિકોને ગુપચૂપ ચાલવાની આજ્ઞા કરી. અંધકારમાં ચાલતા સૈનિકો ભૂતનાં ટોળાંની માફક જણાતા હતા. સૌની પાછળ કાળરાત્રિ અણુધસિંહની સાથે ચાલતી હતી. એવી રીતે ચાલતાં તેઓ પેલા બંધ દરવાજા આગળ આવી પહોંચ્યાં. તે દર-

વાજો કોઇ દિવસ ઉઘાડવામાં આવતો નહોતો. તેને આજે કાળરાત્રિએ ખુલ્લો કર્યો. તે દરવાજો ઉઘાડી રાણી સાથે સર્વ સૈનિકો એક મોટા મેદાનમાં આવી ઉભા. ત્યાં આવી કાળરાત્રિએ સૈનિકોની બે ટુકડીઓ બનાવી. તેમાંની એક પોતાની પાસે રાખી અને બીજીની સરદારી અણુધસિંહને સોંપી તેણે કહ્યું:—"સેનાપતિ આજ તમારી છેલ્લી કસોટી છે. આ પ્રયત્ન છેલ્લોજ સમજવાનો છે. આમાં વિજય યાતો મ્હોત મેળવવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. માટે પૂર્ણ સાવધાનતાથી કામ કરજો. આપણે જો સાવધતાથી અને હિંમતથી કામ કરીશું તો જેટલું નુકશાન થયું છે તેના કરતાં પણ ત્રણ ઘણો લાભ મેળવી શકીશું."

"મહારાણી! હું સારી પેઠે સમજું છું. આપ નામદારને પણ મારી વફાદારીની સંપૂર્ણ ખાત્રી છે. આ પ્રયત્નમાં આપણો વિજય છે એ નક્કી માનજો." અણુધસિંહે કહ્યું.

"તે પહેલાં યુદ્ધમાં પ્રાણ ન જાય એવી સંભાળ રાખજો; કારણકે શત્રુઓ ઘણાજ ચાલાક છે." રાણીએ જણાવ્યું.

"બહુ સારૂં, હવે મને જવાની આજ્ઞા છે?" અણુધે પૂછ્યું.

"તમે ક્યાં જવા ધારો છો?" પુનઃ રાણીએ પૂછ્યું.

"આપ નામદાર આજ્ઞા કરો ત્યાં?" અણુધે કહ્યું.

"ત્યારે જુઓ સાંભળો. હું અત્યારે મારી ટુકડી સાથે કિલ્લામાં જઇ ત્યાં પડેલા સૈન્યની કતલ ચલાવું છું. તમે તમારી ટુકડી સાથે અત્યારે રામનગર જાઓ, અને શત્રુઓની અસાવધતાનો લાભ લઇ, કાળો કેર વર્તાવો. અણુધસિંહ! આ યુક્તિથી આપણે જરૂર ફાવીશું, અને શત્રુઓને બરાબર બદલો આપીશું."

"આપની વાત ખરી છે, પણ આરાથી રામનગર જવાશે કેવી

રીતે? કારણ કે ત્યાંના સઘળો દરવાજા બંધ હશે? જો કોટપર ચઢીને જવાનો પ્રયત્ન કરૂં તો નાહકનો પ્રાણ ગુમાવું!" અબુધે જણાવ્યું.

"તેની યુક્તિ હું તમને આ પળેજ બતાવું છું. અબુધસિંહ! તમે જાણતાતો હશોજ કે આ દરવાજાને આજદિન સુધી બંધ રાખવામાં આવતો હતો! તેને શા માટે બંધ રાખવામાં આવતો હતો તેનું કારણ એ હતું કે આ જગાએ એક ગુપ્ત સુરંગ આવેલી છે. તેની અંદર થઇને થોડીવારમાંજ રાજમહેલે પહોંચાય છે. જોકે આ ટાળાકિલ્લાથી રામનગર દશ માઇલ દૂર થાય છે પણ આ સુરંગવાટે તો તે ઘણું જ નજીક આવેલું છે. આફતની વખતે આ સુરંગવાટે રામનગરના અનેક રાજાઓએ જીંદગી બચાવી હતી, એવું મ્હેં રાજા સુજનસિંહના મુખથી સાંભળ્યું હતું. હું પણ આ સુરંગના પ્રતાપે જ તમને બધાને બચાવી શકી છું."

"શું આ સુરંગમાં થઇને જ આપણે અહિં આવ્યાં હતાં?" અબુધે આશ્ચર્ય પામી પૂછ્યું.

"હા, અને તમે જાઓ પણ આ સુરંગ વાટે જ. તમે રાજમહેલની નીચેના દિવાનખાનામાં નીકળશો; અને તે પછી બહાર નીકળી શત્રુઓની કત્લ ચલાવજો. અબુધસિંહ! ત્યાંનું સૈન્ય કાન્તિસેન અને પ્રમિલાની સરદારી નીચે છે એટલે તમને વધારે ભય નથી." કાળરાત્રિએ જણાવ્યું.

"પણ ત્યાં પેલો સંકેતપુરૂષ તો નહિ હોયને?" અબુધે પૂછ્યું.

"નારે ના, તેનાથી ભય પામશો નહિ. તેનો ભેદ મ્હેં જાણ્યો છે. તે દેવ નથી પણ માણસ છે. જે 'ઉદયસિંહ નામનો સરદાર યુદ્ધમાં હતો 'તેજ સંકેતપુરૂષના નામથી ઓળખતો હતો.

"ઓય, મારો બેટો! તેણે તો ભારે કરી! મહારાણી! તે દુષ્ટના પ્રતાપે મને તો ઉંઘ પણ આવતી નહોતી. તેના વિચારોએ મારૂં મગજ ખાલી કરી નાખ્યું છે અને તેની ચિંતાએ જે આ શરીર હાડપિંજર જેવું થઇ ગયું છે. બસ, હવે હું તેને બરાબર શિક્ષા કરીશ."

"અરે તેને તો હું એવી સજા કરીશ કે જે જોતાં તમે ખુશ ખુશ થઇ જશો."

"ઠીક ત્યારે, હવે હું રજા લઉં છું?"

"હા, જાઓ અને શત્રુઓને સત્વરે સ્વર્ગમાં મોકલી આપો." કહી કાળરાત્રિએ ત્યાં જોરથી લાત લગાવી. તેની સાથેજ ત્યાં આવેલો એક સમચોરસ પત્થર દૂર ખસી ગયો અને નીચે સુરંગનો રસ્તો જણાયો. અબુધસિંહ તેની ટુકડીને લઇ અંદર ઉતર્યો. કાળરાત્રિએ પુનઃ પત્થર બંધ કરી દીધો. તે પછી કાળરાત્રિ તેની ટુકડી સાથે ત્યાંથી ચાલવા લાગી. તેની સાથેના સિપાહીઓ ખુલ્લી તલવારે ધીમેથી પણ ત્વરિત પગલે ચાલવા લાગ્યા. તેઓ એક છૂપા રસ્તે થઇને બીણ આગળ આવ્યા અને ત્યાં ગોઠવેલા લાકડાના પુલ ઉપર થઇને, કરંગા કિલ્લાના મેદાનમાં આવ્યા. કાળરાત્રિએ સઘળાને ત્યાં અટકાવી શત્રુઓની સ્થિતિની તપાસ કરાવી. છાવણી શાન્ત જણાતી હતી. પહેરીગીરો બેઠા-બેઠા ઝોકાં ખાતા હતા. કાળરાત્રિએ તત્કાળ તેમની પર ટૂટી પડવાનો હુકમ કર્યો. સિપાહીઓ ભૂખ્યા વરૂની માફક દોડયા અને ઉંઘતા સૈનિકોને ઝપોઝપ કાપવા લાગ્યા. છાવણીમાં શોરબકોર થઇ રહ્યો, સુરાઓ શસ્ત્ર સંભાળી સાવધ થઇ ગયા. મારોકાપોના ભણકારથી કિલ્લો ખળભળી ઉઠયો. પ્રતાપ-નરેન્દ્ર-ધર્મદાસ વગેરે સફાળા ઉઠી તંબુની બહાર નીકળ્યા; અને રાણીનું કારસ્થાન નિહાળી સ્તબ્ધ બની ગયા. તેઓએ ઘોડાને માટે તપાસ કરી પણ

અંધારાને લીધે અશ્વો જણાયા નહિ. સૈનિકોમાં ભંગાણ પડેલું જોઇ તેમના ગભરાટનો પાર રહ્યો નહિ. તેમણે બગડેલી બાજી સુધારવાને ઘણોએ પ્રયત્ન કર્યો; પણ તેઓ ફાવ્યા નહિ. અંધારામાં શત્રુ કોણ અને મિત્ર કોણ તે ઓળખાતું નહોતું. સરદારો અને સૈનિકો જીવ બચાવવાને નાશી છૂટતા હતા. પ્રતાપ-નરેન્દ્ર વગેરે શું કરવું તેના વિચારમાં પડયા. વસંત ભયથી ધ્રુજવા લાગી. ધર્મદાસ રાજકુમાર અને હમીરને ઉંચકી બાપીનો ભૂલાવો જોતો ઉભો રહ્યો. એ અરસ્સામાંજ બૂમો પાડતી કાળરાત્રિએ સૈનિકો સાથે ત્યાં આવી તેમને ઘેરી લીધા. પ્રતાપે ભયાનક ગર્જના કરી તલવાર ખેંચી; કે તરત કાળરાત્રિએ કર્કશસ્વરે કહ્યું:-“ દુષ્મનો! તમારો પ્રયત્ન નકામો છે. માટે હવે છોડી દયો હથીયાર અને બની જાઓ મારા તાબેદાર.”

“ અમને કોણ બનાવનાર છે તાબેદાર ? ” નરેન્દ્ર ગર્જી ઉઠયો.

“ આ રામનગરની રાણી તમને છે બંધિવાન બનાવનાર.”

“ તે પહેલાં તેની છાતી ચીરશે આ તલવાર. ” પ્રતાપ બોલી ઉઠયો.

“ બસ બહુ થયું હવે બની જાઓ આ ખંજરના શીકાર. મારા બહાદુરો! શું જોઈ રહ્યા છો! તેમને પકડો-બાંધો અને સામે થાય તો કત્લ કરો.” કાળરાત્રિએ આજ્ઞા આપી. સૈનિકો તેમની પર ટૂટી પડયા. નરેન્દ્ર-પ્રતાપ પૂર્ણ પરાક્રમ કરતા આખરે પકડાઇ ગયા. કાળરાત્રિએ જય ગર્જના કરી તેમને સાંકળોથી બંધિવાન બનાવ્યા. તે પછી ધર્મદાસ-વસંત-રામસિંહ-હમીરસિંહને દોરડાંથી બાંધવામાં આવ્યાં. કાળરાત્રિના હર્ષનો પાર નહોતો. તેણે મશાલો સળગાવરાવી તપાસ કરી તો જણાયું કે ઘણાજ સૈનિકો નાશી ગયા છે. તેનો વિચાર સમસ્ત સૈનિકોનો સંહાર કરવાનો હતો. તેણે મશાલોના પ્રકાશથી પડેલાં મુડદાંમાં ઉદયસિંહની ઘણી તપાસ કરી પણ તેને કંઇ

જણાયું નહિં. ઉદયસિંહ જીવતો નાશી ગયો જાણીને તેની દિલગીરીનો પાર રહ્યો નહિ. જીવતા ગએલા સૈનિકોને લઇ તે પાછો આવશે ધારીને કાળરાત્રિએ કાળા કિલ્લાના દરવાજા બંધ કરાવ્યા. તે પછી તેણે કંઇક વિચાર કરીને પાસે ઉભેલા સરદારોને કહ્યું:–" હું અણુધસિંહની મદદે જાઉં છું, તમે આ કેદીઓને લઇ જાઓ અને ખીણવાળા ઓરડામાં કેદ કરો. કાલ રાત્રે તેમની કતલ કરવામાં આવશે, ત્યાં સુધી તમે તેમની ઉપર સખ્ત પહેરો રાખજો."

સરદારો સૈનિકો સાથે કેદીઓને લઇ ચાલ્યા ગયા. તે પછી કાળરાત્રિ દસ સરદારો સાથે અણુધની મદદે જવા સુરંગમાં ઉતરી.

—વાંચકો! ચાલો આપણે અણુધસિંહનું પરાક્રમ નિહાળીએ. અણુધસિંહ સુરંગ વાટે રાજમહેલના દિવાનખાનાની નીચે આવ્યો, તેણે યુક્તિથી બંધ કરેલું દ્વાર ઉપરથી ઉઘાડી નાખ્યું. આમ કરવામાં લગીર અવાજ થયો. અણુધે તેની પરવાહ કરી નહિ. ત્યાં આગળ પ્રતાપનો મિત્ર, બુદ્ધિસાગર કે જે તેના તાબાના સિપાહીઓ સાથે પ્રતાપને મળી ગયો હતો; તેણે ત્યાંનો પહેરો જાણી જોઇને જ કાન્તિસેન પાસેથી માગી લીધો હતો. તે ખડખડાટ સાંભળી ચમક્યો, અને તરત ત્યાંથી ખશી એક ખુણામાં છૂપાઇને ઉભો. તેણે ત્યાં સૂતેલા જમાદાર વાઘજીને જગાડયો. અણુધે માથું કાઢી આસપાસ જોઇ બહાર પગ મુક્યો; અને ધીમે પગલે દીવાનખાનામાં આવ્યો. તેની પાછળ સૈનિકો પણ બહાર નીકળી ગુપચૂપ ચાલવા લાગ્યા. એક ઝાંખી બત્તી સળગી રહી હતી. તેના પ્રકાશમાં બુદ્ધિસાગરે દુષ્મનોને ઓળખ્યા. તે મન સાથે બોલી ઉઠયો:–" ખરેખર મારી ધારણા ખરી પડી." આમ બોલી તત્કાળ તેણે આશ્ચર્ય પામેલા વાઘજીને સઘળાંને સાવધ કરવા દોડાવ્યો. વાઘજીએ યુક્તિથી બહાર નીકળી પ્રથમ

કાન્તિસેન અને પ્રમિલાને જાગૃત કરી દીધાં. શત્રુની કપટજાળ જાણી તેઓ આશ્ચર્ય પામ્યાં. કાન્તિસેને જરૂખામાં આવી સૈનિકોને સાવધ કરવા રણશિંગુ ફુંક્યું. રણઘેલા રજપૂતો નિદ્રાનો ત્યાગ કરી શસ્ત્ર-અસ્ત્રથી સજ્જ થઇ ગયા. અબુધ ચમક્યો. શત્રુઓને સાવધ થએલા જાણી ગભરાયો, ને પાછા ફરવાનો વિચાર કરવા લાગ્યો. અંતે હિંમત ધરી તે સૈનિકોને આગળ કરી ચોગાનમાં આવ્યો. ત્યાં તૈયાર ઉભેલા વીર યોદ્ધાઓ શત્રુઓને જોતાંજ ટૂટી પડયા. કાન્તિસેન અને પ્રમિલા દીપકો સળગાવરાવી જરૂખામાં આવી ઉભાં અને પોતાના સૈનિકોને ઉશ્કેરવા લાગ્યાં. સૂરાઓ શત્રુ સિપાહીઓને ખોળી-ખોળીને ઠાર કરવા લાગ્યા. રાજ્યમહેલનું ચોગાન લોહીથી રંગાઇ ગયું. મારો-કાપોના પોકારથી આખું રામનગર જાગી ઉઠ્યું, અબુધ મોટી-મોટી બૂમો મારી સૈનિકોને બિરદાવવા લાગ્યો. તેના સૈનિકો જીવવાની આશા ત્યાગીને જ લઢતા હતા. એવામાં જ સામેથી કોઇએ બૂમ મારી મ્હાડી અવાજે કહ્યું:-" હું આવી પહોંચ્યો છું-ગભરાશો નહિ." આમ કહેતો વીર ઉદયસિંહ પચાસ ઘોડેસ્વારો સાથે ત્યાં આવી પહોંચ્યો. તેની સાથે એક મ્યાનો હતો. તેમાં તેનાં ગુરૂરૂપ માતા-પિતા બિરાજેલાં હતાં. મ્યાનો ઉંચકનારાઓને મહેલમાં જવાની આજ્ઞા કરી પોતે યુદ્ધમાં ટૂટી પડયો. તેને જોઇ યુદ્ધ કરતા વીરોને બમણું શૌર્ય ચઢયું. તેઓ ક્રૂરી ગર્જના કરી શત્રુઓને મારવા લાગ્યા. અંતે શત્રુઓ નાસવા લાગ્યા. અબુધ તો ઉદયસિંહને જોતાં જ મુઠીઓ વાળીને પલાયન કરી ગયો અને રાજમહેલના દિવાનખાનામાં આવી સુરંગમાં ઉતર્યો. તે શ્વાસભર અંદર દોડવા લાગ્યો, અને અધવચ જતાં જ કાળરાત્રિને અથડાયો. રાણીએ તેને જોયો, તે કાંઇ પૂછે એ પહેલાં જ અબુધે સર્વ હકીકત કહી સંભળાવી. ફરીથી જોઇ લેવાશે કહી કાળરાત્રિ તેને લઇ પાછી ફરી.

અબુધના નાશી જવાની કોઇને ખબર પડી નહિ; કારણ કે સઘળા યુદ્ધમાં મચેલાં હતા. પણ જરૂખામાં ઉભેલા કાન્તિસેનની નજર તેની ઉપર પડી હતી. તે તત્કાળ પ્રેમિલાને આવું છું કહી નીચે ઉતર્યો. નીચે તેના પચાસ અંગરક્ષકો ઉભા હતા. તેમને લઇ તે મહેલમાં આવ્યો. માર્ગમાં બુદ્ધિસાગર મળ્યો. તેણે સર્વ વાત જણાવી સુરંગનો રસ્તો બતાવ્યો. આમાં થઇનેજ કાળરાત્રિ પસાર થઇ ગઇ હતી; બસ હું. આ રસ્તે થઇને અંદર જઇશ અને તેને પકડીશ. કહી કાન્તિસેન બહાર ચાલતા યુદ્ધનો રંગ જોવા આવ્યો. અબુધના ઘણાખરા સૈનિકો કામ આવી ગયા હતા. ઉદયસિંહ મરેલા સૈનિકોનાં મુડદાં તપાસતો હતો; એટલામાં બહાર બુમરાણ થતું સંભળાયું. જોતજોતામાં અસંખ્ય સૈનિકો ત્યાં દોડી આવ્યા. તેઓ કાળા કિલ્લામાંથી નાશી આવ્યા હતા. તેમણે ત્યાં આવી સઘળી વાત જણાવી. ઉદયસિંહના હૃદયમાં ક્રોધે અને શોકે સ્થાન લીધું. તેણે નગરનો બંદોબસ્ત કરવાની ભગવાનસિંહને ભલામણ કરી થોડાક સરદારો સાથે કાળા કિલ્લા તરફ કુચ કરી. તેણે ત્યાં આવી દરવાજો બંધ થએલો જોયો. તેણે સરદારો સાથે કિલ્લા ઉપર ચઢી અંદર પ્રવેશ કર્યો. કાળરાત્રિના ચોકીદારો ભય પામી ભાગી ગયા. ઉદયસિંહને ત્યાં આગળ પડેલાં મુડદાં અને લોહીથી ભરાએલાં ખાબોચીયાં જણાયાં. ઉદયસિંહ મોટી મશાલો સળગાવી કિલ્લામાં પ્રતાપ વગેરેની તપાસ કરવા લાગ્યો. એવામાં તેના પગે કોઇનાં હાથનો સ્પર્શ થયો હોય એમ ભાસ થયો. તેણે નીચે જોયું તો જણાયું કે એક સિપાહી હાથ પગ વિનાનો થઇને મરણની અણીપર આવી પહોંચ્યો છે અને કંઇક કહેવાને ઇચ્છે છે. ઉદયે તેના સામે જોયું. તેણે ટૂટતી જીભે સઘળાના પકડાઇ જવાના સમાચાર જણાવી પ્રાણ છોડયા. ધન્ય છે! વફાદાર સિપાહી તારો સ્વર્ગમાં વાસ થજો. આમ બોલી ઉદય હવે શું કરવું તેના વિચારમાં પડયો. એવટે ત્યાં

થોડાક માણસો મૂકી ઉદયસિંહ તેના ગુરૂ રૂપ માતા પિતાની સલાહ લેવા નગરમાં આવ્યો. તેણે તેમને તમામ હકીકત કહી સંભળાવી. ગુરૂએ કાલ સાંજે હું સાથે આવીશ અને સઘળાનો મેળાપ કરાવીશ. કહી શાન્તિ આપી. પ્રભાત થયો. ઉદયસિંહ નગરની વ્યવસ્થા કરવામાં રોકાયો. આખો દિવસ એમને એમ ચાલ્યો ગયો. સાંજ પડવા આવી. ઉદયસિંહ ગુરૂની પાસે આવ્યો; અને સીત્તેર અંગરક્ષકો સાથે ગુરૂજીને લઇ કાળા કિલ્લા તરફ જવા નીકળ્યો. પેલી તરફ કાન્તિસેન પણ કંઇક વિચાર કરી મહેલમાં આવ્યો અને પ્રમિલાને પૂર્ણ સાવચેતી રાખવાની ભલામણ કરી બુદ્ધિસાગર પાસે આવ્યો. બન્ને જણાએ ઘણીવાર મસલત ચલાવી સુરંગમાં ઉતરવાનો નિશ્ચય કર્યો. કાન્તિસેને પોતાના પચાસ અંગ રક્ષકોને બોલાવ્યા; અને તેજ ક્ષણે બુદ્ધિસાગરને આગળ કરી પોતે અંગરક્ષકો સાથે સુરંગમાં ઉતર્યો.

## પ્રકરણ ૨૬ મું.

### " મહેન્દ્ર અને કુસુમના મ્હોતની તૈયારી. "

રાત્રિ પડી ચૂકી હતી. સઘળે શુન્યકાર ભાસતું હતું. એ સમયે કાળરાત્રિની આજ્ઞા મુજબ કામાંધસિંહ કુસુમ અને મહેન્દ્રને મારી નાખવાને ગુપ્ત સુરંગવાળા મેદાનમાં લાવ્યો હતો. મહેન્દ્રને લોઢાની સાંકળથી મજબુત બાંધવામાં આવ્યો હતો. કુસુમ છૂટી હતી. તેની આંખ્યોમાંથી અશ્રુપ્રવાહ વહેતો હતો. મહેન્દ્ર અને કુસુમ એક બીજાની પાસે ઉભાં રહ્યાં હતાં. બે હત્યાકારીઓ ખુલ્લી તલવારે તેમની આસપાસ ઉભા હતાં. કામાંધસિંહ કાળરાત્રિની રાહ જોઇ રહ્યો હતો. એક સિપાઇ મશાલ પકડી ઉભો હતો.

આજે ભયંકર કર્મ થનાર હોવાથી રાત્રિ વિશેષ અંધકારમયી જણાતી હતી. ધુવડ–ધુ–ધુ શબ્દ કરી અનિષ્ટ સૂચવી રહ્યું હતું. ઘણીવાર થઇ પણ મહારાણી પધાર્યા નહિ. લાવ ત્યારે હવે તેમની આજ્ઞા મુજબ આ લોકોને સ્વર્ગમાં રવાને કરી દઉં. આમ વિચારી કામાંધે કુસુમને પૂછ્યું:–"કુસુમ ! તારે મરવાનો સમય આવી પહોંચ્યો છે, જો આ હત્યાકારીઓ તૈયાર થઇને ઉભા છે. છતાં હજી એક વખત કહું છું કે તું મહારાણીની આજ્ઞાને માન આપ. તારૂં જીવન શા માટે નષ્ટ કરે છે ?"

"ભાઇ ! આ ક્ષત્રિયબાળા મ્હોતની બીકે તેના નિશ્ચયથી ડગનાર નથી, માટે તું તારૂં કાર્ય જલ્દીથી પૂર્ણ કરી નાખ. હું મરવાને તૈયાર છું." કુસુમે કહ્યું. તે પછી કામાંધે મહેન્દ્રને પૂછ્યું–"કાં ! તારા મનમાં શું વિચાર ચાલે છે ? આ પ્રશ્ન છેલ્લીવારને માટેજ છે, મરવું છે કે મહારાણીને નમી સ્વર્ગ સુખ ભોગવવું છે ?"

મહેન્દ્રઃ–એક નીચ રાક્ષસી નારીને આ વીર કદાપિ નમશે નહિ.

કામાંધઃ—ત્યારે તો તું જલ્દીથી મરણને શરણજ થવાનો.

મહેન્દ્રઃ—તેથી શું ? વીર યોદ્ધાઓના ભાગ્યમાં મ્હોત તો લેખાએલુંજ હોય છે.

કામાંધઃ—ઠીક ત્યારે થઇ જા તૈયાર; તારે આ કુસુમને મળવું હોય યા કંઇ કહેવું હોય તો કહી લે. કારણ કે તારા મ્હોતની હવે વાર નથી. મ્હોત નજદીક છે ધારીને મહેન્દ્ર કુસુમને હૃદય સાથે દાબી કહેવા લાગ્યો:–કુસુમ ! હું જાઉં છું, તું ધૈર્ય ધરજે. ઇશ્વર જે કાળે જે કષ્ટ આપે તે સહન કરવું જોઇએ. જોને ! આપણે આ સંસારમાં રહીને શું સુખ ભોગવીએ છીએ ? કુસુમ ! ગભરાઇશ નહિ, હું તારાથી જુદો પડી સ્વર્ગના માર્ગમાં તારી રાહ જોતો ઉભો છું. તું આવીશ ત્યારે જ આપણે દેવભૂમિમાં સાથે જ ગમન કરીશું.

માટે તું જલ્દીથી આવજે. કુસુમ ! જો, આમ ઉંચે દૃષ્ટિ કર. આપણે માટે વિષ્ણુના પાર્ષદો વિમાન લઇને હાજર થયા છે.

કામાંધઃ—કેમ કેટલી વાર ?

મહેન્દ્રઃ—તૈયાર છું.

કામાંધઃ—તારી કંઇ ઇચ્છા બાકી રહી જાય છે ?

મહેન્દ્રઃ—હા, ફક્ત તારી મહારાણીનો નાશ કરી રાજપુત્ર રામસિંહને રામનગરની ગાદીએ બેસાડવાનીજ ઇચ્છા બાકી રહી જાય છે.

કામાંધઃ—બસ ચૂપ થા, અને જણાવ કે તારે કાંઇ કહેવું છે ?

મહેન્દ્રઃ—ના.

"એમ ! તો ચાલ થઈ જા તૈયાર." કહી કામાંધે હત્યાકારીઓને પાસે બોલાવી કહ્યું:–"તમારી તલવાર નીચે ઉતારો અને આ રાજ્યદ્રોહીના શિરને જુદું કરો."

"જેવો હુકમ." કહી એક હત્યાકારીએ તલ્વાર ઉંચી કરી કે તરત સામેના દરવાજામાંથી કોઇક બોલી ઉઠયું:–"પ્રભુ, હું આવી પહોંચી છું."

તેને ઓળખી કામાંધે હત્યાકારીને હાથ લાંબો કરી અટકાવ્યો. તે બોલનાર કાળરાત્રિ હતી, તરત તે ત્યાં આવી ઉભી. કામાંધ અને હત્યાકારીઓએ તેને નમન કર્યું. કાળરાત્રિએ કામાંધને પૂછયું:–"કેમ સઘળી તૈયારી થઇ ચૂકી છે ?"

"હા નામદાર." કામાંધે જણાવ્યું.

"મારા બહાદુર સરદાર ! આપણો વિજય થઇ ચૂકયો છે. એક બે શત્રુ સિવાય સઘળા પકડાઇ ગયા છે. તેમનો વધ કરવાને સેનાપતિ અબુધ તેમને લઇ અહિં આવે છે." આમ કહી તેણે મહેન્દ્ર

સામે જોઈ પૂછ્યું:—"મહેન્દ્ર ! હવે માનવું છે કે મરવું છે ? વિચાર કર ! શા માટે તારી અમૂલ્ય જીંદગીનો નાશ કરે છે ?"

મહેન્દ્ર:—ધર્મનો નાશ થતાં આ જીંદગી કોડીની છે. ક્ષત્રિય પુત્ર જીવન કરતાં ધર્મને શ્રેષ્ઠ સમજે છે.

કાળરાત્રિ:—તારે કંઇ કહેવું છે ?

મહેન્દ્ર:—હું કાંઇપણ કહેવાને ઇચ્છતો નથી.

કાળરાત્રિ:—કંઈ પણ નહિ ?

મહેન્દ્ર:—શું કહું ? એક નીચ નારી કે જે મહાભયંકર ખૂની છે, અરે જેણે અનેક નિર્દોષ જનોનાં લોહી વહેવરાવ્યાં છે, તેની આગળ હું શું કહું ?

કાળરાત્રિ:—મ્હોતના પંજામાં આવી ગયો છે, છતાં મારી સામે આટલું બોલવાની હિંમત કરી શકે છે ? એક બળવાન રાણીની સામે ઉદ્ધતાઇથી બોલવાના કારણે તું તારા મ્હોતમાં ભયંકરતાનો વધારો કરે છે.

મહેન્દ્ર:—મિથ્યા બળનો ગર્વ કરતી ચૂડેલ ! ચૂપ થા. હું તારી સાથે વાત કરતાં પણ શરમાઉં છું. બળવાન તો તેનું નામ, કે જે સામી છાતીએ યુદ્ધ કરીને પ્રાણ લે છે.

કાળરાત્રિ:—એ તો જાણે સમજ્યાં, પણ તું કહેતો ખરો કે મૃત્યુના ભયથી તું કંપતો નથી ? આ દુનિયામાંથી વિદાય થતાં દિલમાં ડરતો નથી ?

મહેન્દ્ર:—ના, પણ ફક્ત એટલુંજ લાગી આવે છે કે 'તારો નાશ કર્યા વિના હું ચાલ્યો જાઉં છું અને મારી કુસુમના પહેલાં મૃત્યુના મુખમાં પ્રવેશું છું, બસ એટલુંજ મને લાગી આવે છે.'

કાળરાત્રિઃ—હવે કુસુમનું નામ જીભપર ન લે. તારા મૃત્યુ પછી કુસુમ તો સ્વર્ગ સુખ ભોગવશે.

મહેન્દ્રઃ—ક્ષત્રિય બાળાના હૃદયથી તું હજી અજાણ છે; તેથીજ આમ બોલે છે. મારી કુસુમ મારા મૃત્યુ પછી તરતજ મારી સાથે આવશે. આ જીવનમાં તે મારી રહી છે અને મુઆ પછી પણ મારી સાથેજ રહેશે.

કુસુમઃ—હા, હું તારી છું અને તારી સાથેજ સ્વર્ગમાં આવીશ.

કાળરાત્રિઃ-કુસુમ ! તારે વચમાં બોલવાની જરૂર નથી.

કુસુમઃ—શામાટે ન બોલું ? મારૂં સર્વસ્વ નાશ થાય છે ત્યારે કેમ ન બોલું ! ઓ રાક્ષસી માતા ! લગીરતો દયાની દૃષ્ટિએ જો.

કાળરાત્રિઃ-છોકરી ! જો તું મારૂં કહેવું કબુલ કરે તો સર્વ કાંઇ સારૂં થવાનો સંભવ છે.

કુસુમઃ—તમારા હૃદયમાં શું છે તે હું સારી રીતે સમજું છું. માતા ! તમારૂં કહેવું હું કબુલ કરનાર નથી.

કાળરાત્રિઃ-તો હું આ પળેજ મહેન્દ્રના કટકે કટકા કરી નાખું છું.

કુસુમઃ-તેમનો નાશ શામાટે કરો છો ? તેમને બચાવો, અને મને મારો. માતા ! હું તમારે પગે પડું છું. મારા મહેન્દ્રની પર દયા કરો. કહી કુસુમ તેના પગમાં પડી; કે તરત મહેન્દ્રે તેને કહ્યું, "કુસુમ ! તું આ શું કરે છે ? એક પિશાચિનીને પગે શામાટે પડે છે. તું ગમે એટલા કાલાવાલા કરીશ પરંતુ તે દયાહીન ડાકણના દિલમાં દયાનો વાસ થશે નહિ. માટે ઉઠ ઉભી થા. તેના બદલે પ્રભુને પ્રણામ કર કે જેથી તે દયાળુ કિરતાર તેમના અક્ષય ધામમાં લઇ જાય."

કાળરાત્રિઃ-ચાલ કુસુમ દૂર ઉભી રહે. મહેન્દ્રના મ્હોતનો સમય થઇ ચૂક્યો છે.



"માતા! હું તમારે પગે પડું છું મારા મહેન્દ્રનીપર દયા કરો."

પૃષ્ઠ ૨૪૬.

કુસુમ—નહિ, જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું મારા વ્હાલાંથી દૂર ખસનાર નથી.

કાળરાત્રિ—કુસુમ ! કુસુમ ! હજી પણ કહું છું કે માન, આ મૂર્ખના માટે શીદને ગુમાવે છે તારો પ્રાણ ? તેને મરવા દે અને તું સુખી થા.

કુસુમઃ—નહિ, હું તેના વિના એક પળવાર પણ જીવવાને ખુશી નથી.

ગયો જો નાથ નારીનો, પછી જીવન શા કામનું,
જતાં જીંદગીનું નૂર, સુખ પછી શા કામનું?
સતી શીયળવતી નારીનો, સ્વામી સદાએ એક છે,
મૃત્યુ પછી નીજનાથના, સંસાર સઘળો ઝેર છે.

આમ કહી કુસુમ કાળરાત્રિના સામે જોઈ રહી. કાળરાત્રિ બોલવાને જાય છે એટલામાંજ સામેથી અબૂધે બુમ મારી કહ્યું, "મહારાણી ! હું કેદીઓ સાથે આવી પહોંચ્યો છું." તેને જોઇ કાળરાત્રિ ભયંકર અવાજે બોલી ઉઠીઃ-" લાવો તેમને જલ્દી લાવો." થોડીવારમાં અબુધ કેદીઓ સાથે ત્યાં હાજર થયો. સઘળાઓને હારબંધ ઉભાં રાખવામાં આવ્યાં. મહેન્દ્ર દરેકના મુખનું અવલોકન કરી એક હાય મારી બૂમ પાડી બોલી ઉઠયોઃ—" ઓહ ! આ શો ગજબ. મારો પ્રતાપ, નરેન્દ્ર અને વ્હાલી બ્હેન વસંત શું આ રાક્ષસીનાં શીકાર થયાં ? હાય ! ઓ બાંધવો! તમારી આ દશા ! " કહી મહેન્દ્રે સાંકળવાળા હાથે કપાળપર કર પ્રહાર કર્યો. તેના અવાજથી પ્રતાપ વગેરેની દૃષ્ટિ ત્યાં ગઇ. પ્રતાપ તેને જોતાંજ બૂમ પાડી ઉઠયોઃ–" કોણ મહેન્દ્ર અને કુસુમ ? "

" હા, આ અભાગી મહેન્દ્ર અને કુસુમ." મહેન્દ્રે નિઃશ્વાસ નાખી કહ્યું.

"ઓહ ! શું કરૂં ? બંધનમાં છું, નહિ તો આ પળેજ આ નીચ રંડાને જમીન દોસ્ત કરૂં." કહી પ્રતાપ અકળાઇને ઉંચો નીચો થવા લાગ્યો. કાળરાત્રિએ સઘળાંને છેલ્લીવારને મ ટે એક બીજાની સાથે મળી લેવાનું જણાવ્યું. પ્રતાપ-નરેન્દ્ર વસંત-ધર્મ દાસ-મહેન્દ્ર-કુસુમ-વગેરે એક બીજાને ભેટયાં. રામસિંહને જોઈ કુસુમની આંખોમાંથી અસ્ખલિત અશ્રુધારા વહેવા લાગી. એ અરસ્સામાંજ ક્રૂર કર્મ કરવાને તત્પર થએલી કાળરાત્રિએ સઘળાંને તૈયાર થવાને સૂચવ્યું. સઘળાં મરવાને તૈયાર થયાં. તેનો વિચાર દરેકનો નાશ પોતાના હાથથીજ કરવાનો હતો તેથી તેણે ત્યાં ઉભેલા સરદારોને આજ્ઞા આપી કે કેદીઓને વારાફરતી મારી પાસે લાવો. હું મારા ખંજરથીજ તેમનો નાશ કરીશ કે જેથી બીજા કેદીઓ પણ મ્હોત કેમ થાય છે એ સારી રીતે જોઇ શકે."

ત્યાં આગળ દશેક સરદારો ઉભેલા હતા. તેમાંના બે આગળ વધ્યા અને પ્રથમ પ્રતાપને પકડી લાવી મહારાણીની સામે ઉભો કર્યો. પ્રતાપ કરડી આંખે તેના સામે જોઈ રહ્યો. કાળરાત્રિએ તેને ઘુંટણે બેસવાની આજ્ઞા કરી. પ્રતાપ ઘુંટણે બેઠો. સઘળાંએ આંખ્યો બંધ કરી દીધી. ક્રૂર રાણીએ એકવાર આસપાસ જોઇ અટ્ટહાષ્ય કર્યું અને પછી તરત "ખૂનીખંજર" ઉંચું કર્યું. પણ તેનું ખંજર પ્રતાપના ગળાપર પડે તે પહેલાંજ ભયંકર અવાજથી કોઇક બોલી ઉઠયું:- "સબુર." અવાજ પૃથ્વીના પેટામાંથી આવતો સંભળાયો. કાળરાત્રિ અને તેના સરદારો સ્તબ્ધ બની જોઇ રહ્યા. એ અરસ્સામાંજ ત્યાં આવેલી ગુપ્ત સુરંગનું દ્વાર ઉઘાડી બુદ્ધિસાગર અને કાન્તિસેન ત્યાં ધસી આવ્યા. કાન્તિસેને એક વાઘની માફક કાળરાત્રિ તરફ છલંગ મારી તેના હાથમાંથી વિજળીની ઝડપે ખંજર આંચકી લીધું.



# પ્રકરણ ૨૭ મું.

## " સંપૂર્ણ વિજય. "

કાળરાત્રિ ભય પામી તેમના સામે જોઇ રહી. તેની દૃષ્ટિ બુદ્ધિ-સાગર પર પડતાં જ તે ક્રોધથી બોલી ઉઠી:- " કોણ બુદ્ધિસાગર ? "

બુદ્ધિસાગરઃ-હા, હું પોતે જ.

કાળરાત્રિઃ-તું અહિં કેમ આવ્યો છે ?

બુદ્ધિસાગરઃ-તારો પ્રાણ લેવા. જો જીવવું હોય તો આ સઘળાંને છોડી મુક.

કાળરાત્રિઃ-હું તેમ કરનાર નથી. ઓ બેવકુફ ! તું પણ હવે જીવનાર નથી. તું તારા મનમાં એમ સમજતો હોઇશ કે આ બધાને જોવાથી કાળરાત્રિ ડરી જશે. પણ ના ના હું ડરનાર નથી, હું આ તમામનો પ્રાણ લીધા સિવાય છોડનાર નથી.

" શું તું અમારૂં મ્હોત લાવવા ઇચ્છે છે ? " કાન્તિસેન બોલી ઉઠયો.

કાળરાત્રિઃ-હા મ્હોત, તમારૂં મ્હોત.

કાન્તિસેનઃ-અમારૂં મ્હોત કરતાં ક્યાંક તારૂં મ્હોત ન થાય એની સંભાળ રાખજે.

કાળરાત્રિઃ-ઓહ ! શું કરૂં ? મારૂં ખંજર મારા હાથથી ગયું.

કાન્તિસેનઃ—બસ તેથીજ હવે તારા મ્હોતનું નિર્માણ થયું. જો-જો, જે ખંજરથી ત્હેં અનેકાનેકના રક્ત પ્રવાહ વહેવરાવ્યા હતા, તે તારૂં આ ખૂનીખંજર મારા હાથમાં છે. તે તારૂં સ્હાયક થવાને બદલે હવે મારૂં સ્હાયક થયું છે.

ઓ મંદથી ફુલેલી રાક્ષસી, ભર્યું છે ઝેરથી અંતરૂં,
નથી જીવવા તણો આરો, ગયું તારૂં ખૂનીખંજરૂં.

"ઓહ્ ! લાવ, લાવ, મારૂં ખંજર લાવ. જો જીવવું હોય તો મારૂં ખંજર મને આપી દે." કહી કાળરાત્રિ તેની તરફ દોડી કે તરત કાન્તિસેને ધક્કો મારી તેને દૂર કરતાં કહ્યું:–"દૂર રહે, મારી આગળ તારૂં હવે કંઇ પણ ચાલનાર નથી. જો વધારે તોફાન કરીશ તો આ સમયેજ આ ખંજરથી લોહીમાં તરબોળ થઇ પડીશ."

"છટ્, તારાથી શું થનાર છે ? ઓ મરણને મળવા આવેલા છોકરા ! જણાવ તો ખરો કે તું કોણ મૂઓ છે ?" કાળરાત્રિએ ઉશ્કેરાઇને પૂછ્યું.

"શું તું મને ઓળખતી નથી ? તારા દરબારમાં દૂત થઇ આવેલા આ કાન્તિસેનને હજી પણ ઓળખી શકી નથી ?" કાન્તિસેને જણાવ્યું.

"કોણ તું કાન્તિસેન ? કનકાવતીનો રાજદૂત ?" કાળરાત્રિએ મોટા અવાજે પૂછ્યું

"હા, એજ, પણ અત્યારે તો તને લેવાને આવેલો યમદૂત." કાન્તિસેને જવાબ આપ્યો.

"અરે ! આ શો ગજબ, દગો. કાન્તિસેન ! તું અહિં શા માટે આવ્યો છે ?" કાળરાત્રિએ ભયાનક સ્વરે પૂછ્યું.

"મારા સ્નેહિઓને બચાવવા અને તને યમપૂરીમાં રવાને કરવા હું અહિં આવ્યો છું." કાન્તિસેને કહ્યું.

કાન્તિસેનનું બોલવું સાંભળી તરત પ્રતાપ બોલી ઉઠયો:–"ભાઇ કાન્તિસેન ! પ્રભુની ખાતર મને એકદમ બંધનમુક્ત કર, કે જેથી હું આ પાપિણીને એકદમ બોલતી બંધ કરી દઉં."

"પ્રતાપસિંહ ! હું આ ક્ષણેજ તમને બંધન મુક્ત કરૂં છું." કહી કાન્તિસેન તેની પાસે જવા લાગ્યો; કે તરત કાળરાત્રિએ તેની

નજીક દોડી આવી તેને અટકાવી કહ્યું:-"ખબરદાર."

"ચાલ ચાલ, દૂર જા, પિશાચિની!" કહી કાન્તિસેને તેના સામે ખંજર ધરી પાસે ઉભેલા બુદ્ધિસાગરને ઇસારત કરી સઘળાંને બંધનમૂક્ત કરવાનું સૂચવ્યું. બુદ્ધિસાગરને જતો જોઇ કાળરાત્રિએ બૂમ મારી સરદારોને કહ્યું:-"શું જોઇ રહ્યા છો ? એકદમ આગળ વધો અને આ શત્રુઓના કટકે કટકા કરો."

"તારા નિર્માલ્ય સરદારો અમને કાંઇ પણ કરી શકવાને સમર્થ છે નહિ, પણ તે પહેલાં આ મારા વીર યોદ્ધાઓ જોજે કે કેવો કાળો કેર વર્તાવે છે." કહી કાન્તિસેને પોતાના અંગરક્ષકોને આજ્ઞા આપી. બન્ને પક્ષમાં ઝપાઝપી શરૂ થઇ. કાળરાત્રિ સમશેર ખેંચી શત્રુ સરદારોનો સંહાર કરવા લાગી. એ તકનો લાભ લઈ કાન્તિસેને પ્રતાપ-મહેન્દ્ર-નરેન્દ્ર-વસંત વગેરેને છૂટા કરી દીધાં. બંધનમૂક્ત થએલા વીર યોદ્ધાઓ ભયંકર ગર્જના કરી શત્રુઓને મારવા દોડયા. તેમની પાસે હથીઆર નહોતાં. તેમણે શત્રુ સરદારોને હાથના સપાટાથી હરાવી તેમનાં હથીઆર ખૂંચાવી લીધાં અને તેમનાંજ શસ્ત્રોથી તેમનો સંહાર કરવા લાગ્યા. કાળરાત્રિએ ભયંકર અવાજ કર્યો, કે જેથી ખંડીએરોમાં રહેલા બીજા સરદારો અને સૈનિકો ત્યાં દોડી આવ્યા. ત્યાંનું મેદાન સૈનિકોથી ભરાઇ ગયું. શત્રુ સૈન્ય વેગથી આક્રમણ કરવા લાગ્યું. પ્રતાપ-નરેન્દ્ર-ધર્મદાસ અતુલ પરાક્રમથી શત્રુઓને સંહારવા લાગ્યા. મહેન્દ્રના ક્રોધની સીમા નહોતી. તે કાળરાત્રિને મારવાનો લાગ તપાસતો હતો. બુદ્ધિસાગર, વસંત-કુસુમ રામસિંહ-અને હમીરસિંહને લઈ દૂર ઉભો હતો. કાન્તિસેન ભયાનક ગર્જના કરી ખૂનીખંજરથી શત્રુઓના બે ભાગ કરતો હતો. કાળરાત્રિ અને તેની વચ્ચે ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હતું. કામાંધસિંહ અને

બીજા સરદારો રાણીને બચાવવા દોડી આવ્યા. જોતજોતામાં કાન્તિસેને કામાંધસિંહ અને બીજા બેએક સરદારોને ખંજરથી પૂરા કર્યા. કાળરાત્રિના ઘણા ખરા સરદારો અને સૈનિકો મરણને શરણ થઇ ગયા અને જેઓ જીવતા હતા તે જીવપર આવીને લઢતા હતા. કાળરાત્રિ વિજયની આશા મૂકી ગાઢ નિઃશ્વાસ નાખી આત્મગત બોલીઃ-“ હાય! ભૈરવના કહેવા પ્રમાણેજ થયું, મારૂં ખંજર બીજાના હાથમાં ગયું- જો હજી કોઇ પણ ઉપાયે ખંજર પાછું મળે તો બાજીનો રંગ ફરે.” આમ વિચારી તેણે કર્કશસ્વરે કાન્તિસેનને કહ્યુંઃ-“કાન્તિસેન! મારૂં ખંજર આપી દે, જો મારી આજ્ઞા માનીશ તો હું તને ન્યાલ કરીશ.”

“ તારા તરફની હું કંઇ પણ આશા રાખતો નથી. ઓ રામનગરની ચુડેલ! આ ખંજર લેવાની આશા હવે મૂકી દેજે. આ તારૂં ખંજર તારા સૈનિકોનું લોહી પી તૃપ્ત થયું છે અને હવે ફક્ત તારૂં લોહી પીવાને આતુર થઇ રહ્યું છે.” કાન્તિસેને ક્રોધથી કહ્યું.

“શું તું મારૂં મ્હોત નીપજાવીશ ?” કાળરાત્રિ ગર્જી ઉઠી.

“ હા, તારૂં મ્હોત. હું આ ખંજરથીજ તારો જીવ લઇશ અને તારા કર્મનાં ફળ આપીશ.” કાન્તિસેને જણાવ્યું.

“ ઓ દગાખોર! મારૂં મ્હોત કરતાં જોઇ લે કે કોનું મ્હોત થાય છે?” કહી તે પિશાચિનીએ એકાએક પિસ્તોલનો ભ્હાર કર્યો.

કાન્તિસેન ઉશ્કેરાયો અને ભયંકર ગર્જના કરી રાણીનો જીવ લેવા ધસ્યો. ક્રૂર રાણીએ તેને નજીક આવવા દઇ ઉપરાસાપરી ત્રણ પિસ્તોલના ભ્હાર કર્યા.

કાન્તિસેન જખમી થઇ જમીનપર પડયો. તેનું સમસ્ત શરીર લોહીથી રંગાઇ ગયું. કાળરાત્રિ તેને નીચે પડેલો જોતાંજ વિકાળ

વાઘની માફક ખંજર લેવાને દોડી. તે કાન્તિસેનની નજીક પહોંચે તે પહેલાં તો વીર પ્રતાપે ત્યાં દોડી આવી ખંજર ઉપાડી લીધું. કાળરાત્રિએ પિસ્તોલને કમરપટામાં ખોસી તેને મારી નાખવા તલવાર ખેંચી, કે તરત વીર મહેન્દ્રે પાછળથી દોડી આવી તેની પર તલવારનો પ્રહાર કર્યો. રાણીએ બખ્તર પહેરેલું હોવાથી તલવારનો ઘા નિષ્ફળ ગયો. કાળરાત્રિ ઉશ્કેરાઇ. મહેન્દ્ર અને તેની વચ્ચે જબરૂં યુદ્ધ મચી રહ્યું. મહેન્દ્રે કૃતાંત કાળરૂપ ધારણ કર્યું હતું. જોતજોતામાં તો તેણે કાળરાત્રિને કાયર કરી નાખી. તેની તલવાર હાથમાંથી છૂટી જમીન પર પડી. તેણે કમરપટા સામે નજર કરી. પિસ્તોલ કાઢવાને હાથ નીચે ઉતાર્યો. એ અરસામાંજ મહેન્દ્રે તેની પર ધસી આવી તેને નીચે પાડી દીધી. મહેન્દ્ર ભૂખ્યા વરૂની માફક છલંગ મારી તેની છાતી પર ચઢી બેઠો. આ વખતે તેના કોપનો પાર રહ્યો નહોતો. પ્રતાપસિંહ અને નરેન્દ્ર કાન્તિસેનની સારવાર કરતા હતા. ધર્મદાસ-વસંત વગેરે સ્તબ્ધ બની મહેન્દ્રની તરફ જોઇ રહ્યાં. રાણીના સૈનિકો અને સરદારોમાંથી ફક્ત દસ સિપાહીઓ અને સેનાપતિ અબુધસિંહ જીવવા પામ્યા. તેમનાં હથીયાર છીનવી લઇ તેમને બંધીવાન બનાવ્યા. પેલી તરફ ઉગ્ર ક્રોધી મહેન્દ્રે કાળરાત્રિનો વધ કરવાને હાથ ઉંચો કર્યો; કે તરત પાછળથી કોઇએ મોટી બુમ મારીને કહ્યું;-"મહેન્દ્ર ! સબુર કર, એ પિશાચિનીને થોડીકવારને માટે જીવવા દે." મહેન્દ્રે પાછળ દૃષ્ટિ કરી; તો તેણે ઉદયસિંહને અનેક માણસો સાથે ત્યાં આવતો જોયો. થોડીવારમાં ઉદયસિંહ ત્યાં આવી ઉભો રહ્યો. તેને જોઇ મહેન્દ્રે કહ્યું-" આપ મહાત્માને, હું ઓળખી ગયો છું, તમે આ નીચ નારીને મારી નાખવાની શા માટે મના કરો છો ?"

"મારો વિચાર કંઇક જુદોજ છે, માટે તું ઉભો થા અને તારી

મદદે આવેલા કાન્તિસેનની સારવાર કર.” ઉદયસિંહે જણાવ્યું.

મહેન્દ્ર તેની છાતીપરથી નીચે ઉતરી કાન્તિસેનની પાસે ગયો. ત્યાં સઘળાં બેઠાં હતાં. કાન્તિસેન બેશુદ્ધ હતો. તેને માટે સઘળાંને અપાર શોક થયો હતો. કાળરાત્રિ પણ બેશુદ્ધ થઇ ગઇ હતી. ઉદયે ધર્મદાસને પાસે બોલાવી કહ્યું:–“ધર્મદાસ! તમે સઘળાં બેશુદ્ધ કાન્તિસેનને લઇ રામનગર જાઓ: હું આ રાક્ષસી રાણીને લઇ ત્યાં આવું છું.” પ્રતાપ-નરેન્દ્ર ધર્મદાસ વસંત વગેરે બેશુદ્ધ કાન્તિસેનને ઉપાડી બુદ્ધિસાગર સાથે સૂરંગ વાટે રામનગરમાં ગયા તે પછી ઉદયસિંહે બેશુદ્ધ રાણીને મ્યાનામાં નાખી ત્યાંથી ચાલવા માંડયું. તેના સરદારો રાણીના મ્યાનાની આસપાસ ખુલ્લી તલવારે ચાલવા લાગ્યા. સૈનિકો અણુધસિંહ અને શત્રુ સિપાહીઓને પકડી પાછળ ચાલવા લાગ્યા. સઘળાં રામનગરમાં આવ્યાં. સૈનિકો જય ગર્જના કરવા લાગ્યા. પ્રમિલાના આનંદનો પાર નહોતો. સઘળાં મળી ભેટી આનંદ કરવા લાગ્યાં. ઉદયસિંહે ભગવાનસિંહ અને રણવીરસિંહને સવારમાં મોટો દરબાર ભરવાની આજ્ઞા કરી. તે પછી કેદીઓને કોટડીમાં પૂરી દીધા કાળરાત્રિને સખ્ત ચોકી પહેરા વચ્ચે મહેલના દિવાનખાનામાં સૂવારી. તે પછી સઘળા સવારના દરબારની તૈયારીમાં ગુંથાયા.

---

## પ્રકરણ ૨૮ મું.

### “ દરબાર. ”

રામનરેના ભવ્ય રાજ્યમહેલના વિશાળ મેદાનમાં આજે મોટો દરબાર ભરવાનો હતો. પ્રાતઃકાળ થતાં રામનગરના રસ્તાઓ જનસમાજથી ચિક્કાર ભરાવા લાગ્યા. ક્રૂર કાળરાત્રિના પરાજય-

થી પ્રજાજનોના આનંદનો પાર રહ્યો નહોતો. સર્વત્ર જયજયકાર વર્તાઇ રહ્યો હતો. જનસમાજના મુખથી રાજકુમાર રામસિંહનો વિજય-રામસિંહ મહારાજ ઘણું જીવો એ પ્રકારના ગગનભેદી અવાજ સંભળાવા લાગ્યા. નગરના સંભવિત ગૃહસ્થો સારાં વસ્ત્રથી સજ્જ થઇ દરબારમાં જવા લાગ્યા. એક બાજુ સૈનિકો હારબંધ ખૂલ્લી તલવારે ઉભા હતા. બીજી બાજુએ ઘોડેસ્વારો ઉભા રહી દરબારમાં જતા સરદારોને નમન કરતા હતા. સરદારો અને પ્રતિષ્ઠિત ગૃહસ્થો દરબારમાં પ્રવેશી પોતપોતાની લાયકાત મુજબ આસનપર સ્થાન લેવા લાગ્યા. સમય થતાંજ રાજકુમાર રામસિંહ મનોહર પોષાક ધારણ કરી પ્રમિલાની આંગુળી પકડી દરબારગૃહમાં દાખલ થયો; કે તરત પ્રતિહારે કુમારશ્રી રામસિંહને ઘણી ખમા કહી નેકી પોકારી. તેમની પાછળ પ્રતાપસિંહ હમીરનો હાથ પકડી દરબારમાં આવ્યો. પ્રમિલા રામસિંહને લઇ એક સુવર્ણ સિંહાસનપર બેઠી. પ્રતાપ હમીરને લઇ તેની સામે બેઠો. તે પછી મહેન્દ્ર-નરેન્દ્ર ધર્મદાસ વસંત-કુસુમ વગેરે દરબારમાં આવી આસનપર બીરાજયાં. સર્વત્ર શાન્તિ ફેલાએલી હતી. એ અરસ્સામાંજ બહાર બંદુકોના અવાજ થયા; અને તેની સાથેજ નેકી પોકરાઇ કે મહારાજા કનકસેનને ઘણી ખમા. સર્વ સભામંડળ મહારાજા કનકસેનના આગમન દ્વાર તરફ નિરિક્ષા કરી રહ્યું. એકાએક મહારાજા કનકસેનના પધારવાથી પ્રતાપને આશ્ચર્ય થયું. તેણે નરેન્દ્રના સામે જોયું. નરેન્દ્રે જણાવ્યું કે જે દિવસે આપણો વિજય થયો તેજ દિવસે સરદાર ઉદયસિંહે મહારાજાને પધારવાનું આમંત્રણ કરવાને ઘોડેસ્વાર મોકલ્યો હતો. પ્રતાપ ઉદયસિંહની સમયસૂચકતાથી પ્રસન્ન થયો. એટલામાં જ મહારાજા કનકસેને ઉદયસિંહ સરદાર સાથે સભાગૃહમાં પ્રવેશ કર્યો. તેમને માટે તૈયાર રાખેલા આસનપર બિરા-

જવાને ઉદયસિંહે જણાવ્યું. સભાજનોએ ઉભા થઇ તેમને વંદન કર્યું. મહારાજા કનકસેન સભાગૃહની વચમાં ગોઠવેલા એક મોટા ખાલી સુવર્ણ સિંહાસનની જોડે ગોઠવેલા બીજા સિંહાસનપર બિરાજ્યા. મહારાજાએ નરેન્દ્ર-વસંતને પાસે બોલાવી તેમનું કુશળ પૂછ્યું. બન્ને જણાં તેમને નમન કરી પોતપોતાની જગ્યાએ બેઠાં. આ ખાલી સિંહાસન કોને માટે હશે તેના તર્કવિતર્ક થવા લાગ્યા. સરદાર ઉદયસિંહ મહારાજા કનકસેનની પાસેના આસનપર બેઠો. તે પછી મહારાજા કનકસેને રાજકુમાર રામસિંહને પૂછ્યું:-" કુમાર ! હવે શું વિચાર છે?"

રામસિંહે પ્રમિલા સામે જોઈ પૂછ્યુઃ-" કાં મોટી બ્હેન ! હવે શું વિચાર છે ?" પ્રમિલાએ તેના કાનમાં કંઇક કહ્યું; કે તરત કુમારે પાસે ઉભેલા બુદ્ધિસાગરને કહ્યુંઃ-" સરદાર ! જાઓ, કાળરાત્રિ અને અબુધસિંહને અહીં લઇ આવો."

બુદ્ધિસાગર ચાલ્યો ગયો અને અલ્પ સમયમાં કાળરાત્રિ અને અબુધને લઇ ત્યાં હાજર થયો. તેમની પછવાડે આવેલા ખુલ્લા તલવારોવાળા સરદારો એક બાજુએ ઉભા રહ્યા, રાણી કાળરાત્રિએ તિક્ષણ નજરે સઘળાની સામે દૃષ્ટિ કરી. પણ પછી તરત નીચુ જોઇ ઉભી રહી. તેની પાસે સેનાપતિ અબુધસિંહ થરથર ધ્રુજતો ઉભો રહ્યો. સભામાં શાન્તિ છવાઈ ગઇ. સર્વ જનો તિરસ્કારયુક્ત વદને તેમની સામે જોઇ રહ્યાં. એટલામાં મહારાજા કનકસેને કહ્યુંઃ-" કાળરાત્રિ ! ત્હેં ઘણાંજ કુકર્મ કર્યાં છે; તેને માટે હવે તું શું જવાબ આપે છે?"

" હું કંઇ પણ જવાબ આપનાર નથી." કાળરાત્રિએ કહ્યું.

તેનું બોલવું સાંભળી પ્રમિલા કહેવા લાગીઃ-" અભિમાની રાણી! તારા સુખના સૂર્યનો અસ્ત થયો છે, માથે કાળ ઝઝુમી રહ્યો છે છતાં હજી શામાટે અભિમાનનો ત્યાગ કરતી નથી ?"

" છોકરી ! ચૂપ થા, તું મને કંઇપણ કહેવાને લાયક નથી. આ પ્રાણ છે ત્યાં સુધી હું મારો ટેક છોડનાર નથી અને માફીને માટે કોઇની ખુસામદ કરનાર નથી. " કાળરાત્રિએ કહ્યું.

" અચુધસિંહ ! તમારો શું વિચાર છે ?" પ્રમિલાએ પૂછયું.

" મારા વિચારનો આ વખતે પાર નથી. પ્રમિલા બ્હેન ! આ પાપી અત્યારે અત્યંત પસ્તાય છે. એક જુલ્મી રાણીના સહવાસમાં રહી મ્હેં મારાં ધોળામાં ધુળ નાખી છે. પ્રતાપ જેવા પવિત્ર પુત્રનો તિરસ્કાર કરવાથી અંતે મારી આ દશા થઇ છે. પ્રમિલા બ્હેન ! મારા અપરાધની ક્ષમા અપાવો." કહી અચુધ તેના ચરણમાં પડવા ગયો કે તરત પાસે ઉભેલી કાળરાત્રિએ તેને અટકાવીને કહ્યું:—" બેશરમ! શત્રુઓને પગે પડતાં શરમાતો નથી ? તું એક બળવાન રાણીનો સેનાપતિ થઇ ક્ષમા યાચતાં મરી કેમ જતો નથી."

" મહારાણી ! હવે શા માટે આટલો બધો ગર્વ કરો છો ? આપણા કુકર્મોની અવધી આવી રહી છે. પાપનો કુંભ ફૂટી ગયો છે, મ્હોતનો સમય નજદીક આવી પહોંચ્યો છે, છતાં શા માટે અભિમાનમાં અંધ થઈ પાપની વિશેષ વૃદ્ધિ કરી રહ્યાં છો ? મહારાણી! આ સચૂળાંની ક્ષમા માગો. જો તમારી ઇચ્છા જીવવાની હશે તો આ દયાળુ મહારાજા તમારી પર દયા દર્શાવશે. તમે..." અચુધ આગળ બોલે એ પહેલાંજ કાળરાત્રિએ ગુસ્સાથી તેને બોલતો અટકાવી કહ્યું—"ઓ બુઢ્ઢા! તું એકદમ બોલતો બંધ થા. શું તું દિવાનો તો નથી થઈ ગયોને ? "

અચુધઃ—ઓ મારી મહારાણી ! હું ગાંડો નથી થયો પણ મ્હોતનું નામ સાંભળીને ગાંડો બની જાઉં છું. અરેરે ! તમે છાનાં

રહો. આ સભામાં આવી રીતે બોલવાથી શું પરિણામ આવશે તે જાણો છો ?

કાળરાત્રિઃ—હા, મ્હોત. બોલ એ સિવાય બીજુ કાંઇ છે ?

અબુધઃ—પણ હું મરવાને રાજી નથી. તમારે મરવું હોય તો મરો પણ મને તો જીવવા દયો.

કાળરાત્રિઃ—અબુધ ! તું જીવીશ પણ કદાપિ સુખ ભોગવી શકીશ નહિ. માટે ઉત્તમ છે કે શત્રુની દયા માગ્યા વિના મરણને શરણ થવું.

અબુધઃ—પણ મારે મરવું નથી તેનું કેમ ? ઓ રાણી ! હજી આ જીવ મરવાને લાયક થયો નથી. કારણ કે તેણે અત્યાર સુધી ભયંકર પાપ કર્મ જ કર્યાં છે. હા ! તે પાપકર્મનો અત્યારે પૂર્ણ પસ્તાવો થાય છે. હું જો મરી જાઉં તો જરૂર નર્કમાં જાઉં; પણ જો કદાચ આ દયાળુ જનોની કૃપાથી જીવતો રહીશ તો પાપનો પસ્તાવો કરી પ્રભુનું ભજન કરીશ, કે જેથી મારાં પાપ ધોવાઇ જાય.

કાળરાત્રિઃ—હું તને જીવતો જોવાને રાજી નથી.

અબુધઃ—ઓ રાણી ! હું નહોતો જાણતો કે તમે આવાં ક્રૂર હશો ? અરેરે ! તમારે જીવવું નહિ અને બીજાને પણ જીવવા દેવો નહિ, એતો ક્યાંનો અને કેવો ન્યાય !

કાળરાત્રિઃ—એ મારો ન્યાય છે.

અબુધઃ—તે આપનો ન્યાય આપની પાસે જ રાખો અને આ પરદા થએલા અબુધને જીવતો રહેવા દઇ પાપનું પ્રાયશ્ચિત કરવા દયો.

કાળરાત્રિઃ—હું નહોતી જાણતી કે તું એક બહાદુર રાણીનો સેનાપતિ થઇ આવો કાયર અને નામર્દ હોઇશ. બસ હવે હું તને

જીવતો રહેવા દઇશ નહિ. ચાલ, ઓ મરણને ધિક્કારનારા બુઢ્ઢા ! ચાલ, આ કટારને સ્વાધિન થઇ મારે માટે રસ્તો સાફ કરવા મરણને શરણ થા. કહી તે ઘાતકી રાણીએ અત્યાર સુધી છૂપાવી રાખેલી કટાર બહાર કાઢી અણુધના પેટમાં ભોંકી દીધી. અણુધ ભયંકર ચીસ પાડી જમીન પર પડયો. તેના શરીરમાંથી રક્તનો પ્રવાહ નીકળ્યો. સર્વ સભા સ્તબ્ધ બની ગઇ. કાળરાત્રિ કટાર ફેંકી દઇ શાન્ત ઉભી રહી. મરણને માટે તરફડીઆં મારતો અણુધ તૂટતી જીભે બોલવા લાગ્યોઃ– "હાય ! મને યોગ્ય શિક્ષા થઇ ચૂકી છે. મારાં પાપનાં ફળ મને મળી ચૂક્યાં છે. હાય, નીચ નારીના સહવાસથી આ પરિણામ...પ્રાપ્ત થાય છે, આહ...હું જાઉં છું; પણ–મારા...પ્રતાપને જોવા ચાહું છું." કહી તે ચારે તરફ પ્રતાપને જોવા આંખ્યો ફેરવવા લાગ્યો. પ્રમિલા પ્રતાપને તેની પાસે લઈ આવી. પ્રતાપને જોઈ અણુધે કહ્યું:– "દેવરૂપ દિકરા ! મને ક્ષમા આપ અને આ પ્રમિલાની સાથે રહી સુખી થા. જાઉં છું. સર્વ...મને...ક્ષ...મા...મા...અ...આપો." બસ થઈ ચૂક્યું. અણુધના રામ રમી ગયા. પ્રતાપની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. પ્રમિલા તેને ત્યાંથી લઈ ગઇ. અણુધના શબને મહેલની અંદર મોકલાવી દીધું. સર્વ સભાજનો કાળરાત્રિને ધિક્કારની નજરે જોઈ રહ્યા. તે પછી સરદાર ઉદયસિંહે ઉભા થઇ સભાજનો સમક્ષ કાળરાત્રિનાં ક્રૂર કર્મોનું વિવેચન કર્યું. તેનાં ઘાતકી કામો સાંભળી સર્વ જણાં ધિક્કાર–ધિક્કારનો વર્ષાદ વર્સાવવા લાગ્યાં. બાદ ઉદયસિંહે કાળરાત્રિ સામે જોઈ કહ્યું:–" કાળરાત્રિ ! ત્હેં ઘણાંજ નીચ કર્મ કર્યાં છે. ખરેખર તું સુંદર રૂપમાં અવતરેલી એક રાક્ષસી છે. રાણી ! જો, આ વીંટીને તું ઓળખે છે કે ?" કહી ઉદયસિંહે એક વીંટી કાઢી તેને દેખાડી. કાળરાત્રિએ ઝડપ મારી તેના હાથમાંથી વીંટી લઈ લેતાં કહ્યું:–"હા, આ વીંટીને ઓળખું છું."

"આ વીંટીનો ત્હેં કોનીપર ઉપયોગ કર્યો હતો?" ઉદયે પૂછ્યું.

"રામનગરના મહારાજા સુજનસિંહનો પ્રાણ આ વીંટીથી જ મ્હેં લીધો હતો." કાળરાત્રિએ જવાબ આપ્યો.

"હા! ઓ નિષ્ઠુર નારી! તારા શબ્દો સાંભળી મને ભયંકર ક્રોધ ચઢે છે." ઉદયે કંપીને કહ્યું.

"તારા ક્રોધની પરવાહ નથી. હું મરણને મળવાજ અહિં ઉભી છું. તારાથી થાય એટલું કરી લે, મને ભયંકર મ્હોતથી માર પણ હું તેથી ડરનાર નથી." કાળરાત્રિએ કહ્યું.

"ઓ રાક્ષસી! શાન્ત થા. તારા જુલમથી આ પૃથ્વી કંપાયમાન થઈ રહી છે. કાળરાત્રિ! પ્રભુનો ઉપકાર માન કે તું એક ભયંકર પાપથી બચી છે. તારી વીંટીનો પ્રયોગ નકામો ગયો છું; મહારાજા સુજનસિંહ હજી જીવતા છે."

"શું મહારાજા સુજનસિંહ જીવતા છે?" સભાજનો આશ્ચર્ય પામી બોલી ઉઠયા.

"હા, રાણી સુનંદા સાથે તે જીવતા છે. પ્રભુ કૃપાથી આ સેવક તેમને બચાવવાને ભાગ્યશાળી થયો છે." ઉદયે કહ્યું.

"ધન્ય છે, વીરપુરૂષ તમને ધન્ય છે." સભાજનો ગર્જી ઉઠયા.

"ઉદયસિંહ! મહારાજા અને મહારાણીને હવે અહિં બોલાવો." કનકસેને કહ્યું. તત્કાળ ઉદયસિંહે બુદ્ધિસાગરને ઇસારત કરી રવાના કર્યો. થોડી વારમાંજ બુદ્ધિસાગર તેમને લઈ આવ્યો. મહારાજાને જોતાંજ સભાજનોએ હર્ષ ધ્વનિ કર્યો. ઉદયસિંહનાં જે ગુરૂરૂપ માતાપિતા હતાં તેજ મહારાજા સુજનસિંહ અને સુનંદા હતાં. ઉદયસિંહે તેમને ખાલી પડેલા સિંહાસન પર બેસવાની વિનંતી કરી. મહારાજા મહારાણીને લઇ સિંહાસન પર બિરાજ્યા. સુનંદાએ રામસિંહને ઉંચકી ખોળામાં

બેસાડયો. પ્રતાપ-મહેન્દ્ર ધર્મદાસ વગેરેએ નમન કર્યું. મહારાજાએ આસન પરથી ઉતરી સઘળાંને ગાઢ આલિંગન આપ્યું. પ્રમિલાને આશિષ આપી. કુસુમ માતા પિતાને પગે પડી. તેને જોઇ સુનંદાની આંખોમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યાં. પુત્રીને છાતી સરસી દબાવી પાસે બેસારી. તે પછી મહારાજાએ ઉદયસિંહને ગાઢ આલિંગન આપતાં કહ્યું:-" સરદાર ! તમારી કૃપાથીજ આજનો સુઅવસર પ્રાપ્ત થયો છે. ભાઈ! તમારો હું અત્યંત ઉપકારી છું. " કહી સુજનસિંહ, મહારાજા કનકસેનને મળી ભેટી આસન પર બિરાજ્યા. કાળરાત્રિ સઘળાંને જીવતાં જોઈ સહેત પુણી જેવી થઇ ગઈ. તેનું અભિમાન ધીમે-ધીમે ઉતરવા લાગ્યું. સઘળાં કુકર્મ યાદ આવ્યાં અને તેની સાથેજ તેની આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. એવામાં મહારાજા સુજનસિંહે તેના સામે જોઈ કહ્યું. " કાળરાત્રિ ! હવે તારો પસ્તાવો નકામો છે. તું નર્કની અધિકારી થઈ ચુકી છે. "

" હા-હા, હું નર્કમાંજ જઈશ, અને પાપની શિક્ષા ભોગવીશ પણ...પણ...તે પહેલાં તમે મને માફ કરો. હું અક્ષમ્ય અપરાધિની છું. તમારી અને સુનંદા બ્હેનની ક્ષમાની ઉમેદવાર છું. નાથ ! મને ક્ષમા કરો. " કહી રાણી રાજાને પગે પડવા ગઈ. તેનાથી દૂર ખસતાં મહારાજા બોલી ઉઠયાઃ-" દૂર, દૂર, એક પિશાચીને હું ક્ષમા આપી શકતો નથીઃ નીચ રંડા ! ત્હેં મારાં બાળકોને અત્યંત કષ્ટ આપ્યું છે. તેની શિક્ષા તને એ બાળકોને હાથે જ થશે. "

" હું મરવાને તૈયાર છું. એક પળ પણ હવે જીવવાને ખુશી નથી. પણ-એકવાર આપના પવિત્ર મુખે ક્ષમા શબ્દ બોલો. " કહી રાણી હાથ જોડી જમીન પર પડી. તેની દરકાર નહિ કરતાં મહારાજાએ મહેન્દ્ર સામે જોઈ કહ્યું:-"પુત્ર મહેન્દ્ર આ રંડાને અહિંથી દૂર કર. "

" જેવી આજ્ઞા. " કહી મહેન્દ્ર ઉભો થયો; કે તરત સુનંદા નીચે ઉતરી બોલી ઉઠી:–" મહેન્દ્ર ! આગળ વધીશ નહિ. " મહેન્દ્ર પુનઃ આસનપર બેઠો. રાણી સુનંદા રાજા સામે જોઈ બોલી:–" પ્રભુ ! એને ક્ષમા આપો. દયા અને ક્ષમા એ ભૂપતિનું ભૂષણ છે.

" રાણી ! શું કરૂં ? ક્રોધ તો ઘણો ચઢે છે, પણ જા, તેને ક્ષમા આપું છું. હા ! મોહાંધતાથી આવું પરિણામ પ્રાપ્ત થાય છે એનું હવે મને પૂર્ણ ભાન થયું છે. એક નીચ નારીની લાયકાત જોયા વિના શ્રેષ્ટ પદે ચઢાવવાથી અવશ્ય સંકટ સહન કરવું પડે છે. આ દુષ્ટાએ મારી પર જુલ્મ ગુજાર્યો છે. જા, જા, ઓ રાક્ષસી ! આ સુનંદાના કહેવાથી તને ક્ષમા છે." કહી રાજા સુજનસિંહ શાન્ત થઇ બેઠા. તે પછી સુનંદાએ કાળરાત્રિને ઉભી કરતાં કહ્યું:–" બહેન ! ઉભાં થાઓ, હવે રડવું નકામું છે. "

" બહેન સુનંદા ! તારૂં પ્રભુ કલ્યાણ કરો. હું તારી અપરાધિની છું. " કહી કાળરાત્રિ બેપાટ રડવા લાગી. સુનંદા તેને શાન્તિ આપવા લાગી. સુનંદાની સહનશીલતાથી સૌ કોઇ આશ્ચર્ય પામી જોઇ રહ્યાં. એ અરસામાંજ એક સરદારે ત્યાં આવીને જણાવ્યું કે:–" કાન્તિસેન અરણની નિકટ આવી પહોંચ્યા છે, અને તે સઘળાંને ત્યાં તેની પાસે બોલાવે છે. "

" અફસોસ ! શું કાન્તિસેનનો કાળ આવી પહોંચ્યો !" પ્રતાપ ગભરાઇને બોલી ઉઠયો.

મહેન્દ્રઃ—ખરેખર તે દૈવી પુરૂષ છે.

નરેન્દ્રઃ—હું પણ તેનો અત્યંત ઉપકારી છું.

વસંત—તેના પ્રતાપથીજ આપણે સઘળાં જીવતાં રહ્યાં છીએ.

આની રીતે સર્વ બોલી ઉઠયાં. ઉદયસિંહે બન્ને મહારાજા સામે જોઇ કહ્યું:—આપણે ત્યાં જઇશું ?

"હા, ચાલો. તે વીર યુવકના પ્રયત્નથીજ આજનો સુઅવસર પ્રાપ્ત થયો છે. તેણે આપણે માટે જ તેનું જીવન નષ્ટ કર્યું છે. ચાલો, બને એટલા ઉપાય કરી તેને બચાવવાનો પ્રયત્ન કરીએ." કહી મહારાજા સુજનસિંહ કનકસેનમહારાજાની સાથે ચાલવા લાગ્યા. તેમની પાછળ રાજ્યકુટુંબ અને મોટા સરદારો ત્યાં જવા લાગ્યા. ઉદયસિંહે સભાનું વિસર્જન કર્યું. હજી કાળરાત્રિ ત્યાં ઉભી રહી હતી. તે ઉદયને જતો જોઈ બોલીઃ-" ઉદયસિંહ ! ઉભા રહો."

"કેમ શું છે ? હજી પણ મારો પ્રાણ લેવાનો વિચાર છે કે શું ?" ઉદયે પૂછ્યું.

"ઉદયસિંહ ! આ મરેલીને હવે વધારે શા માટે મારો છો. મને ક્ષમા કરો, હું તમારા ચરણમાં પડું છું." કહી કાળરાત્રિ નમી પડી.

"કાળરાત્રિ ! ઉઠ ઉભી થા, મારી તને ક્ષમા છે."

"હાય ! મ્હેં તમારૂં સર્વસ્વ નાશ કર્યું છે. હું હવે પસ્તાઉં છું." કાળરાત્રિ રડી પડી.

"હવે પસ્તાવો નકામો છે. કાળરાત્ર જો કે હું મારી ગુણસુંદરીને ગુમાવી બેઠો છું, પણ પ્રભુએ મારા સામે જોયું છે અને ગુણસુંદરીને બદલે મને મારૂં પુત્ર રત્ન મળી આવ્યું છે."

"શું તે પુત્ર હજી જીવે છે ? બતાવો-બતાવો-હું તેને જોવા ઇચ્છું છું. ઉદયસિંહ ! તમે મારા દેવ છો. તમે જ આ નિષ્ઠુર મારીના ખરેખરા સ્વામી છો. પ્રભુ ! આ અપરાધિનીના અપરાધ ભૂલી જાઓ અને તે વ્હાલા બાળકને બતાવો કે જેથી તેને જોઈ હું મરણ પહેલાં સંતોષ પામું."

"કાળરાત્રિ ! ત્હેં તેને જોયો છે. શું ત્હેં......ને નથી જોયો ?" કહી ઉદયે તેની નજીક જઈ કંઈક કહ્યું. કાળરાત્રિ વિજળીની માફક ચમકી આકાશ સામે જોઈ રહી અને પછી પાછી શાન્ત થઈ બોલીઃ—

"ઉદયસિંહ ! હવે મને શાન્તિ થઈ. હવે મારી ઇચ્છા કાન્તિસેનને જોવાની છે. તે છોકરો ઘણો બહાદુર હતો. તેના વડે જ મારા પાપમાં વધારો થતો અટકયો છે. મને ત્યાં લઇ જાઓ."

"ચાલ, હું તને ત્યાં લઇ જાઉં." કહી ઉદય તેને લઈ ત્યાંથી ચાલતો થયો.



## પ્રકરણ ૨૯ મું.

### "અવસાન."

જે સ્થળે સેનાપતિ અયુધસિંહનો મહેલ આવેલો હતો, ત્યાં કાન્તિસેનને રાખવામાં આવ્યો હતો. કાળરાત્રિની પિસ્તોલથી તે સખ્ત જખમી થયો હતો. તેના મૃત્યુની તૈયારી થઇ ચૂકી હતી. મહેલના દિવાનખાનામાં તેને નરમ બિછાનાપર સૂવાડયો હતો. તે ઘડીકમાં ભાનમાં આવતો અને ઘડીમાં બેભાન થઇ જતો. દરબારમાંથી નીકળેલું મંડળ ત્યાં આવી પહોંચ્યું. પ્રતાપ અને નરેન્દ્ર તેની છેલ્લી સ્થિતિ જોઈ રડી પડયા, અને તેની પાસે બેસી તેના મુખ સામે જોઈ રહ્યા. કાન્તિસેન આ સમયે બેશુદ્ધાવસ્થામાં હતો. પ્રમિલા તેના માથે હાથ ફેરવવા લાગી. વસંત વાયુ ઢોળવા લાગી. મહારાજા સુજનસિંહ અને કનકસેન ત્યાં બેસી શોકાતુર વદને તેના સામે જોઇ રહ્યા. હવે આને બચવાની કાંઇ પણ આશા નથી ધારીને ઉદયસિંહ તેની નાડી હાથમાં લઇ તેની આગળ બેઠો. મહેન્દ્ર–ધર્મદાસ, બુદ્ધિસાગર અને અન્ય સરદારો સજળ નયને તેના મુખનું અવલોકન કરી રહ્યા. રાણી કાળરાત્રિ બાજુએ બેસી તેના મુખ સામે જોઇ રહી. સર્વત્ર શાન્તિ

પથરાએલી હતી. કોઇના મુખમાંથી એક પણ શબ્દ નીકળતો નહોતો. બાદ થોડીવારે કાન્તિસેનને શુદ્ધિ આવી, તેણે આંખ્યો ઉઘાડી સર્વના સામે જોયું. તેણે મહારાજા સુજનસિંહ અને સુનંદાને ઓળખી એ હાથ જોડયા. મહારાજાએ તેની પાસે આવી તેને માથે હાથ મૂકયો. તે પછી તેણે માથાપર હાથ ફેરવતી પ્રમિલા સામે જોઇ પાસે બેઠેલા પ્રતાપ અને નરેન્દ્રના સામે જોયું. તેણે બેઠા થવાનો પ્રયત્ન કર્યો. ઉદયસિંહે તેને સૂતે-સૂતે બોલવાની ભલામણ કરી. તેનો શ્વાસ જોરથી ચાલતો હતો. બોલવાની શક્તિ હરાઇ ગઇ હતી, છતાં તે બાળાત્કારે બોલવા લાગ્યોઃ-" મારા જીવનની સમાપ્તિ થવા આવી છે. હું આ સંસારમાં જન્મીને કાંઇ કરી શકયો નથી. આજે આ અભાગી જીવ સદાવને માટે ચાલ્યો જાય છે. મારા થએલા અપરાધ ક્ષમા કરજો. આપ સઘળાંને મારા પ્રણામ છે." કહી કાન્તિસેને હાથ જોડયા તરત પાસે બેઠેલો પ્રતાપ બોલી ઉઠયોઃ-"ભાઇ કાન્તિસેન! તમે આવું બોલી શામાટે દુઃખી થાઓ છો? તમે માણસથી ન બની શકે એવું કામ કર્યું છે. ભાઇ! બોલો, હવે તમારી કાંઇ ઇચ્છા છે?"

"હા, રાણી કાળરાત્રિને મારી પાસે બોલાવો." કાન્તિસેને કહ્યું. પ્રતાપે ઉદયસિંહના સામે જોયું. ઉદયે મહારાજાની આજ્ઞા માટે તેમના સામે જોયું. મહારાજાએ દૂર બેઠેલી કાળરાત્રિને કહ્યું'-- કાળરાત્રિ! આમ આવ. આ કાન્તિસેન શું કહે છે તે સાંભળ. કાળરાત્રિ લથડાતા પગે કાન્સિનના બિછાના આગળ આવી બેઠી. તેના સામે ઘણીવાર જોઇ રહી કાન્તિસેને પૂછ્યુંઃ-" રાણી! મારા એક, પ્રશ્નનો જવાબ આપશો?"

"ભાઇ! બોલો, તમે મને શું પૂછવા ચાહો છો?" રાણીએ પૂછ્યું.

"તમારી કાન્તા હાલ ક્યાં છે ?" કહી કાન્તિસેન તેના મુખ સામે જોઇ રહ્યો.

કાન્તાનું નામ સાંભળી કાળરાત્રિના હૃદયમાં અપાર શોક થયો. તેની આંખ્યોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો: તેને ડુમો ભરાઇ આવ્યો, તે કાંઇ બોલી શકી નહિ. આથી પુનઃ કાન્તિસેન બોલવા લાગ્યો:—"રાણી ! શા માટે રૂવો છો ? કાન્તાનું જીવન તમેજ નષ્ટ કર્યું છે. જો તમે તેને બાલ્યકાળમાંજ અંકુશ તળે રાખી સારી કેળવણી આપી હોત તો તમારી કાન્તા દુષ્ટ નીકળત નહિ. રાણી ! કાન્તા પાપ માર્ગમાં પ્રવૃત્ત થઇ તે તમારાં કર્મ જોઇનેજ. તેનો ભવ બગાડનારાં તમેજ છો. **જે માબાપ તેમનાં બાળકોને બાલ્યકાળથીજ સ્વછંદપણે વર્તવા દે છે, તે બાળકો ભવિષ્યમાં કુમાર્ગે ચઢી ઘણાંજ દુઃખી થાય છે અને અંતે માબાપોને શ્રાપ આપે છે.** રાણી ! હવે જણાવો કે હાલ કાન્તા ક્યાં છે ?" તેનું બોલવું સાંભળી સઘળાં સ્તબ્ધ બન્યાં. પ્રતાપ તો આંખ્યો ફાડી તેના સામેજ જોઇ રહ્યો. કાન્તિસેન આમ કેમ બોલતો હશે તેના વિચાર સૌને થવા લાગ્યા. અંતે કાળરાત્રિ એક હાય મારી બોલી:—"કાન્તિસેન ! તમારૂં કહેવું ખરૂં છે, મારી પુત્રીનું સર્વસ્વ નાશ કરનાર હું જ છું. હાય ! મ્હેં—મ્હેંજ તે મારી વ્હાલી પુત્રીનો સંસાર સ્મશાનવત્ બનાવ્યો છે. અરેરે ! આ છેવટના સમયે પણ હું તેને જોઇ શકતી નથી. કાન્તિસેન ! મારી કાન્તા આજ કેટલાક સમયથી અદૃશ્ય થઇ ગઇ છે. આ જીવનમાં તેને હવે જોઇ શકાશે નહિ. હું તેને હવે પ્રભુના દરબારમાં જઇને જોઇશ; કારણ કે મારી કાન્તા આ પૃથ્વી પર હજી જીવતી હશે નહિ." કાળરાત્રિ બોર્ફાટ કલ્પાંત કરવા લાગી.

તેને શાન્ત રહેવાની ઇસારત કરતો કાન્તિસેન બોલ્યો:—"રાણી !

શા માટે આક્રંદ કરો છો ? થયું તે ન થયું થનાર નથી. તમે જે કાન્તાને મરેલી માનો છો, તે કમભાગ્ય કાન્તા હાલ જીવતી છે. ”

“ હેં ! શું મારી કાન્તા જીવંતી છે ? ! બતાવો, કાન્તિસેન ભાઈ ! આ અભાગિનીને તેની પુત્રીના દેદારનાં દર્શન કરાવો. કહો ભાઈ ! કહો કે મારી કાન્તા ક્યાં છે ? ” કાળરાત્રિએ પૂછ્યું.

“ તમારી કાન્તા હાલ અહિં છે. ” કાન્તિસેને ધીમેથી કહ્યું.

“ શું કાન્તા અહિં છે ? ! ” સઘળાં આશ્ચર્ય પામી બોલી ઉઠયાં.

કાન્તિસેને બોલવાને મુખ ઉંચું કર્યું. ઉદયે સઘળાંને શાન્ત રહેવાનું સૂચવ્યું. કાન્તિસેન કાળરાત્રિ સામે જોઇ બોલ્યોઃ-“ રાણી ! તમારી કાન્તા હાલ અહિંજ છે, તેને છેલ્લીવાર મળી લેજો, કારણ કે તે હવે થોડીકવાર જ જીવનાર છે. જે કાન્તિસેન મરણને મળવાની અત્યારે તૈયારી કરી રહ્યો છે, તે કાન્તિસેન પુરૂષ નથી પણ તમારી કમભાગ્ય પુત્રી કાન્તા છે. ”

“ હેં ! શું કાન્તિસેન તેજ કાન્તા ! ” સર્વજણાં આશ્ચર્યનો ઉદ્‌ગાર કાઢી તેના સામે જોઇ રહ્યાં. પ્રતાપને તો તોપનો ગોળો ફાટે ને ચમકે એમ થઈ આવ્યું. કાળરાત્રિ એક ઝીણી ચીસ પાડી બેશુદ્ધ બની નીચે ઢળી પડી. મહારાજા સુજનસિંહ અને સુનંદા કાન્તાની નજીક આવી બેઠાં. કાન્તાએ તેમને હાથ જોડીને કહ્યુંઃ-‘માતા-પિતા ! આ દુષ્ટ પુત્રીના અપરાધની ક્ષમા આપો. હું આપની અપરાધિની છું.” મહારાજા સુજનસિંહ ગળગળે સાદે બોલ્યાઃ-“ કાન્તા ! કરેલાં કર્મનો શોક કરવો હવે નકામો છે. પુત્રી ! મરણ સમય નિકટ છે. માટે વધારે શોક કરીશ નહિ. પ્રભુ તારાં પાપની ક્ષમા આપશે; કારણ કે ત્હેં છેલ્લીવારને માટે એવું તો કામ કર્યું છે કે જેથી તારૂં નામ અક્ષય રહી ગયું છે. પુત્રી !’ તારૂં કલ્યાણ થાઓ. ”

" માતા સુનંદા. " કહી કાન્તા તેની સામે જોવા લાગી.

" બ્હેન શું કહે છે ? " કહી રાણી સુનંદા રડી પડી. કાન્તાએ તેનો હાથ ઝાલી આંખે અરાડી કહ્યું:–" માતા ! મારી બ્હેન કુસુમ અને ભાઈ રામસિંહ ક્યાં છે ? "

" આ રહ્યાં બ્હેન, અમે અહિં તારી પાસેજ છીએ. " આમ બોલતાં તે બન્ને જણાં આગળ આવ્યાં. કાન્તાએ બળાત્કારે ઉઠી તેમને આલિંગન આપ્યું. રામસિંહ અને કુસુમ રડવા લાગ્યાં. તેમને રડતાં જોઇ કાન્તાએ કહ્યું:–" શા માટે રડો છો ? રડશો નહિ, મારાં ભાઇ, બ્હેન ! પ્રભુ તમને સુખી રાખો. " કહી કાન્તાએ ઉદયસિંહ અને ધર્મદાસને પ્રણામ કર્યાં. બાદ નરેન્દ્ર અને વસંતને બોલાવી તેમનો ઉપકાર માન્યો. બન્ને જણાં સજળ નયને તેની સામે જોઈ રહ્યાં. સઘળે શોકની છાયા પથરાઈ રહી. તે પછી કાન્તાએ ઉદયસિંહને પ્રતાપ–પ્રમિલાને મળવાની ઇચ્છા જણાવી. ઉદયસિંહે તે બન્નેને નજીક આવવાને સૂચવ્યું. પ્રતાપ–પ્રમિલા તેની પાસે આવી બેઠાં. કાન્તાએ પ્રતાપની સામે જોઈ હાથ જોડીને કહ્યું:–" મારા નાથ ! મારા પ્રભુ ! આ હતભાગિનીને ક્ષમા આપો. "

"કાન્તા ! તને મારા ખરા અંતઃકરણથી ક્ષમા છે. તું મનમાં દુઃખી થઇશ નહિ. ત્હેં છેવટે મારી ઉપર અત્યંત ઉપકાર કર્યો છે. પ્રભુ તારૂં કલ્યાણ કરો. "

" પ્રમિલાબ્હેન ! તમારી પણ હું અપરાધિની છું. " કાન્તાએ તેની સામે જોઇ કહ્યું.

પ્રમિલાએ સજળ નયને તેના સામે જોઇ કહ્યું:–" બ્હેન ! હવે ગઈ ગુજરી ભૂલી જાઓ. તમને મારા શુદ્ધ અંતઃકરણથી ક્ષમા છે. "

" હાશ, હવે મને શાન્તિ થઇ. હવે હું સુખેથી મરીશ. પણ મારી એક ઇચ્છા હજી બાકી રહી જાય છે." કાન્તાએ જણાવ્યું.

" કાન્તા ! તારા હૃદયની જે ઇચ્છા હોય તે જાહેર કર. હું તારી ઇચ્છા પૂર્ણ કરીશ." પ્રતાપે કહ્યું.

" ખરેખર, મારા પ્રભુ ! તમે દેવનોજ અવતાર છો. આવો મારી નજીક આવો. ને મારી છેલ્લી ઇચ્છા પૂર્ણ કરો." કહી કાન્તાએ તેને નજીક બોલાવી તેનો હાથ પકડયો અને બીજા હાથે પ્રમિલાનો હાથ પકડી તેને પ્રતાપના હાથમાં મુકતાં કહ્યું: " દેવ! આ ભાગ્યવ-તીનો સ્વીકાર કરી મારી આશા પૂર્ણ કરો." કહી કાન્તા પ્રતાપ સામે જોઇ રહી.

" ધન્ય છે, કાન્તા ! તને ધન્ય છે." ત્યાં બેઠેલાં સઘળાં બોલી ઉઠયાં.

" પ્રતાપ ગળગળે સાદે બોલ્યો:–" કાન્તા ! તારી ઇચ્છા પૂર્ણ થાઓ." તે પછી કાન્તાએ પ્રમિલા સામે જોઇ કહ્યું:–"બ્હેન આ દેવની સેવા કરવાનું મારા ભાગ્યમાં લખાએલું નહોતું, માટે તું તેમની મન-વચન ને કર્મથી સેવા કરી જીવનનું કલ્યાણ કરજે, અને સતીના શ્રેષ્ટ પદે ચઢજે. પ્રભુ તમને સુખી રાખો.કલ્યાણ–કલ્યાણ." કહી કાન્તા શાન્ત રહી. શ્વાસ જોસથી ચાલવા લાગ્યો. તેની નાડીઓ તૂટવા લાગી પણ પુનઃ પાછી તે મહા પ્રયાસે બોલી:–" મારી માતા કયાં ગઇ ?"

ઉદયસિંહે કાળરાત્રિને સાવધ કરી. રાણી કાન્તાની પાસે આવી બોલી:–" કાન્તા ! મારી વ્હાલી કાન્તા! આ તારી માતાના અપરાધ વીસરી જા." કહી કાળરાત્રિ કલ્પાંત કરવા લાગી.

" મા ! પ્રભુ તારા અપરાધની ક્ષમા આપો. માતા! દુષ્કર્મથી મહાકષ્ટ સહન કરવું પડે છે, તેનો મને બરાબર અનુભવ થયો છે

અને તમને પણ થાય છે. હાય ! આ ભાગ્યમાં જીવવાનું લખાએલું તે કેમ મિથ્યા થાય. પાપના પ્રાયશ્ચિતને અર્થે હું આત્મવિસર્જન માટે નર્મદાજીમાં પડી હતી પણ ત્યાંથીએ માછી લોકોએ મને બહાર ખેંચી કાઢી હતી. ખરેખર ભાગ્યમાં લખેલું મિથ્યા થતું નથી."

"કાન્તા! તે પછી તમે શું કર્યું?" મહેન્દ્રે પૂછ્યું.

"હું માછી લોકોની પાસેથી નીકળી જંગલમાં ભ્રમણ કરવા લાગી, અને અંતે પુરૂષનો પોષાક ધારણ કરી એક શિવાલયમાં રહેવા લાગી. મારો વિચાર મારી માતાને બદલો આપવાનો હતો. બાદ થોડાક દિવસ પછી કુમારશ્રી નરેન્દ્ર અને વસંતબ્હેન ભૂલાં પડીં આવી ચઢ્યાં. તેની સાથે રામનગરમાં આવી ને પ્રભુ કૃપાએ મારી ઇચ્છા પૂર્ણ કરી." કહી કાન્તાએ આંખ્યો બંધ કરી દીધી.

કાળરાત્રિએ તેના માથે હાથ મૂક્યો, માતાના સ્પર્શથી કાન્તાએ આંખ્યો ઉઘાડી પાણી માગ્યું. ઉદયસિંહે તેના કંઠમાં ગંગાજળ રેડ્યું. પાણી અર્ધું ઉતર્યું અને બાકીનું બહાર નીકળી ગયું. કાન્તાને ગભરામણ થવા લાગી. જોતજોતામાં તેની આંખ્યો થરકવા લાગી. ઉદયસિંહે સઘળાને સાવધ કરી દીધાં. સઘળાં રામ નામનો ઉચ્ચાર કરવા લાગ્યાં. હોલવાઇ જતો દીપક જેમ એક વખત સતેજ થાય છે એ પ્રમાણે કાન્તા મરણની છેલ્લી ઘડીએ બોલી ઉઠી;—"માતા-પિતા હું જાઉ છું. પ્રતાપ! ક્ષમા, રામ...રામ...રામ...શ્રી...ર...અ...આ મ...મ..." થઇ ચુક્યું. કાન્તાની આંખ્યો સદાકાળને માટે બંધ થઇ ગઇ. મહેલમાં રોકકળ થઈ રહ્યું. ઉદયસિંહે સઘળાંને શાન્ત કરી કાન્તાની મરણ ક્રિયા કરી. કાળરાત્રિ માથુ પછાડવા લાગી. ઉદયસિંહ તેને અનેક પ્રકારે સમજાવી શાન્ત પાડવા લાગ્યો. રાણી બેફાટ કલ્પાંત કરવા લાગી. તેની સઘળી શુદ્ધિ જવા લાગી, તે કાન્તાના

શબ સામે દૃષ્ટિ ફરી એકાએક ઉભી થઇ; અને ઘણીવાર ઉંચે જોઇ રહી. તેની આવી વિચિત્ર દશા જોઇ ત્યાં બેઠેલાં આશ્ચર્ય પામ્યાં, અને તેની દયા ખાતાં તેના સામે જોઇ રહ્યાં. ઉંચે જોઇ રહેલી કાળરાત્રિ વિકળ દશાએ કપાળપર હાથ પછાડી બોલી:-" ઓ પ્રભુ ! ક્ષમા, આખા જીવનમાં મ્હેં તારૂં નામ મુખથી નથી દીધું, તે હવે આ છેલ્લા સમયે દઉં છું. હાય ! ઓ પ્રભુ ! મને અત્યંત વેદના થાય છે. ખૂન કરેલાં નિર્દોષજનો મારી નજરે તરી આવે છે. ભયંકર યમરાજ યમપાસ લઇ મારી સામે ધસી આવે છે. ઓ-હાય પ્રભુ ! મને બચાવો...મારાં પાપની સીમા નથી. હું શું મુખ લઇને તારા દરબારમાં આવું ? હાય !

કુકર્મ કીધાં કૈંક કોટીધા અરે આ દેહથી,
સંતાપની સરિતા વહાલી, દુષ્ટતાના મેહથી,
ઉત્તમ સદાચારો તજી, અપકૃત્યમાં તદ્રુપ બની,
છોડી નીતિ રૂપ ગ્રામ દોડી અનીતિ જંગલે ભણી,
સદ્ ધર્મ છાયા છોડીને પાતક તણા તાપે તપી,
ચિંતામણીરૂપ શિયળ ત્યાગી, વિષયની માળા જપી.
નિંદીત થઇ દુનિયાંપરે કિંચીત્ કમી રાખી નહિ,
શ્રાપિત થઇ બદકામથી, ખોઈ પ્રતિષ્ઠા જગમહિ.
સુખના દિનો જે સ્વર્ગ સરખા, સર્વે તે ચાલ્યા ગયા,
વિપત્તિ તણાં વાદળ છવાયાં, દુઃખના ડુંગર થયા.
દિવસો પરાક્રમના વિત્યા દુર્દૈવ રૂપ છાઇ નિશા,
અંજામના અંધેરમાં હા ! સુઝતી નથી કો દિશા.
સૌ, અધમ નીચ ચરિત્રનાં ચિત્રો ભયંકર રૂપ લઇ,
સામે ઉભાં બદલો જ લેવા, જીવ હર શત્રુ થઇ.

ત્રાસું અહા ! કંપું થરથરૂં, જોઇ નીજ હાલત અરે,
પ્રભુ માફ કર તું માફ કર, પસ્તાઉં છું હું આખરે.

નારકી મહા પાપી જીવન આ, યમદૂતો આવી હણો,
અગ્નિ પ્રજાળો શરીરને, ને ચૂર–ચૂર હૃદય બનો.

મુજ તુલ્ય જે જન આ જગતમાં કુકર્મો કરનાર છે,
તેને હજારો વાર બસ ધિક્કાર છે–ધિક્કાર છે.

બસ, હવે જીવવું નિરર્થક છે. આવો, આવો, ઓ યમદૂતો ! આવો અને તમારા પાસમાં બાંધી આ નારકી નારીને લઇ જાઓ. મને પ્રભુના દરબારમાં ઇન્સાફને માટે ઉભી કરો અને પછી તેમની આજ્ઞાથી નર્કમાં નાખો. મારી કાન્તા ! હું આવું છું. પાપનું ફળ ભોગવવા જલ્દીથી આવું છું. " કહી કાળરાત્રિએ પાસે રાખેલી ઝેરી અંગુઠી કાઢી. તેને થોડીકવાર જોઇ રહી પુનઃ તે બોલી ઉઠી. " ઝેરી અંગુઠી ! આવ, અને પાતકી નારીની આંગળીમાં સ્થાન લે. " કહી તેણે ઝેરી અંગુઠી આંગળીએ પ્હેરી. ઉદયસિંહ તેની પાસે દોડી આવ્યો, પણ એજ સમયે રામનગરની ભયંકર રાણી ચકરી ખાઇ જમીન પર પટકાઇ પડી. વીંટીનું ઝેર શરીરમાં પ્રસરી ગયું. તેની જીભ ટુંકી થઇ ગઇ. તેણે બે હાથ જોડીને સઘળાંને પ્રણામ કર્યા. સર્વે જણા શોકાતુર વદને તેનું મ્હોત જોઇ રહ્યાં. ધીમે–ધીમે તેનું શરીર શીતળ થવા લાગ્યું. સઘળાં પ્રભુ નામનો ઉચ્ચાર કરી તેની શુભ ગતિ ઇચ્છવા લાગ્યાં. કાળરાત્રિની નસો ખેંચાવા લાગી. બાદ થોડીવારે તે ક્રૂર રાણીએ મહારાજા સુજનસિંહના સામે જોઇ પ્રાણ છોડયા. બસ થઈ ચૂકયું, રામનગરની ભયાનક રાણીના જીવનની સમાપ્તિ થઇ ચુકી. ઉદયસિંહ ઘણીવાર સૂધી મૃત રાણીના મુખ સામે જોઇ રહ્યો.

જે રાણી મહાબળવાન અને શત્રુઓનાં કાળજાં કંપાવનાર હતી, તેને જમીનપર પડેલી જોઇ ઉદયસિંહ પ્રભુની લીલાને પ્રણામ કરવા લાગ્યો. તે પછી અણુધસિંહના શબને ત્યાં મંગાવ્યું અને છેલ્લી ક્રિયા કરી ત્રણે શબને નર્મદાજીને કિનારે લઇ જવામાં આવ્યાં. સ્મશાન ક્ષેત્રમાં મોટો તંબુ ઉભો કરવામાં આવ્યો. કાષ્ટની ત્રણ ચિતાઓ તૈયાર કરવામાં આવી. ત્રણે શબને તેમાં સૂવારી અણુધને પ્રતાપે અને કાળરાત્રિ તથા કાન્તાને રામસિંહે અગ્નિસંસ્કાર કર્યો. જોત જોતામાં અગ્નિદેવે તેમનું કામ પૂરૂં કર્યું. સઘળાએ રાખના ઢગલાને વહેવરાવી સ્નાન કર્યું. મહારાજાએ છૂટા હાથે દ્રવ્યનો ઉપયોગ કરી ગરીબ-ગરબાંને સંતોષ પમાડયાં. તે પછી સઘળા નગરમાં આવ્યા. સર્વત્ર શુન્યકાર ભાસવા લાગ્યું, ઉદયસિંહ સઘળાંને બોધ કરવા લાગ્યો. એક પછી એક દિવસો વિતવા લાગ્યા. મહારાજા સુજનસિંહે મરણ પામેલાઓની સારી રીતે ક્રિયા કરી તેમના નામનો સ્મરણ સ્થંભ ઉભો કર્યો. તે પછી નગરમાં બંદોબસ્ત કરી પ્રજાજનોને સંતોષવામાં આવ્યાં. સરદારો અને સૈનિકોને ઇનામ આપ્યાં. રામનગરની ગાદી પર પુનઃ મહારાજા સુજનસિંહ બિરાજ્યા, સર્વત્ર જયજયકાર થયો. બાદ એક દિવસે મહારાજા સુજનસિંહ-મહારાજા કનકસેનની સાથે સિંહાસન પર બિરાજ્યા. તે દિવસે મોટો દરબાર ભરવામાં આવ્યો. કાળરાત્રિ તરફથી જેને જે નુકસાન થયું હતું, તે મહારાજા તરફથી આપવામાં આવ્યું. તે પછી મહારાજા સુજનસિંહે સરદાર ઉદયસિંહને આલિંગન આપી જોડેના સિંહાસન પર બેસારી કહ્યું:—"સરદાર! તમારા પ્રયાસથીજ અમે, સઘળાં જીવતાં રહ્યાં છીએ. અમે તમારો જેટલો ઉપકાર માનીએ એટલો ઓછો છે. ઉદયસિંહ! તમે દેવ જેવાં પરાક્રમો કર્યાં છે. તમારા હૃદયની ઇચ્છા પણ પૂર્ણ થઇ છે, તો હવે કૃપા કરીને જણાવો કે

કાળરાત્રિ સાથે તમારો શું સંબંધ હતો ? અને તમે કોણ છો વગેરે પૂર્ણ પરીચય કરાવશો તો ઉપકાર થશે ? ” કહી મહારાજા શાન્ત રહ્યા. સર્વ જણાં ઉદયસિંહનો ભેદ જાણવાને આતુર થઈ રહ્યાં. સભામાં શાન્તિ પથરાઇ રહી. ઉદયસિંહ આસન પરથી ઉભો થયો; અને સર્વ સભાજનોના સામે જોઇ બોલવા લાગ્યો.

## પ્રકરણ ૨૦ મું.

### “ ઉદયસિંહની વાત. ”

દક્ષિણમાં આવેલા પવનદુર્ગ નામના નાના નગરનો હું ઠાકોર હતો. મારૂં લગ્ન એક સરદારની ગુણવાન પુત્રી સાથે થયું હતું. તેનું નામ “ગુણસુંદરી” હતું. અમે આનંદથી દિવસો નિર્ગમન કરતાં હતાં. અમારા પ્રેમના શુભ ચિહ્ન કરીકે મારી ગુણસુંદરીએ એક પુત્ર રત્નને જન્મ આપ્યો. મારા નાનકડા નગરમાં આનંદોત્સવ થઇ રહ્યો. તે રાત્રે એક સંગિતનો જલસો ઠરાવવામાં આવ્યો. હું મારા ભાયાતો સહવર્તમાન દિવાનખાનામાં બેસી નાચ-ગાન સાંભળવા લાગ્યો. ગાનારી કાશ્મીર દેશની રૂપવાન ગણીકા હતી. તેના ગાનની મારા નગરમાં ખૂબ તારીફ થતી હતી. તેથી મ્હેં તેને પાંચસો સોનામહોરો આપવાનું કરી બોલાવી હતી. તે તેની છોકરી સાથે આવી હતી. તેની છોકરી નવયૌવના હતી. તેનું નામ ‘ સૌન્દર્યવતી ’ હતું. આનંદમાં ભાગ લેવા આવેલા સર્વ જનો તેને અનિમેષ દૃષ્ટિએ નિહાળી રહ્યા હતા. તેની માતાની પછી ગાવાનો તેનો વારો આવ્યો. તેના કોમળ કંઠમાંથી નીકળતું ગાન સાંભળી સર્વ આશ્ચર્ય પામી વાહ-વાહનો

ઉચ્ચાર કરવા લાગ્યા. તેના નાચથી તો હદ વળી. મારા ભાયતોએ ખુશી થઇ તેને ઈનામો આપવા માંડયાં. એ સમયે મારી સ્થિતિ પણ વિચિત્ર પ્રકારની થઇ રહી હતી. સૌન્દર્યવતીના રૂપથી હું અંજાઇ દિવાના જેવો બની ગયો હતો. બાદ નાચ–ગાનની સમાપ્તિ થઇ. ભાયાત મંડળ ચાલ્યું ગયું. સર્વ ચાલ્યા ગયા પણ હું દિગ્મુઢ જેવો બનીને બેસી રહ્યો. મારૂં ચિત્ત સૌન્દર્યવતીમાં ચોંટયું હતું. મારૂં મન તેનેજ પોકારતું હતું. અનંગે મને અકળાવી નાખ્યો હતો. એવામાંજ તે ગણીકાએ જવાની આજ્ઞા માગી. મ્હેં તેને પાંચસો ઉપરાંત બસો મ્હોરો વધારે આપી ખુશ કરી. સૌન્દર્યવતીને પણ મ્હેં એક મોતીની માળા આપી. તે મારો ઉપકાર માનતી હોય એવી રીતે મારા સામે જોઇ રહી. અમારા બન્નેનું તારા મૈત્રક રચાયું. મદને તેને પણ અકળાવી હોય એમ તેની વિકળ થએલી આંખ્યો ઉપરથી મને સમજાયું. મારા મનમાં થઇ આવ્યું કે લાવ હું મારા હૃદયની વાત એને જણાવું, પણ એકદમ એવું સાહસ કરવું ઠીક નહિ ધારી હું મૌન રહ્યો. તે પછી એ બન્ને મા દિકરી ત્યાંથી ચાલ્યાં ગયાં. મ્હેં તેમને એક સુંદર મકાનમાં ઉતારો આપ્યો હતો. તેમાં જઇ તેઓ સુતાં. તેમની સાથે સારંગી અને મૃદંગ વગાડનારા બણ માણસો હતા. તેમના ગયા પછી હું સૌન્દર્યવતીના વિચાર કરતો દિવાનખાનામાં આવીને સુતો; પણ તેના વિચારે મને ઉંઘ આવી નહિ. આથી હું અકળાઇને ઉઠયો; અને કાળો ઝબ્બો ઓઢી તેમના ઉતારા તરફ જવા નીકળ્યો. આ વખતે મધ્યરાત્રિ થઇ હતી. મ્હેં મારી સાથે એક સરદારને લઇ લીધો હતો, અમે બન્ને જણા તેના ઉતારા આગળ આવી ઉભા. અમને ત્યાં ઉભા રહે થોડીકવાર થઇ હશે એટલામાંજ અંદરથી એકાએક બૂમો સંભળાવા લાગી.' હું અને મારો સરદાર અંદર દોડી ગયા. મને જોઇ તે ગણીકાના નોકરો રડવા લાગ્યા મ્હેં તેમને રડવાનું કારણ પૂછયું. જવાબમાં તેમણે

જણાવ્યું કેઃ-અમારાં બાઇસાહેબને સર્પે દંશ દીધો છે. "શું સર્પદંશ?" હું આશ્ચર્ય પામીને બોલી ઉઠયો, તેના જવાબમાં મૃદંગ વગાડનારાએ જણાવ્યું કેઃ-આપને ત્યાંથી આવ્યા પછી અમે સૂતા. અમને સૂઇ રહે એકાદ કલાક થયો હશે એટલામાંજ અમારાં બાઇસાહેબે એકદમ બુમમારી કાંઇક કરડયાનું જણાવ્યું. અમે દીવો લઇ તપાસ કરવા લાગ્યા અને અંતે એક કાળા નાગને સુસવાટાબંધ ચાલી જતાં જોયો. અમે તેને પકડવાનો કાંતો મારવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પણ તે નાગ પકડાયો નહિ તેમ મરાયો પણ નહિ. અમે નિરાશ થઇ અમારાં બાઇની પાસે આવી રોકકળ કરવાં લાગ્યા. જોતજોતામાં તો અમારાં બાઇ બેશુદ્ધ બની ગયાં. ઓ ગરીબપરવર ! જો આપના નગરમાં કોઇ ઝેર ઉતારનાર હોય તો તેને બોલાવી મંગાવી અમારાં બાઇને બચાવો. આવી રીતે તેમનું બોલવું સાંભળી મ્હેં તેમને શાન્ત રહેવાનું સૂચવી સૌન્દર્યવતી સામે જોયું. તેના સામે જોતાંજ મને અદ્દભૂત આશ્ચર્ય ઉત્પન્ન થયું. તે સુંદરી રડવાને બદલે આનંદયુક્ત વદને બેસી રહી હતી. મ્હેં તેની પાસે જઇ તેની માતાના અકસ્માત સંબંધે ખેદ દર્શાવ્યો. તેણે મારા સામે જોઇ સ્મિત હાસ્ય કર્યું અને એક કાતિલ કટાક્ષ ફેંકી કોમળ અવાજે કહ્યુંઃ-મારા માનવંતા ઠાકોર સાહેબ ! મારી માતાના મરણથી ખેદ પામવો જેવું કાંઇ નથી, કારણ કે તે ઘણી ક્રૂર હતી. તે મને અત્યંત દુઃખ દેતી હતી. આજે તેના મરણથી હું દુઃખમાંથી મુક્ત થઇ છું, મ્હેં આશ્ચર્ય પામી તેને પૂછયુંઃ-"સુંદરી ! તમારી માતાના મરણ પછી તમે હવે એકલાં રહી શું કરશો ?" તેણે કંઇક વિચાર કરી કહ્યુંઃ-" મારા બહેરબાન ઠાકોર સાહેબ ! જો આપ કૃપા કરો તો હું આ સ્થળે નિવાસ કરૂં. આપ નામદારને હું મારા નાચ ગાનથી ખુશ રાખીશ." આમ કહી તે મારા સામે દયાદ્ર નેત્રે જોઇ રહી. મારા મનમાં હતું તેજ તેણે કહ્યું. એથી મને અપાર આનંદ થયો. મ્હેં તેને તરતજ હા

પાડી અને એજ સમયે આનંદના આવેશથી તેની પાસે દોડી જઇ તેને હૃદયદાન આપી મારા મનની ઇચ્છા જણાવી. આથી સૌન્દર્યવતી પણ ખુશ ખુશ થઇ ગઇ અને મારો અત્યંત ઉપકાર માનવા લાગી. એ અરસામાંજ સારંગી વગાડનારાએ જણાવ્યું કે અમારાં બાઇસાહેબ મરી ગયાં. મેં નોકરોની માર્ફતે તેના શબને અગ્નિ સંસ્કાર કરાવરાવ્યો. તેના નોકરો સૌન્દર્યવતીની ઇચ્છા જાણી ગુસ્સે થઇ ચાલ્યા ગયા. સૌન્દર્યવતીએ તેમની દરકાર કરી નહિ. તે પછી તેને અંતઃપુરમાં લાવી રાખી. અમે આનંદ અને મોજ શોખ ઉડાવવા લાગ્યાં. એવી રીતે આમોદ-પ્રમોદમાં ૭ માસ વિતી ગયા. બાદ મારી ગુણસુંદરી ૭ માસના બાળકને લઇ તેના પિઅરથી આવી. હું સૌન્દર્યવતીના પ્યારમાં એટલો તો ગુલતાન બન્યો હતો કે કંઇ કહેવાની વાત જ નહિ. રાજકારભારમાં અંધેર ચાલવા લાગ્યું, નગરમાં લુંટ-ચોરી-ખૂન વગેરે થવા લાગ્યાં પણ તેની દરકાર હું કરવા લાગ્યો નહિ. મારા ભાયાતો મારી ઉપર ગુસ્સે થઇ ગયા, છતાં પણ હું એશઆરામમાં સમય વ્યતિત કરવા લાગ્યો. મારી ગુણસુંદરીના દુઃખનો પાર નહોતો. હું તેને મળવા યાતો પુત્રનું સુખ પણ જોવાને તેની પાસે ગયો નહોતો. તેમ તેને મારી મુલાકાતે આવવાની પણ સખ્ત મનાઇ કરી હતી. સૌન્દર્યવતીએ મને એવો તો બનાવી દીધો હતો કે હું તેની હાએ હા કરવા લાગ્યો. આવી રીતે બીજાં ત્રણ વર્ષ નીકળી ગયાં. એવામાં એક દિવસે મારી પડોશના નગરના એક બળવાન ઠાકોર મારી મુલાકાતે આવ્યા. તેમનું નામ તેજસિંહ હતું. મ્હેં તેમનું સારૂં સ્વાગત કરી મારે ત્યાં ત્રણ દિવસ મહેમાન તરીકે રાખ્યા. જો કે તે મારા મહેમાન થયા હતા પણ હું તેમને દિવસમાં થોડીકવારજ મળતો હતો. મારા ભાયાતો મારાથી કંટાળ્યા હતા. તેઓ મારૂં અને સૌન્દર્યવતીનું ખૂન કરવાને ઇચ્છતા હતા. તેમણે સઘળા અંધેરની વાત તેજસિંહને

જણાવી. તેજસિંહ મહાલોભી અને સ્વાર્થાંધ હતો. તેણે આવો સમય ખાલી જવા દેવો નહિ એવો નિશ્ચય કર્યો. તેણે તેના મનની વાત મારા ભાયાતોને જણાવી. મારા ભાયાતો તેની વાતમાં સંમત થયા. એક દિવસ સાંજના સમયે હું મદિરાપાનથી ચકચૂર થઈ સૌન્દર્યવતીની સાથે એકાન્તમાં બેસી વાર્તાવિનોદ કરતો હતો. એવામાં તેજસિંહ તેની સાથે પચાસ માણસોને લઇ એકાએક મારા વિહાર સ્થાનમાં આવીને ઉભો. તેની એવી બેઅદબી જોઇ હું ગુસ્સે થઈ ગયો. મ્હેં તેનું સખ્ત અપમાન કરી એવી રીતે આવવાનું કારણ પૂછ્યું. જવાબમાં તેણે જણાવ્યું કેઃ-"તમે રાજ્ય કરવાને એક નાલાયક માણસ છો. તમારા નગરમાં અંધેર ચાલે છે. તમારી પ્રજા તમારાથી કંટાળી ગઇ છે. તે કારણથી હું અહિં આવ્યો છું અને તમને કેદ કરવાનો ઇરાદો રાખું છું."

"શું તું મને કેદ કરીશ ?" કહીને હું તત્કાળ પાસે પડેલી તલવાર ખેંચીને ઉભો થયો. સૌન્દર્યવતી આવો મામલો જોઇ ધ્રુજવા લાગી. મ્હેં તેને આશ્વાસન આપ્યું. તે પછી તેજસિંહે મને પકડી લેવાને તેના સરદારોને હુકમ કર્યો. હું તેમની સામે થયો; અને મારી સમશેરનો સપાટો તેમને દેખાડવા લાગ્યો, મ્હેં તેના દસ-બાર સરદારોને જોતજોતામાં કાપી નાખ્યા. મારૂં રંગભુવન લોહીથી રંગાઇ ગયું. હું ઝનુની બની તેમની સાથે લડવા લાગ્યો, એટલામાં બહારથી બીજા માણસો દોડી આવ્યા. હું મારવા કે મરવાનો નિશ્ચય કરી લઢવા લાગ્યો, પણ અંતે પકડાયો. મારા હાથપગમાં બેડીયો પહેરાવી. મારી સ્થિતિ જોઇ સૌન્દર્યવતી રડવા લાગી. મ્હેં તેને હિંમત આપી. બાદ તેજસિંહે તેની સામે જોયું. દુષ્ટ તેજસિંહ તેનાપર લોભાયો હતો. તેણે હસતે વદને તેને કહ્યુંઃ-"કાં રાણી ! હવે તમારો શું વિચાર છે ? મારી સાથે સ્નેહ જોડવો છે, કે આ કંગાલની સાથે

કેદમાં પૂરાઇને મરવું છે? " તેના આવા શબ્દોથી મને અપાર ક્રોધ ચઢયો. હું હાથ પગ પછાડતો ઉભો રહ્યો. સૌન્દર્યવતી કંઇક વિચાર કરી બોલીઃ–" હું આપને આધિન છું."

તેનું બોલવું સાંભળી તેજસિંહે કહ્યું:–" તો આવ મારા બાહુ પિંજરમાં દબાઇ જા, હું તને રાણીપદ આપું છું."

તે નીચ સૌન્દર્યવતી મારો ઉપકાર ભૂલી મારા તરફ તિરસ્કારથી જોઇ તેની પાસે ચાલી ગઇ. તેજસિંહે તેને આલિંગન આપ્યું. એ સમયે મારા દુઃખનો પાર રહ્યો નહિ. મારા માથાપર પ્હાડ ટૂટી પડયો હોય એમ મને થઇ આવ્યું. જે સુંદરીને હું પ્રાણથી પણ વિશેષ ચાહતો હતો અને જેને લીધે હું મારી પ્રિય પત્ની અને પ્રિય બાળકનો અપરાધી થયો હતો, હાય! તે દુષ્ટ સૌન્દર્યવતી મારી પડતી આવતાં મારા શત્રુની સાથી થઇ. હા! આખર " જાત એ જાત અને કજાત એ કજાત." મારા હૃદયમાં અપાર દુઃખ ઉત્પન્ન થયું, તેજસિંહની સાથે તેને ઉભેલી જોઇ મારૂં માથું ફરી ગયું. હું તેને મારવાને દોડયો, પણ પગમાં નાખેલી બેડીના પ્રતાપે અધવચ પડી ગયો. તેજસિંહ અને સૌન્દર્યવતી હસવા લાગ્યાં. તે પછી તે ચંડાળ તેજસિંહે મારી ગુણસુંદરીને અને નાના બાળકને ત્યાં પકડી મંગાવ્યાં. તેમને જોતાંજ હું પોક મૂકી રડી પડયો. મારી સાધ્વી ગુણસુંદરી મારી પાસે બેસી મને આશ્વાસન આપવા લાગી. મારો પ્રિય નાનો કુમાર ટગર ટગર મારી દુઃખી દશા જોઇ રહ્યો. ગુણસુંદરી તેજસિંહની દયાને માટે વિનંતી કરવા લાગી; પણ તે પિશાચના હૃદયમાં કંઇ પણ લાગણી ઉત્પન્ન થઇ નહિ. તેણે તત્કાળ અમને એક કોટડીમાં પૂરવાની આજ્ઞા આપી. તેના સિપાહીઓએ અમને ત્યાંથી લઇ જઇ એક અંધારી કોટડીમાં પૂર્યાં. હું મારી ગુણસુંદરી અને કુમાર

સામે જોઇ એકાટ રૂદન કરવા લાગ્યો. સતી ગુણસુંદરી હિંમત રાખી મને ધિરજ આપવા લાગી. "હા ! ખરેખર તે મહાન્ સતી હતી." આમ કહી ઉદયસિંહ થોડીકવાર શાન્ત રહ્યો. સઘળા સભાજનો તેની વાત સાંભળી આશ્ચર્ય પામ્યા અને સૌન્દર્યવતીનો તિરસ્કાર કરી ગુણસુંદરીનાં મૂક્ત કંઠે વખાણ કરવા લાગ્યા. પુનઃ ઉદયસિંહ આગળ કહેવા લાગ્યોઃ-"દુષ્ટ તેજસિંહે અમને કોટડીમાં પૂરી ત્રણ દિવસ સુધી ભૂખ્યાં-તરસ્યાં રાખ્યાં. બાદ ચોથે દિવસે એક સિપાહીએ આવી અમને ખાવાને આપ્યું. અમે ન છૂટકે ખાવાનું ખાઇ લીધું. તે પછી બપોરના સમયે અમને દરબારમાં લઇ જવામાં આવ્યાં. પણ ત્યાં જઇને જોતાં મારા દુઃખનો પાર રહ્યો નહિ. મારા તખ્ત ઉપર તેજસિંહ સૌન્દર્યવતીને લઇને બેઠો હતો. બન્ને જણાં અમને જોઇ હસવા લાગ્યાં. તે સમયે મને એટલો તો ક્રોધ ચઢતો હતો કે લાવ હું દોડી જઇ આ બેડીવાળા હાથે તેમનાં માથાં ભાગી નાખું, પણ મારી પાસે ઉભેલી ગુણસુંદરી મને વારંવાર ધીમે સ્વરે શાન્ત રહેવાની સૂચના કરતી હતી. મ્હેં આસપાસ નજર કરી જોયું તો જણાયું કે જે ભાયાતો અને સરદારો નિશદિન મારી સાથે આનંદ કરી મોજમઝા ભોગવતા હતા, તેજ દુષ્ટો અત્યારે મારો ત્યાગ કરી ભેવફા થઇ પાપીના પક્ષમાં મળ્યા હતા. સર્વ સભા મારી પ્રત્યે તિરસ્કારયુક્ત વદને જોઇ રહી હતી. તે પછી તે નરાધમ તેજસિંહે મારી મશ્કરી કરીને કહ્યુંઃ-" કાં ઠાકોર સાહેબ ! જોયોને ચઢતી પડતીનો ચમકારો ? જો જીવ બચાવવો હોય તો આ તખ્ત આગળ આવી અમારા પગે પડો."

હું તેનાં વચનથી ઉશ્કેરાયો અને ભયાનક ચીસ પાડી બોલી ઉઠ્યોઃ-"નીચ ઠાકોર ! ચૂપ કર. આ પ્રાણ છે ત્યાં સુધી ઉદયસિંહ

જીવનને માટે કોઇને પણ શીર નમાવશે નહિ. જો તારે ચઢતી પડતીનો ચમત્કાર જોવો હોય તો એક ક્ષણવાર મને છૂટો કરી જો, અને પછી જોઇ લે કે તમારા બન્નેના શું હાલ થાય છે." આમ કહી હું શાન્ત થઇ ઉભો રહ્યો. તેજસિંહે સૌન્દર્યવતીની સામે જોયું. તે ચંડાળણીએ અમારો નાશ કરવાનું તેને સૂચવ્યું. બસ તેજ વખતે તે ચંડાળે અમારા પ્રાણ લેવાની આજ્ઞા આપી. મ્હેં તેની તરફ એક ધિક્કારની નજર ફેંકી. તેની આજ્ઞાથી ચાર સિપાહીઓ અમને ત્યાંથી લઇ ગયા અને જંગલમાં લાવીને ઉભાં કર્યાં. મ્હોત નક્કી છે ધારીને હું હિંમત હારી કલ્પાંત કરવા લાગ્યો. ગુણસુંદરી પણ છેવટની ઘડી આવેલી જાણી રૂદન કરવા લાગી. નાનકડો કુમાર પણ અમારા હૃદયની વાત સમજી રડવા લાગ્યો. આવો કરૂણ દેખાવ જોઇ તે ચારે સિપાહીઓમાંથી બેને અમારી દયા આવી. તેમણે તેમના સાથીદારોને અમને જીવતા રાખવાનું જણાવ્યું; પણ તે બે જણાના દિલમાં દયા ઉત્પન્ન થઇ નહિ. આથી તેઓની અંદર તકરાર થઇ. તકરારને અંતે લડાઇ થઇ. તે દયાળુ બે સિપાહીઓ તલવારો તાણી સામા હરીફોની પર તૂટી પડયા. આખરે પ્રભુએ દયાને ન્યાય આપ્યો. તે બે દયાળુ સિપાહીઓનાં હાથે બે દુષ્ટ સિપાહીઓ કપાઇ મુઆ. તે પછી તેમણે અમને બંધનમુકત કરી ત્યાંથી જતા રહેવાને અમને સૂચવ્યું. અને કોઇ દિવસ આ તરફ આવશો નહિ એમ સૂચવ્યું. મ્હેં તેમનો ગદ્‌ગદ્ કંઠે ઉપકાર માન્યો. આ સમયે મારી પાસે બે મણિમુદ્રાઓ હતી. મ્હેં મહા પ્રયાસે તેને છૂપાવી રાખી હતી. તેમાંની એક મ્હેં મારા બાળકુમારને માટે બનાવેલી હતી. તે આ વખતે તેની આંગળીએ પ્હેરાવી અને બીજી પેલા સિપાહીઓને આપી જણાવ્યું કેઃ—

"ભાઇઓ! હું તમારો સદાનો ઉપકારી છું. ઉપકારના બદલામાં આ

મુદ્રાનો સ્વિકાર કરો, કે જેને વેચવાથી તમને ઘણું દ્રવ્ય મળી આવશે.” આનાકાની કરતા તે સિપાહીઓ અંતે મણિમુદ્રા લઇ ચાલતા થયા. અમે પણ ભાગ્ય લઇ જાય ત્યાં જવાને વિકટ વગડામાં ચાલી નીકળ્યાં. અમે અત્યંત કષ્ટ સહન કરતાં અને મળી આવતાં ફળ વીણી ખાતાં ઘણા દિવસ જંગલમાં ફર્યાં. હું ઘણી વખત દુઃખથી કંટાળી જતો. મારી ગુણસુંદરી વારંવાર હિંમત આપતી. હું મારા નાના કુમારની સામે જોઇ રડતો. તે નાનો બાળક જાણે દિલાસો ન આપતો હોય એવી રીતે મારા મુખ સામે જોઈ રહેતો. એવી રીતે રખડતાં-રઝળતાં અમે ઘણે દૂર નીકળી ગયાં. ઘણા દિવસની રખડથી અમારાં વસ્ત્ર મલિન અને ચ્હેરા નિસ્તેજ થઈ ગયા હતા. રાત્રિએ વાઘ-વરૂથી રક્ષણ કરવાને અમે વૃક્ષ પર ચઢીને વિશ્રાન્તિ લેતાં હતાં. મ્હેં કોઇ સારા નગરમાં જઇને રહેવાનો નિશ્ચય કર્યો હતો. એક દિવસ અમે ચાલતાં-ચાલતાં માર્ગ ભૂલ્યાં; અને આમથી તેમ ઘણું ભટક્યાં. ખરા મધ્યાન્હ થયા હતા, તાપ તો કહે હું ઘણો. ગુણસુંદરી અને નાના કુમારનાં સુકોમળ મુખ તાપથી લાલચોળ થઇ ગયાં હતાં. પરસેવાના રેબે-રેબ વળતા હતા. ગુણસુંદરીને પાણીની તરસ લાગી હતી. પણ તે બીચારી મને કંઈ નહિ કહેતાં ઘણીવાર સુધી તરસ સહન કરી રહી હતી, પણ જ્યારે તેના કંઠે કાંટા પડયા ત્યારેજ તેણે મને તેનું દુઃખ જણાવ્યું. આ વિકટ વગડામાં પાણી ક્યાંથી મળશે કહીને હું આસપાસ જોવા લાગ્યો; પણ મારી નજરે કોઇ વરેડો યાતો કુવો જણાયો નહિ. નાનો બાળક પણ ભૂ-ભૂ કરી પોતાની ઇચ્છા દર્શાવતો હતો. મારી દુઃખી સ્થિતીથી મને ઘણું લાગી આવ્યું. મ્હેં ગુણસુંદરીને એક વૃક્ષ નીચે બેસારી પાણીની શોધમાં ગમન કર્યું. પાણીની શોધમાં હું ઘણે દૂર નીકળી ગયો. ત્યાં પણ ભાગ્યની પરીસીમા

જણાઇ. હું પાણીની શોધમાં આમતેમ ભટકતો હતો, એવામાં ત્યાંની ઝાડીમાંથી દસ-બાર માણસોએ એકાએક નીકળી આવી મને ઘેરી લીધો; અને જોતજોતામાં દોરડાથી જકડીને બાંધી દીધો. મ્હેં આમ કરવાનું કારણ પૂછ્યું. પણ તેઓ જવાબ દેવાને બદલે મને લઇ ચાલવા લાગ્યા. હાય ! મારી ગુણસુંદરી અને નાના બાળકનું શું થશે ? અરેરે ! તેમનો તરસથી જીવ નીકળી જશે. આમ શોચ કરતો હું કલ્પાંત કરવા લાગ્યો. મને લઇ જનારા મારી દયા ખાવાને બદલે હસવા લાગ્યા. આવું જોઈ મને તેમની પર અપાર ક્રોધ ચઢ્યો; પણ મારો ક્રોધ શું કામનો ? તે સમયે મારી પાસે કંઇપણ હથિઆર નહોતું. હું મુંગે મોઢે ભાગ્યની લીલા જોતો તેમની સાથે જવા લાગ્યો. તેઓએ બે દિવસ સુધી મુસાફરી કરી, અને ત્રીજા દિવસની છેક સાંજે તેઓ મને લઈ એક ખંડીએર સમિપ આવ્યા. ત્યાં તેમનો સરદાર રહેતો હતો. મને તેની આગળ રજુ કર્યો. તેમના સરદારે ઘણી વાર સુધી મારા સામે જોઈ તેના માણસોને પૂછ્યું:-"આ માણસને શા માટે પકડી લાવવામાં આવ્યો છે ?" જવાબમાં એક માણસે જણાવ્યું કે આ માણસ અમારી હીલચાલને ઝીણી નજરે જોતો હતો. તેને અમે જાસુસ ધારીને પકડી લાવ્યા છીએ. એવી રીતે મારી પર જુઠો આરોપ મુક્યો. પછી તે સરદારે મારા સામે જોઇ પૂછ્યું, "તમે આ બાબંત વિષે શું જવાબ આપો છો ?" હું જવાબ આપવાને બદલે તેના પગ આગળ બેસી રડી પડ્યો. મારૂં સઘળું દુઃખ તાજું થઇ આવ્યું. તે સરદાર મારૂં કલ્પાંત જોઇ દયાથી પીગળ્યો. તેણે મારી હકીકત પૂછી; મ્હેં તેને અથ ઇતિ સત્ય હકીકત કહી સંભળાવી. મારી હકીકત સાંભળી તે સરદારને અપાર ક્રોધ ચઢ્યો; અને મુખથી ભયંકર, ગર્જના કરીને બોલી ઉઠ્યો:-"તું ગભરાઇશ નહિ. તારૂં દુખ સાંભળી

મને ઘણું લાગી આવે છે. દુરાત્મા ક્ષત્રિયો પોતાના જાતી ભાઇઓને પણ દુઃખ દેતાં વિચારતા નથી! એવા દુષ્ટોને દંડ દેવા અને દુઃખીને મદદ કરવા હું આ જંગલમાં મારી ટોળી સાથે ફરૂં છું; મારી પાસે અનેક માણસો છે. અમે જુલ્મી રાજાઓને અને કૃપણ શ્રીમંતોને લુંટી ઘણુંજ દ્રવ્ય ભેગું કર્યું છે. તું અમારી સાથે રહે, આપણે સમય આવે તારા વેરીને જડમૂળથી ઉખેડી નાખીશું." કહી તેણે પાસે ઉભેલા માણસોને મારી સારવાર કરવાનું સૂચવ્યું. મ્હેં તેનો ઉપકાર માન્યો. હું ગુણસુંદરીના વિચાર કરતો તેનાં માણસોની સાથે જવા લાગ્યો. તેઓ મને એક ખંડીએરમાં લાવ્યા, ત્યાં અનેક માણસો રહેતાં હતાં, હું આનંદથી ત્યાં રહેવા લાગ્યો. બીજે દિવસે હું તે સરદારની આજ્ઞા લઈ સાથે વીસ માણસોને રાખી ગુણસુંદરીની તપાસમાં નીકળ્યો. ગુણસુંદરીને મ્હેં જે સ્થળે બેસવાનું સૂચવ્યું હતું ત્યાં આવી આસપાસ તપાસ કરી પણ કંઇ પત્તો મળ્યો નહિ. હું નિઃશ્વાસ નાખી ત્યાંથી પાછો ફર્યો; અને મુકામે આવી મારા સરદારને સર્વ વાત જણાવી. તે દયાળુ સરદારે મને હિંમત આપી. પછી હું ત્યાં રહી દિવસો નિર્ગમન કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૩૧ મું.

### હૃદયસિંહની ઓળખાણ અને આનંદદાયક મેળાપ.

મારા મિલનસાર સ્વભાવથી સર્વ જણા મને ચ્હાવા લાગ્યા. સરદાર તો આખો દિવસ મારી પાસે બેસી રહી ગપ્પાં મારતો હતો. મ્હેં થોડા દિવસમાંજ મારા સરદારનો સ્નેહસંપાદન

કર્યો. તેણે મને તેના માણસોનો સરદાર નીમ્યો. એક દિવસે હું મારા થોડાક માણસો સાથે ફરતો હતો, એવામાં મારા માણસો ખબર લાવ્યા કે જે તેજસિંહે તમારૂં સર્વસ્વ નાશ કર્યું છે તે તેજસિંહ તેના રસાલા સાથે યાત્રાએ નીકળ્યો છે અને તેણે આ જંગલમાં પડાવ નાખ્યો છે. હું તેનું નામ સાંભળતાં જ ઉશ્કેરાઇ ગયો. મારો વિચાર તેનો અને પેલી દુષ્ટા સૌન્દર્યવતીનો નાશ કરવાનો હતો. હું તરત મારા માણસોને લઇ ત્યાં ગયો. જે સ્થળે તંબુ ઠોકી તેજસિંહે પડાવ નાખ્યો હતો ત્યાં તપાસ કરતાં સૌન્દર્યવતી જણાઇ નહિ. તેજસિંહ તંબુની બહાર ફરતો હતો. મ્હેં મારા માણસોને ઝાડીમાં છૂપાવી દીધા, અને તેમને હું બોલાવું ત્યારે નીકળી આવવાની સૂચના આપી. તે પછી હું તેજસિંહની તરફ ચાલ્યો. તે દુષ્ટ નીચું નિહાળી ઉભો હતો. મ્હેં વાઘની માફક છલંગ મારી તેને ગરદનમાંથી પકડયો. તેણે ચમકીને ઉંચે જોયું; અને મને જોતાંજ ભયની બૂમ મારી બોલી ઉઠયો:–" કોણ ઉદયસિંહ ! "

" હા, ઉદયસિંહ ! કેમ ઓળખાણ પડીને ? " મ્હેં જવાબ આપ્યો. મારા જવાબથી તે પાપી ધ્રુજવા લાગ્યો. તેણે મને ગભરાઇને કહ્યું;–ઉદયસિંહ ! મારીપર દયા કર. જવાબમાં મ્હેં તેને ક્રોધથી કહ્યું:–નરાધમ ! હું હમણાંજ તારીપર દયા કરૂં છું. ઓ પાપાત્મા ! ત્હેં મારૂં સર્વસ્વ નાશ કર્યું છે; બસ તે સઘળાંનો બદલો હું તને આ ક્ષણેજ આપું છું. કહી તેને મારવા મ્હેં કટાર કાઢી. કટાર જોઇ તેણે બૂમ પાડી. તેના માણસો મદદે દોડી આવ્યા. મ્હેં પણ મારા છૂપાઇ રહેલા માણસોને બોલાવ્યા. મારા બહાદુર માણસોએ તેના માણસોને કાપી નાંખ્યા. વૈર લેવાથી મને શાન્તિ થઇ. મ્હેં તેજસિંહનું મસ્તુ કાપી લીધું. બાદ મ્હેં પણ તરતજ તેજસિંહનો વધ કર્યો. પછી તંબુમાં લુંટ કરી. તેનો તમામ માલ લઇ ત્યાંથી પ્રયાણ કર્યું. અમને તે દિવસે ઘણોજ માલ

મળ્યો હતો. મ્હેં મુકામે આવી સરદારને સઘળી વાત જણાવી; અને મળી આવેલો માલ તેને દેખાડયો. તે સરદારે ખુશ થઇ મને આલિંગન આપ્યું અને ત્યારથી તે મને એક ભાઇની માફક ચ્હાવા લાગ્યો. ધીમે-ધીમે તે સરદાર મને એટલો તો મળી ગયો કે હું કહું તે પ્રમાણે વર્તવા લાગ્યો. ટુંકાણમાં એક લેખે હુંજ તેનો સરદાર થઈ પડયો. એક દિવસે મ્હેં મારા નગર તરફ જઈ સૌન્દર્યવતીનો નાશ કરવાની ઇચ્છા જણાવી. તત્કાળ તેણે હા પાડી. હું સો બળવાન યોદ્ધાઓ સાથે તેજસિંહનું માથું લઇ પવનદુર્ગ જવા નીકળ્યો. આઠમે દિવસે મ્હેં પવનદુર્ગ પાસે આવી એક ગુપ્ત જગાએ પડાવ નાખ્યો. બાદ બીજા દિવસની રાત્રે હું મારા એક માણસની સાથે મારા મહેલ આગળ આવ્યો. આ વખતે અંધારૂં ઘોર હતું. પહેરેગીરો છૂટાછવાયા ફરતા હતા, અંદર ગાન ચાલતું હતું. હું બેધડક અંદર પ્રવેશ્યો. ચોકીદારોએ મારો ભભકાબંધ પોશાક જોઇ કાંઇ પૂછ્યું નહિ. હું ઉપરના દિવાનખાનામાં ગયો. ત્યાં આનંદ થઇ રહ્યો હતો. મારા દસ બાર ભાયાતો ત્યાં બેઠેલા હતા; તેમની મધ્યમાં સૌન્દર્યવતી હાથમાં સિતાર લઇને ગાતી હતી. હું તેને જોતાંજ ક્રોધાંધ થઇ ગયો, અને કંઇ પણ વિચાર કર્યા વિના અંદર દોડયો. મને જોતાં જ આનંદમાં ભંગ પડયો. ભાયાતો મને ઓળખી શસ્ત્ર સંભાળવા લાગ્યા. સૌન્દર્યવતી ચીસ પાડી ઉભી થઇ ગઇ. હું તેની નજીક ધસી ગયો. મ્હેં તેજસિંહનું માથું દેખાડી તેને કહ્યું:–ચંડાળણી! જો આ તારા આશકની દશા, અને હવે જોઈ લે કે તારી પણ કેવી થાય છે અવદશા.” કહી મ્હેં મારી તલવાર ઉંચી કરી. સૌન્દર્યવતી તેજસિંહનું માથું જોઈ કારમી ચીસ પાડી ઉઠી; અને ભયથી દૂર નાસવા લાગી. હું તેને મારી નાખવા તેની પાછળ દોડયો. આ વખતે

મને કશું ભાન નહોતું. હું ક્રોધથી આંધળો બની ગયો હતો, પણ મારા સાહસનું પરિણામ સારૂં આવ્યું નહિ. હું સૌન્દર્યવતીની પાસે જઇ તેને ફટકો લગાવું, તે પહેલાં તો ત્યાં બેઠેલા ભાયાતોએ એક સામટા ધસી આવી મને પકડી લીધો. હું તેમને મારા હાથનું બળ બતાવવા લાગ્યો, પણ આખરે પકડાયો; અને મને દોરડાથી બાંધવામાં આવ્યો. સૌન્દર્યવતી મને પકડાએલો જોતાંજ વાઘણની માફક ત્યાં ધસી આવી. તેણે મારો તિરસ્કાર કરી ભાયાતોને મારો વધ કરવાની આજ્ઞા આપી. પાંચ સિપાહીઓ મને ત્યાંથી લઇ ગયા. મહેલની બહાર નીકળી મને એક ઘોડાપર બેસાડયો, અને તે ઘોડા સાથે મને દોરડાથી જકડી લીધો. મારી હાલત દયાજનક થઇ પડી. હું રસ્તો જોઇ શકું નહિ તેને માટે તેમણે મને માથાથી તે પગ સુધી એક કાળો ઝભ્ભો પહેરાવ્યો, મારા ઘોડાની આસપાસ તે પાંચે જણા ચાલતા હતા. તેઓ મને ઘણે દૂર લઇ આવ્યા. મ્હેં ઘોડાપર બેઠે-બેઠે છૂટવાના પ્રયત્ન કરવા માંડયો. મ્હેં ઘણીવાર હાથને હલાવી બાંધેલું દોરડું ઢીલું કરી નાખ્યું અને પછી ધીમે રહી ઝભ્ભામાં હાથ ઉંચા કરી દાંતવતી દોરડાની ગાંઠ છોડી નાંખી. મારા હાથ છૂટા થતાં મને હિંમત આવી. મ્હેં છુટેલા દોરડાને કોઇ જાણે નહિ એવી રીતે અંદર રાખ્યું, હજી મારા પગ બાંધેલા હતા, કેડમાં પણ દોરડું બાંધી ઘોડાની પીઠ સાથે મજબુત બાંધ્યો-હતો. મ્હેં ધીમે રહી ઝભ્ભાને નખવડે એક બાજુએથી ચીરી નાખ્યો. એ સમયે રાત્રિના અંધકારે મને ઘણી સારી મદદ કરી. મારી સાથેના પાંચ સિપાહીઓમાંથી બે જણા ધીમે-ધીમે પાછળ આવતા હતા. મ્હેં લાગ જોઇ પાસે ચાલનાર એક સિપાહીની ગફલતનો લાભ લઇ તેના હાથમાંની તલવાર ઝડપથી આંચકી લીધી અને એક પળનો

મળ્યો હતો. મ્હેં મુકામે આવી સરદારને સઘળી વાત જણાવી; અને મળી આવેલો માલ તેને દેખાડયો. તે સરદારે ખુશ થઇ મને આલિંગન આપ્યું અને ત્યારથી તે મને એક ભાઇની માફક ચ્હાવા લાગ્યો. ધીમે-ધીમે તે સરદાર મને એટલો તો મળી ગયો કે હું કહું તે પ્રમાણે વર્તવા લાગ્યો. ટુંકાણમાં એક લેખે હુંજ તેનો સરદાર થઈ પડયો. એક દિવસે મ્હેં મારા નગર તરફ જઈ સૌન્દર્યવતીનો નાશ કરવાની ઇચ્છા જણાવી. તત્કાળ તેણે હા પાડી. હું સો બળવાન યોદ્ધાઓ સાથે તેજસિંહનું માથું લઇ પવનદુર્ગ જવા નીકળ્યો. આઠમે દિવસે મ્હેં પવનદુર્ગ પાસે આવી એક ગુપ્ત જગાએ પડાવ નાખ્યો. બાદ બીજા દિવસની રાત્રે હું મારા એક માણસની સાથે મારા મહેલ આગળ આવ્યો. આ વખતે અંધારૂં ઘોર હતું. પહેરેગીરો છૂટાછવાયા ફરતા હતા, અંદર ગાન ચાલતું હતું. હું બેધડક અંદર પ્રવેશ્યો. ચોકીદારોએ મારો ભભકાબંધ પોશાક જોઇ કાંઇ પૂછ્યું નહિ. હું ઉપરના દિવાનખાનામાં ગયો. ત્યાં આનંદ થઇ રહ્યો હતો. મારા દસ બાર ભાયાતો ત્યાં બેઠેલા હતા; તેમની વચ્ચમાં સૌન્દર્યવતી હાથમાં સિતાર લઇને ગાતી હતી. હું તેને જોતાંજ ક્રોધાંધ થઇ ગયો અને કંઇ પણ વિચાર કર્યા વિના અંદર દોડયો. મને જોતાં જ આનંદમાં ભંગ પડયો. ભાયાતો મને ઓળખી શસ્ત્ર સંભાળવા લાગ્યા. સૌન્દર્યવતી ચીસ પાડી ઉભી થઇ ગઇ. હું તેની નજીક ધસી ગયો. મ્હેં તેજસિંહનું માથું દેખાડી તેને કહ્યું:–ચંડાળણી! જો આ તારા આશકની દશા, અને હવે જોઈ લે કે તારી પણ કેવી થાય છે અવદશા.” કહી મ્હેં મારી તલવાર ઉંચી કરી. સૌન્દર્યવતી તેજસિંહનું માથું જોઈ કારમી ચીસ પાડી ઉઠી; અને ભયથી દૂર નાસવા લાગી. હું તેને મારી નાખવા તેની પાછળ દોડયો. આ વખતે

મને કશું ભાન નહોતું. હું ક્રોધથી આંધળો બની ગયો હતો, પણ મારા સાહસનું પરિણામ સારૂં આવ્યું નહિ. હું સૌન્દર્યવતીની પાસે જઇ તેને ફટકો લગાવું, તે પહેલાં તો ત્યાં બેઠેલા ભાયાતોએ એક સામટા ધસી આવી મને પકડી લીધો. હું તેમને મારા હાથનું બળ બતાવવા લાગ્યો, પણ આખરે પકડાયો; અને મને દોરડાથી બાંધવામાં આવ્યો. સૌન્દર્યવતી મને પકડાએલો જોતાંજ વાઘણની માફક ત્યાં ધસી આવી. તેણે મારો તિરસ્કાર કરી ભાયાતોને મારો વધ કરવાની આજ્ઞા આપી. પાંચ સિપાહીઓ મને ત્યાંથી લઇ ગયા. મહેલની બહાર નીકળી મને એક ઘોડાપર બેસાડયો, અને તે ઘોડા સાથે મને દોરડાથી જકડી લીધો. મારી હાલત દયાજનક થઇ પડી. હું રસ્તો જોઇ શકું નહિ તેને માટે તેમણે મને માથાથી તે પગ સુધી એક કાળો ઝભ્ભો પહેરાવ્યો, મારા ઘોડાની આસપાસ તે પાંચે જણા ચાલતા હતા. તેઓ મને ઘણે દૂર લઇ આવ્યા. મ્હેં ઘોડાપર બેઠે-બેઠે છૂટવાના પ્રયત્ન કરવા માંડયો. મ્હેં ઘણીવાર હાથને હલાવી બાંધેલું દોરડું ઢીલું કરી નાખ્યું અને પછી ધીમે રહી ઝભ્ભામાં હાથ ઉંચા કરી દાંતવતી દોરડાની ગાંઠ છોડી નાંખી. મારા હાથ છૂટા થતાં મને હિંમત આવી. મ્હેં છુટેલા દોરડાને કોઇ જાણે નહિ એવી રીતે અંદર રાખ્યું, હજી મારા પગ બાંધેલા હતા, કેડમાં પણ દોરડું બાંધી ઘોડાની પીઠ સાથે મજબુત બાંધ્યો-હતો. મ્હેં ધીમે રહી ઝભ્ભાને નખવડે એક બાજુએથી ચીરી નાખ્યો. એ સમયે રાત્રિના અંધકારે મને ઘણી સારી મદદ કરી. મારી સાથેના પાંચ સિપાહીઓમાંથી બે જણા ધીમે-ધીમે પાછળ આવતા હતા; મ્હેં લાગ જોઇ પાસે ચાલનાર એક સિપાહીની ગફલતનો લાભ લઇ તેના હાથમાંની તલવાર ઝડપથી આંચકી લીધી અને એક પળનો

પણ વિલંબ કર્યા વિના તલવારના એકજ ઝટકાથી તેનું માથું ઉડાવી દીધું. એવી રીતે બીજાનો પણ અંત આણ્યો. બીજા સિપાહીએ મરતી વખતે ચીસ પાડી. પાછળના સિપાહીઓ દોડી આવતા જણાયા. મ્હેં તરત ઘોડાને દોડાવી મૂક્યો. ત્રણે સિપાહીઓ પકડો–પકડોના પોકાર પાડતા મારી પાછળ દોડવા લાગ્યા. મારો ઘોડો પૂરવેગથી દોડતો હતો. જોતજોતામાં તો હું તેઓનાથી ઘણે દૂર નીકળી ગયો. મ્હેં પાછળ જોયું તો તેમને આવતા જોયા નહિ. આથી મ્હેં ઘોડાને ઉભો રાખી બાંધેલા બંધ છોડી નાખ્યા. બાદ હું પરસેવો લુછી. થોડી વાર વિશ્રામ લેવાનો વિચાર કરૂં છું એટલામાં તો તે દુષ્ટોનો દૂરથી દોડી આવવાનો અવાજ સંભળાયો. હું હિંમત ધરી તેમને મારવા કે મરવાનો નિશ્ચય કરી ઉભો. થોડીવારમાં તો તેઓ મારી નજીક આવી પહોંચ્યા. મ્હેં તેમને ચાલ્યા જવાનું જણાવ્યું, પણ તેમણે માન્યું નહિ. આથી મ્હેં તરત તેમની પર હુમલો કર્યો અને તેમાંના બેને તલવારથી પૂરા કર્યા. બાકીનો ત્રીજો મરવાના ભયે નાશી ગયો. મ્હેં તેને જવા દીધો. તે પછી બે દિવસ સુધી હું જંગલમાં ફરતો ફર્યો. પછી ચોથા દિવસની સાંજે એકાએક મારા માણસોની સાથે મારો મેળાપ થઇ ગયો. મ્હેં તેઓને સઘળી હકીકત સંભળાવી. મારી વાત સાંભળી મારા માણસોનો જે ઉપરી હતો તે કહેવા લાગ્યો:—"સરદાર સાહેબ! ગભરાશો નહિ. અમે તમારૂં વૈર પૂરેપુરૂં લીધું છે. ત્યાંના ઉદ્ધત સરદારોને કાપી નાખ્યા છે; અને તેમની રાણી અમારાથી ભય પામી પલાયન કરી ગઇ છે." તેનું કહેવું સાંભળી હું સ્તબ્ધ બન્યો; અને તે સરદારને આલિંગન આપી સર્વ વાત ખુલાસાવાર જણાવવાને કહ્યું:-તે સરદાર મને કહેવા લાગ્યો કેઃ—તમે જ્યારે પકડાઇ ગયા, અને તમને મારી નાખવાને લઇ જવામાં

આવ્યા.તે વખતે તમારી સાથે આવેલો માણસ અહિં દોડી આવ્યો અને તેણે સઘળી વાત જણાવી. હું તરત તમને છોડાવવાને ત્યાંથી નીકળ્યો. મ્હેં પવનદુર્ગની આસપાસ ઘણી તપાસ કરી પણ તમારો પત્તો લાગ્યો નહિ. આથી મ્હેં. તે પિશાચી રાણી પર વૈર લેવાનો ઠરાવ કર્યો. મ્હેં આપણા માણસોને તેના મહેલની આસપાસ છૂપાવ્યા. તે પછી મ્હેં રાણીને મળવાની ઇચ્છા જણાવી અંદર પ્રવેશ કર્યો. આ વખતે રાણી કોઇની સાથે વાતો કરતી હતી, તેથી મારે ઘણીવાર સૂધી બહાર બેસી રહેવું પડ્યું. હું બહાર બેઠો-બેઠો તેમની વાતો સાંભળવા લાગ્યો. વાતો કરનાર એક સિપાહી હતો. તે રાણીને કહેતો હતો કે અમે ઉદયસિંહને મારી નાખ્યો છે. આ જુઓ તેની નિશાનીમાં હું તેની આંખ્યો કાઢી લાવ્યો છું. રાણીએ આનંદ પામી આંખ્યોને જોઇ ફેંકી દીધી; અને સાથેના બીજા સિપાહીઓ વિષે પૂછ્યું. જવાબમાં તેણે કહ્યું કે રસ્તામાં તે કેદી છૂટી ગયો અને તેણે આપણા સિપાહીઓને મારી ગજબ ગુજાર્યો. તેમાં ફક્ત હું એકલોજ મારા ભાઇઓનું વૈર વાળી-તેને મારી નાખી અહિં આવ્યો છું. રાણીએ ખુશ થઇ તેને ઇનામ આપ્યું. તમારો વધ સાંભળી હું ઉશ્કેરાયો. મારે જાણવાનું હતું તે જાણી લીધું, મ્હેં તરત છૂપાઇ રહેલા આપણા માણસોને બોલાવ્યા અને તેમની સાથે મ્હેં, અંદર ધસારો કર્યો. એકાએક અમારો હુમલો જોઇ રાણી ગભરાઇ ગઇ અને મહેલની પછવાડેની બારીએથી પડતું નાખી નાશી ગઇ. તે પછી મ્હેં ત્યાંના તમામ સરદારોનો અને સામે થયા તે બધાનો નાશ કરી નાખ્યો. તે પછી હું રાણીની શોધમાં નીકળ્યો અને તેને શોધતો-શોધતો આજે અહિં આવ્યો; પણ રાણી હાથ આવી નહિ, પણ તેના બદલામાં મને મારા માનવંતા સરદારનો મેળાપ થયો. આટલું કહી તે સરદારે મને નમન કર્યું. આ પછી મ્હેં તરત

તેમની સાથે પવનદુર્ગ તરફ પ્રયાણ કર્યું. અમને જોઇ પ્રજા યુદ્ધ કરવાને તૈયાર થઇ, પણ મ્હેં એક લંબાણ ભાષણ કરી તેમને શાન્તિ આપી જણાવ્યું કે હવે તમને કોઇ દિવસ કોઇ પણ પ્રકારનું દુઃખ દેવામાં આવશે નહિં. આમ કહી મ્હેં તેમને મ્હારી આગલા રાજા તરિકેની ઓળખાણ આપી. તેઓ આનંદ પામ્યા અને મારો જયજયકાર કરવા લાગ્યા. તે પછી મ્હેં મારા નગરમાં વિજયસિંહ નામક સરદારને વહિવટ કરવા નીમી ત્યાંથી પ્રયાણ કર્યું. હું સૌન્દર્યવંતીને અને મારી વ્હાલી ગુણસુંદરીને ખોળવા દેશે દેશ ફર્યો પણ કોઇનો પત્તો લાગ્યો નહિં. આથી નિરાશ થઇ હું મારા માનવંતા સરદારને પાછો આવી મળ્યો. એવી રીતે સમય વ્યતિત થવા લાગ્યો. હું નિરંતર ગુણસુંદરી અને મારા પ્રિય બાળકને યાદ કરી શોક કરવા લાગ્યો. મારો ભલો સરદાર મને આશ્વાસન આપવા લાગ્યો. અંતે તેણે મને સર્વની સમક્ષ મોટો સરદાર નીમ્યો અને પોતે મારી આજ્ઞાનુસાર વર્તવા લાગ્યો. એવી રીતે ઘણાં વર્ષ ગુમાવી અમે સર્વ પૃથ્વી પર્યટન કરવા નીકળ્યા. ફરતા ફરતા અમે નર્મદાજીને કિનારે આવ્યા. અમારી સાથે અસંખ્ય માણસો હોવાથી કોઇને વ્હેમ પડે એથી અમે નર્મદાજીના કોતરોમાં પડાવ નાખી રહેવા લાગ્યા. એવામાં એક દિવસના સમાયોગે હું સાયંકાળના સમયે નર્મદાજીમાં સ્નાન કરતો હતો. એ સમયે મારાથી દૂર એક એકાન્ત જગામાં કોઇ એક તેજસ્વી સાધુ સ્નાન કરતો હતો. મને તેની તેજસ્વિ મુખમુદ્રા જોઇ કંઇક ઓર જ ભાવ થઇ આવ્યો. હું તેના વિચાર કરતો હતો એવામાં તે સાધુ સ્નાન કરી બહાર નીકળ્યો, અને તેના આશ્રમ પ્રતિ પ્રયાણ કરવા લાગ્યો. હું પણ નદીમાંથી નીકળી તેની પાછળ જવા લાગ્યો. તે સાધુ તેના આશ્રમમાં આવ્યો. એક વિકટ ઝાડીમાં તેણે ઝુંપડી બાંધેલી હતી. તેણે ત્યાં જઇ સમાધી

ચઢાવી. હું ત્યાં તેની આગળ બેઠો. બાદ ઘણીવારે તેણે જાગૃત થઇ મારી સામે જોયું. મ્હેં તેના ચરણમાં માથું નમાવ્યું. તેણે આશીષ આપી મને ત્યાંથી જવાનું જણાવ્યું. હું ત્યાંથી ચાલ્યો ગયો અને તે પછી દરરોજ તેમની પાસે જઇ તેમની સેવા ચાકરી કરવા લાગ્યો. ઘણા ટુંક સમયની સેવા ચાકરીથી તે મારીપર પ્રસન્ન થયા. તે દરરોજ મને સાથે લઇ ફરવા લાગ્યા. તેમણે નર્મદાજીનાં કોતરમાં આવેલાં ગયબી ખંડીએરો મને દેખાડયાં. હું તે ખંડીએરો જોઇ આશ્ચર્ય પામ્યો. મ્હેં મારો મુકામ બદલી સર્વ સાથે તે ગયબી ખંડીએરો-માં રાખ્યો, મારા માણસોએ ખંડીએરોમાં અનુસરતા સુધારા વધારા કર્યા. એ ખંડીએરોમાં માણસો હજાર વર્ષ સુધી રહે તોપણ કોઇને ખબર પડે નહિ, કારણકે તે કોતરોની નીચે પણ રહેવાની જગા હતી. અંદરના ભાગમાં જવાનો રસ્તો કોતરના મોટા મેદાનમાં હતો કે જ્યાં પેલું લાકડાનું બનાવેલું કૃત્રિમ કમળ પુષ્પ આવેલું છે. તેની સર્વ યુક્તિ મને તે મહાત્માએ બતાવી. બાદ દિવસો જતાં તેમણે કનકાવતી નગરની પાસે આવેલો મને એક મહેલ દેખાડયો. ત્યાં અજબ પ્રકારના ઓરડા અને સુરંગ આવેલી હતી. મ્હેં તે મહેલ વિષેની હકીકત કહેવાની તે મહાત્માને વિનંતિ કરી. તેમણે ત્યાં આવેલા નગરની અથઇતિ વાર્તા જણાવી એક ગાઢ નિઃશ્વાસ નાખ્યો. મને તેમનામાં વ્હેમ પડયો, પણ તે વખતે મ્હેં તેમને કંઇ પૂછયું નહિ. બાદ એક દિવસ એક અલૌકીક પ્રસંગ પ્રાપ્ત થયો, તે એવી રીતે કે એક રાતના હું તે મહાત્માની સેવા કરતો હતો; એવામાં એક સ્વરૂપવાન સુંદરી ત્યાં થાળ લઇને આવતી જણાઇ. તેને જોઇને મહાત્માએ મને ઝુંપડીમાં જવાની આજ્ઞા કરી. હું આશ્ચર્ય પામી અંદર ગયો અને ત્યાં ઉભો રહી જોવા લાગ્યો. તે સુંદર સુંદરીએ તે મહાત્માની પૂજા કરી

તેમની સન્નિપ થાળ મૂકયો. સાધુ મહાત્માએ તેના પર પ્રસન્ન થઇ કહ્યું–" પુત્રી ! તારી જે ઇચ્છા હોય તે મને જણાવી દે, કારણ કે હું આજથી ચોથા દિવસે મરણને શરણ થનાર છું. " તેમનું કહેવું સાંભળી તે સુંદરીએ કહ્યું:–" પ્રભુ ! આપનાથી કાંઇ અજાણ્યું નથી. મને એવો કોઇ દેવનો મંત્ર આપો કે જેથી હું સર્વત્ર વિજય મેળવી શકું. " તે પછી સાધુએ તેને એક મંત્ર શીખવાડી કહ્યું:–" પુત્રી ! આ મંત્રના જાપથી સાક્ષાત ભૈરવ તારી પર પ્રસન્ન થશે, તું તેમને તારી ઇચ્છા જણાવજે; તે તારી સઘળી ઇચ્છાઓ પૂર્ણ કરશે; પણ તેની સાથે આટલું યાદ રાખજે કે કંઇ પણ કાર્ય કરતાં ધર્મ વિરૂદ્ધ વર્તીશ નહિ." પેલી સુંદર સુંદરીએ માથું નમાવી તેની આજ્ઞા સ્વિકારી. બાદ મહાત્માએ મને બહાર બોલાવ્યો. પેલી સુંદરી જવાને ઉભી થઇ. મારી દૃષ્ટિ તેના પર પડતાં જ હું ચોંકયો. ચંદ્રિકાના સ્વચ્છ અજવાળામાં તેને ઓળખી હું મનમાં બોલી ઉઠયો કે:–" અરે ! આ શું? આ તો "સૌન્દર્યવતી !" અરે તે અહિં કયાંથી ? હું દિગ્મૂઢ બની વિચારમાં પડયો, તે સુંદરી ચાલી ગઇ. તેના ગયા પછી સાધુ મહાત્માએ મને ભોજન કરવાનું જણાવ્યું. મ્હેં પેલા થાળમાંથી ભોજન કર્યું. જમતાં–જમતાં મ્હેં તે સાધુ મહાત્માને પૂછયું:–પ્રભુ ! એ આવનાર બાઇ કોણ હતી ? મારો પ્રશ્ન સાંભળી તે સાધુએ સ્હેજ હશીને કહ્યું:–બચ્ચા તે રામનગરની રાણી હતી. હું થોડાક દિવસપર રામનગર ગયો હતો, ત્યાં એ રાણીએ મારી સારી સેવા કરી હતી. મ્હેં પ્રસન્ન થઇ તેને અહિં બોલાવી હતી. આટલી વાત કહી ઉદયસિંહ શાન્ત રહ્યો, કે તરત મહારાજા સુજનસિંહ બોલી ઉઠયા:–" ઉદયસિંહ ! તમે કયા રામનગરની રાણી વિષે કહો છો ? "

" તે આપનાંજ રાણી હતાં. " ઉદયે હશીને જણાવ્યું.

"શું કહો છો! તમે ભાનમાં છો કે નહિ?" સુજનસિંહે પૂછ્યું.

"હું ભાનમાં છું. મહારાજા! જે સૌન્દર્યવતીએ મારૂં સર્વસ્વ નાશ કર્યું હતું, તે સૌન્દર્યવતી બીજી કોઇ નહિ પણ તે આપની રાણી કાળરાત્રિ હતી."

"શું સૌન્દર્યવતી એજ કાળરાત્રિ!?" સર્વ આશ્ચર્ય પામી બોલી ઉઠયા.

"હા, તેણે તેનું નામ બદલ્યું હતું." ઉદયે જણાવ્યું.

"વારૂ પછી શું થયું?" સુજનસિંહે પૂછ્યું.

પછી મ્હેં તે સાધુ મહાત્માને મારી સઘળી કર્મ કથા કહી સંભળાવી. તેઓ આશ્ચર્ય પામ્યા અને સૌન્દર્યવતી ઉપર ઘણા ગુસ્સે થયા, તેમણે મને આશીષ આપીને કહ્યું કેઃ-જા, તે ચંડાળણીનો તારે હાથે જ વિનાશ થશે. એમ કહી તેમણે મને બેચાર મંત્રો શીખવાડયા, કે જે મંત્રના પ્રતાપે હું મારો ચ્હેરો ફેરવી શકું અને જયાં જવા ધારૂં ત્યાં જઇ શકું. તે પછી ચોથા દિવસે તે સાધુ મહાત્માએ મને પાસે બોલાવીને કહ્યુંઃ-ઉદય! આજે હું પ્રભુના દરબારમાં જાઉં છું. ત્હેં મારી સારી સેવા બજાવી છે; તેના બદલામાં પ્રભુ તારૂં કલ્યાણ કરો એવી આશીષ આપું છું. ઉદય! આ ઝુંપડીના વચલા ભાગમાં મ્હોરોના ઘડા દાટેલા છે, તું મારા મૃત્યુ પછીથી તે કાઢી લેજે, અને સાંભળ, હું કોણ છું તે હવે તને જણાવું છું. ત્હેં જે મહેલ જોયો છે ત્યાં આગળ અગાઉના વખતમાં એક સુંદર નગર આવેલું હતું. હું ત્યાંના છેલ્લા રાજાનો પ્રધાન હતો. મારો રાજા એશઆરામી થવાથી શત્રુઓના હાથે મરાયો. કાળના વહેવા સાથે તેના રાજયને ઠેકાણે રાન થયું; સ્મૃદ્ધિમાં ફક્ત તે મહેલ જીર્ણ થઇ કાયમ રહ્યો. મને પણ સંસાર

પર વૈરાગ્ય આવ્યો અને તેથી જંગલમાં ચાલ્યો ગયો. પછી મ્હેં એક યોગીની સેવા કરી સિદ્ધિ પ્રાપ્ત કરી. ઉદય ! આ સ્થળે મને આજે એકસોને ચાળીસ વર્ષ પૂરાં થયાં છે. આજે મારો કાળ છે એમ હું યોગથી જાણી શકયો છું. તું મારા શબને બાળી નહિ નાખતાં નર્મદાજીમાં પધરાવજે, પુત્ર! તારૂં શ્રેય થાઓ. મરતાં અગાઉ જણાવું છું કે ધર્મનીતિનો કદાપિ ત્યાગ કરીશ નહિ.

મ્હેં તેમને માથું નમાવી પ્રણામ કર્યા. બાદ તેમણે સમાધી ચઢાવી પ્રાણને બ્રહ્મરંધ્રમાં રોકયો. સમય થતાં પ્રાણ તાળવું તોડી બહાર નીકળ્યો. મ્હેં તે મહાત્માના શબને નર્મદાજીમાં પધરાવ્યું. બાદ ઝુંપડીમાંથી મ્હોરોના ઘડા કાઢી હું મારા મુકામે આવ્યો. મ્હેં તે દ્રવ્યથી નિરંતર માણસોની ભરતી કરવા માંડી. શસ્ત્ર—અસ્ત્ર એકઠાં કરવા માંડયાં. મ્હેં મારા સરદારને સઘળી વાત જણાવી હતી. હું મારા માણસો સાથે રાત્રિના સમયે ઘોડેસ્વાર થઇ પેલા એકાન્ત મહેલે જતો અને ત્યાં યુદ્ધની કવાયત કરાવતો. આથી લોકો એવી ગપ ઉરાડવા લાગ્યા કે તે મહેલમાં રાત્રે ભૂત એકઠાં થાય છે. તેથી તે મહેલને ભૂતીયો મહેલ એવું નામ આપવામાં આવ્યું. આવી રીતે હું મારા કાર્યની ધીમે ધીમે શરૂઆત કરવા લાગ્યો. તેમજ રાણી સૌન્દર્યવંતીની બારીકાઇથી તપાસ રાખવા લાગ્યો. તે નિષ્ઠુર નારીએ મહાત્માના મંત્રથી ભૈરવને પ્રસન્ન કર્યા, ભૈરવે પ્રસન્ન થઇ તેને "ખૂની ખંજર" આપ્યું, કે જેના વડે તે પિશાચિનીએ અનેક નિરાપરાધીઓના પ્રાણ લીધા. તે દુષ્ટા ધીમે ધીમે રામનગરમાં તેની સત્તા જમાવવા લાગી. તેણે અનેક કારસ્થાન કર્યા તે સર્વ આપને વિદિત છે એટલે હું વિશેષ કહેતો નથી. હું તેના ભયંકર કામોથી ગુસ્સે થઇ સમય મળતાં તેને સતાવતો હતો. હું "સંકેતપુરૂષ"ના નામથી સર્વની જાણવામાં આવતો હતો. કાળરાત્રિ

મને જોઈતાંજ સૂઝી હતી. હું તેના જુલમથી બનતા પ્રકારે નિર્દોષને બચાવતો. મહારાજા સુજનસિંહનું ઝેરી વીંટીથી અને સુનંદાનું આગમાંથી પ્રભુ કૃપાએ રક્ષણ કરી શક્યો હતો. મહેન્દ્રને જે સમયે શીકારી કુતરાઓને સ્વાધીન કરવામાં આવનાર હતો, તે સમયે પણ મ્હેં મંત્રવિદ્યાના પ્રતાપે ત્યાં હાજર થઇ તે ભયંકર કુતરાઓને વશ કરી મહેન્દ્રને છોડાવ્યો હતો. તે પછીની વાત કોઇને અજાણમાં નથી. આજે પ્રભુ કૃપાએ તે દુષ્ટાનો અંત આવ્યો છે." વાત પૂરી કરી ઉદયસિંહ શાન્ત થઇ ઉભો રહ્યો. મહારાજા સુજનસિંહ આસન પરથી ઉતરી તેને આલિંગન આપતાં બોલી ઉઠયાઃ-"વીર સરદાર! ધન્ય છે તમને. તમે મને સદાકાળને માટે ઉપકારથી બાંધી લીધો છે. હું તમારો જેટલો ઉપકાર માનું એટલો ઓછો છે. ભાઇ! તમે મને અને મારી રાણીને ગુરૂ સ્વરૂપે માની અમારૂં અત્યંત સન્માન કર્યું છે. બંધુ! આજનો શુભ પ્રસંગ તમારાજ પ્રયત્નનું ફળ છે. તમને આશ્રય આપનાર તે ભલા સરદારને પણ ધન્ય છે. તે જ્યાં હોય ત્યાં તેનું પ્રભુ કલ્યાણ કરજો."

"મહારાજ! તે ભલા સરદાર પણ હાલ અહિંજ છે." ઉદયસિંહે જણાવ્યું.

"તે દેવરૂપ સરદારનાં અમને દર્શન કરાવો." સર્વ બોલી ઉઠયાં.

"જે ભલા સરદારના સ્નેહથી હું સદાકાળ બંધાએલો છું, તે સરદાર આ સામેના આસન પર બેઠા છે અને તે હાલ સેનાપતિ ભગવાનસિંહના નામથી ઓળખાય છે." કહી ઉદયસિંહે તેની પાસે જઇ પ્રણામ કર્યા. સઘળાએ તેને ધન્યવાદ દીધો. ભગવાનસિંહે પ્રભુનો ઉપકાર માન્યો. પ્રતાપ-મહેન્દ્ર-નરેન્દ્ર વગેરેના આશ્ચર્યનો પાર રહ્યો નહોતો. તેઓ વારંવાર ઉદયસિંહને પ્રણામ કરી ઉપકાર

માનવા લાગ્યા. ઉદયસિંહ તેમને માથે હાથ મૂકી આશીષ આપવા લાગ્યો. એવામાં મહારાજા કનકસેને કહ્યું–" ઉદયસિંહ! પ્રભુ કૃપાએ જો કે સૌ સારૂં થયું છે, પણ તમારી પ્રિયપત્ની ગુણસુંદરી અને નાના કુમારને માટે મને ઘણું લાગી આવે છે. અરેરે! તેઓ ફરીથી તમને મળી શક્યાંજ નહિ. ભગવાન તેમનું ભલું કરો."

મહારાજાનો ઉપકાર માની ઉદયસિંહ કહેવા લાગ્યોઃ–" મારા ભાગ્યમાં ગુણસુંદરીનું સુખ નહિ લખાએલું હોય તેથીજ તેનો સદાને માટે વિયોગ થયો છે, પણ પ્રભુએ કંઇક આ ગરીબના સામે જોયું છે, અને તેણે મારા પ્રિય સંતાનને મેળવી આપ્યું છે."

" શું તમારો નાનો કુમાર તમને મળ્યો છે?" કનકસેને પૂછ્યું.

" હા, મને તે મળ્યો છે; પણ તે મને તેના પિતા તરીકે હજી ઓળખી શક્યો નથી." ઉદયે જણાવ્યું.

" ઉદયસિંહ! તે તમારા પ્રિય કુમારનો અમને પરિચય કરાવો?" કનકસેને કહ્યું.

" મહારાજા! આપે જેનું સ્વહસ્તે પાલન પોષણ કરી મોટો કર્યો છે, તેજ ' **નરેન્દ્રસિંહ** ' મારો કુમાર છે, અને તે હાલ તમારી પાસેજ બેઠો છે. પુત્ર નરેન્દ્ર! આવ, આ તારા પિતાને ઘણે દિવસે ભેટ." કહી ઉદય હર્ષ ઘેલો થઇ નરેન્દ્રની નજીક દોડયો, અને તેને ગાઢ આલિંગન આપી હર્ષાશ્રુ વરસાવવા લાગ્યો. પિતા–પુત્ર ઘણા લાંબા સમયે મળ્યા. નરેન્દ્રે છૂટા પડી પૂછ્યું:–" પિતાજી! આપ મને કેવી રીતે ઓળખી શક્યા?"

" પુત્ર! તું જે વખતે મહેન્દ્ર અને વસંત સાથે ભૂતીયો મહેલ જોવાને આવ્યો હતો, તે વખતે તારી આંગળી પરની મુદ્રા પર મારી નજર પડતાંજ મ્હેં તને ઓળખ્યો હતો. તને ખબર તો હશેજ કે

તને જોતાંજ હું બેભાન થઇને પડયો હતો ?" કહી ઉદયસિંહ આનંદથી તેની સામે જોઇ રહ્યો.

"હા ! હવેજ મને બધી બાબતની ખબર પડી. પિતા ! મારા વ્હાલા પિતા ! આ બાળકના આપને પ્રણામ છે." કહી નરેન્દ્ર તેના ચરણમાં પડયો. તે પછી ઉદયસિંહે મહારાજા કનકસેનને પૂછ્યું:-- "મારો કુમાર આપને કયાંથી મળી આવ્યો હતો ?" જવાબમાં કનકસેન કહેવા લાગ્યા કે:-મારી પુત્રી વસંતની ત્રીજા વર્ષની જન્મ ગાંઠના શુભ અવસરે હું વનલીલા અવલોકવાને જંગલમાં ગયો હતો. તે જંગલમાંજ એક મૃત રમણીના શબપર આ કુમાર પડેલો હતો. મ્હેં તેને તેની ઉપરથી લઇ લીધો; અને પછી તેને નગરમાં લાવ્યો. તે પછી મ્હેં માણસો મોકલી તે રમણીના શબને અગ્નિ સંસ્કાર કરાવ્યો. ઉદયસિંહ ! નરેન્દ્રના હાથે જે અત્યારે મણિમુદ્રા છે, તે મુદ્રા તે વખતે પણ તેની નાનકડી આંગળીને શોભાવતી હતી. નરેન્દ્ર મોટો થયો ત્યારે એ મુદ્રાને મ્હેં મોટી કરાવી એનું એજ નંગ અંદર જડાવ્યું.

"હા, તે મણિના પ્રતાપેજ હું તેને ઓળખવા પામ્યો છું. હા ! મારી ગુણસુંદરી ભૂખ-તરસથી પીડાતી અહિં સુધી આવી ચડી હશે અને તેના સંસ્કારે ફરી એ જંગલમાંજ કાળને વશ થઇ હશે, પ્રભુ ! તે મારી પ્રીય દેવીને શાન્તિ આપો." કહી ઉદયે સજળ નયને પ્રભુની પ્રાર્થના કરી. આનંદ-આનંદ વર્તાઇ રહ્યો. વસંતે શ્વસરાને પ્રણામ કર્યા. ઉદયે તેને આશીષ આપી. બાદ હવે શું કરવું તેની મંસલત ચાલવા લાગી. મહારાજા કનકસેને નરેન્દ્રને રાજ્યાભિષેક કરી પ્રભુનું ધ્યાન ધરવાની ઇચ્છા જણાવી. મહારાજા સુજનસિંહે પણ રામસિંહને રાજ્યાભિષેક કરવાની ઇચ્છા દર્શાવી. તેજ વખતે રાજયગુરૂને બોલાવી શુભ મૂહુર્ત પૂછ્યું. રાજયગુરૂએ શુભ દિવસ

જોઇ આપ્યો. તે દિવસે રામસિંહને રાજ્યાભિષેક કરવાનું અને મહેન્દ્ર કુસુમ તથા પ્રતાપ–પ્રમિલાના લગ્નનું નિર્માણ થયું. તે પછી આવતા બીજા મૂહુર્તે નરેન્દ્રસિંહને રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય થયો. સર્વત્ર જયજયકાર વર્તાયો. આખા નગરમાં સાકરો વ્હેંચવામાં આવી. બાદ મહારાજા સુજનસિંહ સર્વને લઇ મહેલમાં પધાર્યા.

## ઉપસંહાર.

રાજ્યાભિષેકનો શુભ દિવસ આવી પહોંચ્યો.રામનગરમાં આનંદોત્સવ થઇ રહ્યો. આખા નગરને રંગબેરંગી ધ્વજા પતાકાઓથી શણગારવામાં આવ્યું. નગરજનો સારાં વસ્ત્રાભુષણ ધારણ કરી સભામંડપમાં ગમન કરવા લાગ્યાં. સૈનિકો–ઘોડેસ્વારો સુંદર પોષાક ધારણ કરી બંદોબસ્ત રાખવા લાગ્યા. સરદારો–ભાયાતો વગેરે સભામંડપમાં આવી પોતપોતાના આસન પર બિરાજમાન થવા લાગ્યા. આજે પ્રમિલાના આનંદનો પાર નહોતો. તે અપૂર્વ શૃંગારથી શોભતી રામસિંહની સાથે બેઠી હતી. નગરજનો તેની દિવ્ય કાન્તિ જોઇ તેને વંદન કરતા હતા; અને આ સ્વદેશ વત્સલ દેવી પ્રમિલા; એમ બીજાને જણાવતાં હતાં. પ્રતાપ–મહેન્દ્ર–નરેન્દ્ર–ઉદયસિંહ, મનોહર પોષાક ધારણ કરી સભામાં બિરાજ્યા હતા. રાજકન્યા કુસુમ તેના ભાઇને આશીષ આપી પ્રમિલાની જોડે બેઠી હતી. બરાબર શુભ મૂહુર્તનો સમય થતાં જ રાજ્યગુરૂએ પૂજન ક્રિયા કરાવી રામસિંહને સિંહાસનારૂઢ કર્યો. રામસિંહ મહારાજ ઘણું જીવોના ગગન ભેદી અવાજ થવા લાગ્યા. વાજીંત્રોનાં મંગળગાન શરૂ થયાં. પ્રમિલાએ સ્વહસ્તે કુમારને કંકુનો ચાંલ્લો કરી આશીર્વાદ આપ્યો. કુસુમે ભાઇને

પુષ્પોથી વધાવ્યો. રામસિંહના હાથમાં રાજ્યદંડ આપવામાં આવ્યો. તેને માથે મણિમય મુકુટ પહેરાવવામાં આવ્યો. સર્વત્ર જયજયકાર થઈ રહ્યો. ભાટ ચારણો-ગરીબ ગરબાં વગેરેને સંતોષવામાં આવ્યાં. નાચ-ગાન વગેરે આનંદદાયક પ્રસંગ શરૂ થયો. તે પછી મહારાજા સુજનસિંહે ઉભા થઇ બની ગએલી બીનાનું ટુંકમાં વિવેચન કરી ઉદયસિંહ-પ્રતાપ-મહેન્દ્ર-નરેન્દ્ર ધર્મદાસ વગેરેનો ઉપકાર માન્યો. ઉદયસિંહે ઉપકારની આવશ્યકતા નથી કહી પ્રતાપ-મહેન્દ્રની વીરતાનાં વખાણ કર્યાં અને દેશભક્ત પ્રમિલાએ ઘણું કષ્ટ સહન કરી રામસિંહની રક્ષા કરી છે કહીને ઉદયસિંહે તેને ધન્યવાદ આપ્યો. પ્રમિલા હર્ષઘેલી થઇ રામસિંહની સામે જોઇ રહી. તેને પોતાની સામે જોઈ રહેલી જોઇ રામસિંહે કહ્યું:-"મોટીં બ્હેન! હવે તો હું રાજા થયો. તું મારા સામું કયારની શું જોઇ રહી છે? બ્હેન! હું અત્યારે કેવો દેખાઉં છું તે તો કહે?"

પ્રમિલા બોલી:-"મારા ભાઇ! તારી શોભામાં તે હવે શું ખામી હોય! તું તો જાણે સ્વર્ગનો રાજા ઇંદ્ર હોય એવો દેખાય છે. ભાઇ! ભગવાન તને દીર્ઘાયુ કરો." કહી પ્રમિલા કુસુમની પાસે જઈ બેઠી. સર્વ સભાએ પ્રમિલાદેવીના જયનો પોકાર કર્યો. તે પછી મહારાજાએ વૃદ્ધ ધર્મદાસને પાસે બોલાવી તેમને મંત્રી પોષાક પહેરાવ્યો. વૃદ્ધ ધર્મદાસે મંત્રીપદનો સ્વિકાર કર્યો; મહેન્દ્ર સેનાપતિ અને પ્રતાપ દંડનાયક સાથે સલાહકાર નીમાયો. સર્વને જુદી-જુદી જાંગીરો કાઢી આપી, બાદ સભાને વિસર્જન કરવામાં આવી. પ્રમિલા રામસિંહને લઈ મહારાજા અને મહારાણીની પાસે આવી. કુમારે માતા-પિતાને વંદન કર્યું. સતી સુનંદાએ પુત્રને છાતી સરસો દબાવી આશીર્વાદ દીધો. તે પછી મહારાજા કનકસેન, ઉદયસિંહ વગેરે વડીલ

જનોને કુમારે વંદન કર્યું. સઘળાએ તેને આશીષ આપી. આજના આનંદની સીમા ન્હોતી. છેવટે આનંદકારક દિવસ પૂરો થયો. રાત્રિએ રામનગરમાં રોશનાઇ થઇ રહી. આખું નગર રંગ બેરંગી દીપકોથી ઝળહળી રહ્યું. રાજ્યમહેલના ચોગાનમાં બે વિશાળ મંડપ ઉભા કરવામાં આવ્યા હતા. આજના શુભ અવસરે મહેન્દ્ર–કુસુમ અને પ્રતાપ–પ્રમિલાનાં લગ્ન થનાર હતાં. સમય થતાં રાજગુરૂએ તેમનું યથાવિધિ લગ્ન કરાવ્યું. સર્વ સ્નેહિ મંડળે અમૂલ્ય ભેટો આવી. મહારાજા સુજનસિંહે પચાસ ગામ કન્યાદાનમાં આપ્યાં. તે ઉપરાંત મોતી, જવાહિર, સોનૈયા વગેરે પુષ્કળ દ્રવ્ય આપ્યું. મહારાજા કનકસેન તરફથી વર કન્યાને વીસ–વીસ ગામ ઉપરાંત પચાસ લાખ રૂપિયા શિરપાવ મળ્યા. ઉદયસિંહ તરફથી પણ અમૂલ્ય શિરપાવ મળ્યો. લગ્ન કાર્યથી પરવારી નવલ વર–વધુ વડિલ જનોને પગે પડયાં. સર્વેએ આશિષ આપી. લગભગ એક માસ સુધી રામનગરમાં ધામધુમ ચાલી રહી. તે પછી સર્વ મંડળ કનકાવતી ગયું. કારણ કે ત્યાં નરેન્દ્રસિંહને રાજ્યાભિષેક કરી કનકસેન મહારાજા નિવૃત્ત થનાર હતા. ત્યાં પણ અપૂર્વ ઠાઠમાઠ થઇ રહ્યો હતો. આખા કનકાવતીમાં આનંદ પ્રસરી રહ્યો હતો, સર્વના આનંદ ધ્વનિ વચ્ચે નરેન્દ્રને પણ રાજ્યાભિષેક થયો. દ્રવ્યનો છૂટો હાથે ઉપયોગ કરી સર્વને સંતોષવામાં આવ્યાં. સ્નેહી મિત્રોએ નરેન્દ્રને અમુલ્ય ભેટો આપી. મહેન્દ્રે વસંતને એકલાખ રૂપિયાની રત્નમાળા આપી. નરેન્દ્ર–વસંત ઉદયસિંહને પગે પડયાં. તેણે બન્ને બાળકોને માથે હાથ મૂકી આશીષ આપી, બાદ સૌ આનંદ કરવા લાગ્યાં. મહારાજા કનકસેને ઉદયસિંહની સલાહથી બુદ્ધિસાગરને મંત્રીપદ પર નીમ્યો અને તેને વંશપરંપરાને માટે સારી જાગીર કાઢી આપી. રણવીરસિંહને સેનાપતિ પદે સ્થાપી તેને પણ સારી જાગીર

ઉપરાંત અમૂલ્ય બક્ષિસો આપી. ઉદયસિંહે ભગવાનસિંહની સલાહ લઇ પોતાના તમામ સૈનિકોને અને સરદારોને રામનગરના રાજ્યમાં રહેવાનું સૂચવ્યું. સર્વ સૈનિકોને અને સરદારોને પણ અમૂલ્ય ઇનામો આપી સંતોષવામાં આવ્યા. ઉદયસિંહે પવનદુર્ગની સારી વ્યવસ્થા કરી ત્યાં કનકાવતીના રાજ્ય તરફથી વિજયસિંહને સુબેદાર ઠરાવીને પુનઃ ત્યાં મોકલવામાં આવ્યો. ઉદયસિંહે પાસેના દ્રવ્યવડે પોતાની પ્રજાનાં દુઃખ દારિદ્ર દૂર કર્યાં, પ્રજા જય જયકાર કરવા લાગી. તે પછી બન્ને મહારાજાઓએ ઉદયસિંહની શું ઇચ્છા છે એમ પૂછ્યું. ઉદયસિંહે ભગવત ભજનની ઇચ્છા જણાવી. બન્ને મહારાજા પણ તેને સંમત થયા. ઉદયસિંહે એકાન્ત વાસ માટે ભૂતીયો મહેલ પસંદ કર્યો. મહારાજા કનકસેને તેને સમરાવી સુંદર બનાવ્યો. બાદ બન્ને મહારાજાઓએ નરેન્દ્ર–મહેન્દ્ર–પ્રતાપ પ્રમિલા–કુસુમ–વસંત વગેરેને શિખામણ આપી ઉદયસિંહ સાથે ગમન કર્યું. તેઓ સઘળા ભૂતીયા મહેલમાં રહી પ્રભુ ભજન કરવા લાગ્યા. મહારાજા કનકસેને ભૂતીયા મહેલનું નામ બદલી વસંતના નામ પરથી "વસંતવિહાર" નામ રાખ્યું. ઉદયસિંહ–ભગવાનસિંહ–સુજનસિંહ અને કનકસેન આનંદથી ત્યાં નિવાસ કરી ભજન કરવા લાગ્યા. રાણી સુનંદા રામનગરમાં રહી પુત્રને કેળવવા લાગી અને એકાંતરે વસંતવિહારમાં જઇ મહારાજાનાં દર્શન કરી આવતી.

રાજકુમાર રામસિંહ પ્રમિલાની સાથે નિર્દોષ રમ્મત ગમ્મત કરી તેને આનંદ ઉપજાવવા લાગ્યો. મંત્રી ધર્મદાસ ન્યાયથી રાજ્યકારોબાર ચલાવી પ્રજાને આનંદ આપવા લાગ્યો.

પ્રતાપ–અમિલા લગ્નથી જોડાઇ આનંદ કરવા લાગ્યાં, તેઓ કાન્તાને યાદ કરી તેનું શુભ ઇચ્છવા લાગ્યાં. બન્ને જણાં નિરંતર

દુઃખી જનોનાં દુઃખ દૂર કરવાનું ધ્યાનમાં રાખી સ્વર્ગીય સુખ ભોગવતાં કાળ નિર્ગમન કરવા લાગ્યાં.

મહેન્દ્ર અને કુસુમના આનંદની અવધિ નહોતી. તેઓ પ્રતાપ-પ્રમિલાની સાથે મળી આનંદદાયક વાર્તાલાપ કરતાં અને ત્રણ-ત્રણ દિવસે કનકાવતી જઇ નરેન્દ્ર-વસંતને મળી આવતાં.

નરેન્દ્ર અને વસંત રાજ્યકારભારમાં ધ્યાન આપી પ્રજાને પુત્રવત્ પાળવા લાગ્યાં. નરેન્દ્ર-વસંત કોઇ કોઇ વખતે પવનદુર્ગમાં જઇને રહેતાં. દરેક માસની પૂર્ણિમાએ સઘળાં સ્નેહિજનો ભેગાં મળી આનંદ કરતાં અને વસંતવિહારમાં જઇ વડિલોનો ઉપદેશ સાંભળી આવતાં. આવી રીતે તે સ્નેહી પંખીડાં ધર્મનીતિને સંભાળવાથી સુખી થયાં. આ ઉપરથી દરેક સુજ્ઞ જનોએ લક્ષમાં રાખવું જોઇએ કે **ધર્મ નીતિમાં સ્વર્ગીય સુખ સમાયેલું છે, અને અનીતિમાં દારૂણ દુઃખ રહેલું છે.**





# રાષ્ટ્રીય ચેતનનો અનિવાર્ય પ્રવાહ.

નથી જાગ્યા ફરી સૂવા સુણો દઇ ધ્યાન પરદેશી!
ઘણું ઉંઘ્યા ઘણું ઘોર્યા નથી રહેવું હવે બેસી.
ઘણા ખાધા હમે ખત્તા વધારે ના હવે ખાવા,
હમે જાગ્યા ફરીથી તે નથી કંઇ આમ સુવાના.
બનીને અંધ સ્વાર્થેથી ન લાંબે કૈં અમે જોયું,
ફરી યુદ્ધો પરસ્પરને બધુંએ હાય! હા! ખોયું.
હવે તો સંપથી રહેવું, હવે ના ભાઇથી લઢવું,
જગાવી દેશનું ચેતન હવે તો એક છે બનવું.
હવે સમજ્યા હમારૂં છે હમારા હસ્તમાં ભાવિ,
નથી સ્વાશ્રય વિના કો દી હમારી ઉન્નતિ થાવી,
અમોને શીખવ્યા પાઠો તમોએ દેશ સેવનના?
શકો ખાળી પ્રવાહો શું હવે રાષ્ટ્રીય ચેતનના.
ધરીશું ધર્મ જ્યાં જય ત્યાં મહા એ મંત્ર તો ચિત્તે,
કરીશું કામ કૈં એવાં જગત જોઇ સહુ રહેશે.
હમારો ધર્મ્ય છે હેતુ–પ્રભુ વ્હારે જરૂર ધાશે;
હમારા ભાવિમાં શ્રદ્ધા અને આશા અમોને છે.

દેશભક્ત,

# કાળરાત્રિનું ખૂની ખંજર.

## ભાગ બીજો. સચિત્ર આવૃત્તિ પાંચમી.

લેખકઃ-સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.

આ નવીન નવલકથા આ બીજા ભાગમાં પૂર્ણ કરવામાં આવેલી છે. પ્રથમ ભાગના જેવોજ આ દ્વિતીય ભાગ રસમય અને આકર્ષક બન્યો છે. એટલુંજ નહિ પણ પ્રથમ ભાગથી પણ ઉત્તમ બન્યો છે. અધર્મીઓની અધર્મતા-નીચતા, રાક્ષસી રાણીનાં ભયાનક કાળજું કંપાવે એવાં કુકર્મો, ભય-ત્રાસ-જુલ્મ-ખૂન ઉપરાંત વિષયાંધજનોની દુર્દશા, પતિપરાયણ પ્રેમદાઓની પવિત્રતા. શીયળની મહત્તા, પતિવ્રતનો પ્રભાવ; દુઃખમાં સતી સન્નારીયોની હિંમત અને અડગ પતીભક્તિ; સફેત પુરૂષનો ભેદ, નરેન્દ્ર-વસંતનો પ્રેમ; પ્રતાપ-મહેન્દ્રના મનોવેધક પરાક્રમો; ખરાબ માર્ગે ચઢેલી કાન્તા પશ્ચાતાપના અગ્નિમાં ભષ્મ થઇ છેવટે કેવાં સત્કર્મ કરે છે; સત્યને ચાહનારો સફેત પુરૂષ નિર્દોષ જનોને કેવી રીતે બચાવી સત્યનો ડંકો બજાવે છે, કાળરાત્રિ અને અબુધસિંહનો અંતિમ પશ્ચાતાપ વગેરે વાંચતાં તમે એવા તો તલ્લીન બની જશો કે તમારૂં દરેક કામ પુસ્તકને પૂર્ણ કર્યા સિવાય અધુરૂંજ રહેશે. યાદ રાખજો કે; જો તમે આ પુસ્તક નહિ વાંચ્યું હોય અને કદાચ વાંચવાની ઇચ્છા પણ નહિ રાખતા હો; તોપણ આખરે તમારે આ પુસ્તક અવશ્ય વાંચવું જ પડશે. માટે સૌથી સરસ રસ્તો એજ છે કે તમારે આ પુસ્તકના બન્ને ભાગ આજેજ મંગાવી વાંચવા. મૂલ્ય માત્ર રૂપીઆ ત્રણ છે. લખોઃ-

બુકસેલર, કચરાભાઈ વનમાળીદાસ પટેલ,
મોટી હમામ—અમદાવાદ.

બોધદાયક નવલકથા.

# ઝેરી જમાનો.

સચિત્ર આવૃત્તિ બીજી ભાગ ૧-૨-૩.

લેખક, સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા,

લાયબ્રેરીયોમાં, ઘરમાં, બંગલાઓમાં અને ગરીબોની ઝુંપડીઓમાં પણ આ પુસ્તક આનંદથી વંચાય છે. આ અપૂર્વ નવલકથામાં અનેક વિધ પ્રસંગોનો ચિતાર આપવામાં આવેલો છે, ગુતકાળમાં થઇ ગએલા ઠગ-ફાંશીયાઓ કેવાં ભયાનક કામો કરી નિર્દોષ મુસાફરોને દગાથી મારી નાખી દ્રવ્ય મેળવે છે. મકાનોમાં ક્રૂરકર્મો કરવાનાં ગયબી સ્થળો, વિકાળ-દેવીની મૂર્તિ વગેરે દૃશ્યના વાંચનથી હૃદય પણ ક્ષણભર સ્તબ્ધ બની જાય છે. આ ઉપરાંત બે પત્નીઓના સ્વામીનો સંસાર કેવી રીતે સ્મશાનવત્ બને છે. લાડી વાડી અને ગાડીમાં ફરતા શ્રીમાનોના ઉછ્રૃંખલ પુત્રો ઉપરથી સારા દેખાઇ અંદરથી કેવા પૈશાચિકવૃત્તિના હોય છે. સતી સાધ્વી સન્નારીયો દુઃખના ડુંગર તળે દટાવા છતાં શીતળ કેવી રીતે સુંભાળે છે. ઠગ-ફાંશીયા-વાટપાડુ-લુંટારાઓનો નાશ કરવાને અંગ્રેજ અમલદારો કેવી બહાદુરી બતાવી નિર્દોષ પ્રજાનાં દુઃખ દૂર કરે છે વગેરે વાંચતાં તમારા હૃદયમાંથી આશ્ચર્યના ઉદ્‌ગારો સ્વભાવિક રીતેજ નીકળી જશે. જેણે આ પુસ્તક અદ્યાપિ પર્યંત વાંચ્યું ન હોય તેને વાંચવાની અમારી ખાસ ભલામણ છે. પ્રથમ ભાગની બીજી સચિત્ર આવૃત્તિની કિંમત રૂ. ત્રણ છે. સચિત્ર ભાગ બીજો-ત્રીજો ભેગા બાંધેલા છે. તેની કિંમત રૂપિયા ચાર છે.

લખોઃ—

બુકસેલર-કચરાભાઇ વનમાળીદાસ પટેલ.

મોટી હમામ—અમદાવાદ.

# જુલમી જાલીમ.

સચિત્ર સુધારા વધારા સાથે આવૃત્તિ બીજી.

લેખકઃ—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

પ્રિયપાઠકો! આ નવલકથાનું નામ વાંચ્યું કે? નામ ભયંકર છે. અંદરની ઘટનાઓ પણ ભયંકરતાથી પરીપૂર્ણ છે. સત્તાનો ઉન્માદ કેવો હોય છે એતો સત્તાધિશોને ખબર. પણ એવા ઉન્માદિ સત્તાધિશોની પરીણામે કેવી ખાનાખરાબી થાય છે એના અનેક દાખલા જગતમાં મળી આવે તેમ છે. આ નવલકથામાં એવા એક જાલીમ નરરાક્ષસ રાજાનાં જાલીમ કુકૃત્યોનો ચિતાર આપવામાં આવેલો છે. નરાધમ નૃપતિ નિર્દોષ પવિત્ર સન્નારીયો પ્રત્યે દુષ્ટ નજર કરી તે બાળાઓને કેવા ભયમાં નાખે છે; અને તે પામર પશુતુલ્ય રાજા છેવટે અસીમ જુલ્મ ગુજારે છે. પણ પરીણામ એજ કે તેવા જાલીમ રાજાને સદાકાળ રૌરવ નર્કમાં સડવું પડે છે. ન્યાય નીતિના ખૂનથી મદાંધ મહીપતીઓ ભુંડા હાલે મુઆ છે તેના દાખલા પુરાણોમાં પ્રસિદ્ધ છે. સતી સન્નારીયો આવી પડતાં સંકટોને કેવી ધીરજથી સહન કરે છે; ન્યાય નીપુણ વીર પુત્રો પારકાના કલ્યાણને અર્થે પોતાના પ્રાણની પણ પરવાહ નહિ રાખતાં કેવાં અપૂર્વ અને આશ્ચર્યકારક પરાક્રમો કરે છે. ભૈરવદેવના પૂજારી એક ભૈરવાચાર્ય રાજાના પાપમાં કેવો મદદગાર થાય છે અને અંતે પશ્ચાતાપના અગ્નિથી ભષ્મ થાય છે. ભૈરવના મંદિરના ભેદી ભોંયરામાં બનતા ગજબનાક પ્રપંચો વગેરેથી આ નવલકથા ભરપુર છે. ટુંક સમયમાં તેની બીજી આવૃત્તિ થઇ છે. આ દળદાર સચિત્ર પુસ્તકની કિંમત માત્ર રૂપીઆ ત્રણ છે. લખોઃ—

૭

તૈયાર છે. આજેજ મંગાવી લ્યો. તૈયાર છે.

## રસીક નવલકથા.

# વિશ્વમોહિની. ભા. ૧-૨-૩-૪.

સંપાદક, સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતર.

આ નવલકથાની વાર્તા લાંબા સમયથી, જનસમાજમાં લોકપ્રિય થઇ પડેલી છે. વિશ્વવિખ્યાત મહારાજા વિક્રમાદિત્યના સમયમાં અંધારપટ ધારણ કરી પોતાની દેહને અદૃશ્ય કરવાની-સંતાડવાની જે અદ્‌ભૂત વિદ્યા હતી તે વિદ્યા સમય જતાં કેવા નવીન રૂપમાં બહાર આવે છે અને તે નવીન વિદ્યા-રંગ 'વિદ્યાના આશ્રયે બહાદુર પુરૂષો કેવાં સાહસિક કર્મો કરે છે. અબળા ગણાતી સ્ત્રી જાતી કેવાં અપૂર્વ સાહસ કરે છે. દારૂણ સંકટોમાં નીતિવાન જનો ધૈર્ય ધારણ કરી દુઃખના વાદળોને વિદારવા કેવાં પ્રબળ પરાક્રમો દર્શાવે છે. ઉપરાંત આ વિશ્વમોહક વિદ્યાના પરિણામે થએલા અનેક ચિત્ર વિચિત્ર ચમત્કારો અને વિરંગી રંગો આ વિશ્વમોહિની નવલકથામાં સ્થળે સ્થળે આલેખવા પ્રયત્ન સેવ્યો છે. ટુંકાણમાં આ નવકલથામાંથી ઘણું જાણવાનું મળી આવે તેમ છે. વાર્તા કસાએલી કલમથી લખાએલી છે અને જાણીતા લેખક સત્યેન્દ્રપ્રસાદ મહેતાના હાથથી ઘણોજ સુધારો વધારો થએલો છે. નવલકથાના શોખીનોએ અને સાસમાં સારૂં પુસ્તક વાંચવાની ઇચ્છા ધરાવનારાઓએ આ પુસ્તકના જલ્દીથી ગ્રાહક થવું જોઇએ. પ્રથમ અને દ્વિતીય ભાગ ભેગા બાંધેલા છે કિંમત ચાર રૂપીઆ છે. ત્રીજો અને ચોથો પણ ભેગાજ છે. કિમત રૂ. ચાર. લખોઃ--

બુકસેલર-કચરાભાઇ વનમાળીદાસ પટેલ.
મોટી હમામ--અમદાવાદ.

૮

તૈયાર છે. તાકીદે મંગાવો. કમીશન ભરપુર.

વિવિધ ઘટનાઓથી ભરપુર ચમત્કાર પૂર્ણ રસમય નવલકથા.

# વિશ્વમોહિની.

## સચિત્ર ભાગ ૫-૬-૭-૮.

લેખક, સત્યેન્દ્રપ્રસાદ મ્હેતા.

આ પુસ્તકના છપાઇ ગયેલા પાછળના ભાગ કરતાં આ નવીન ભાગ કંઇક ઓરજ રસમય છે. પ્રત્યેક પૃષ્ટે નવીનતા અને આનંદ પ્રાપ્ત થશે. આ બન્ને ભાગ પણ ભેગાજ બાંધેલા છે. પાછળના ભાગ જોતજોતામાં ઉપડી ગયા છે. અને આ નવીન ભાગની માગણી પણ ઉપરાઉપરી થયા કરે છે, ઘણા ગૃહસ્થોએ તો અગાઉથી નામ નોંધાવી પુસ્તક મંગાવી લીધાં છે. આ ભાગ અનુવાદ નથી, પણ સ્વતંત્ર કલમથી લખાએલા છે.

રાજકુમાર વિજયસિંહ-પ્રતાપસિંહ-નવલસિંહ કેવાં અજબ પરાક્રમો કરે છે, વનદેવી નામક પરોપકાર પરાયણ યોગિની કેવો અદ્‌ભુત અને આશ્ચર્યકારક ભાગ ભજવે છે. વ્હેમસિંહના રંગીઆ ટે જે રાજકુમારને શરણે રહેલા છે તેઓ તેમની વિદ્યાનો કેવો ચમત્કાર બતાવે છે, ગયબી ખંડેર કેવા પ્રકારે તોડાય છે. પ્રેમીયોનો મેળાપ કેવી રીતે થાય છે. વ્હેમસિંહ અને મોતીલાલ બંકા કેવાં કારસ્થાન રચે છે અને ધાપ મારૂ લ્હેરીલાલા લોકોને કેવી રીતે ધાપો મારી એશઆરામ કરે છે; લોભીના કેવા હાલ થાય છે. વગેરે અદ્‌ભુત પ્રસંગો આ પુસ્તકમાં નવીનજ નજરે પડશે. પુસ્તક દળદાર, સચિત્રલાયબ્રેરીના આભુષણ રૂપ હોવા છતાં ભાગ ૫-૬ મુલ્ય માત્ર રૂ.ચાર છે. તેમજ ભાગ ૭-૮ મુલ્ય માત્ર રૂપીઆ ચાર છે. આજેજ મંગાવી લ્યો.

બુકસેલર-કચરાભાઈ વનમાળીદાસ પટેલ.
મોટી હમામ--અમદાવાદ.

# પેશાવરની પદ્મિની

લેખકઃ—ધીરજલાલ અમૃતલાલ ભટ્ટ.

આજ પર્યંત અનેક ઐતિહાસીક નવલકથાઓ બહાર પડી છે; પરંતુ આ નવલકથામાં કંઇક જુદોજ આનંદ મળશે, મહારાજા રણજીતસિંહના રાજ્ય અમલ પહેલાં પેશાવરમાં કેવી અંધાધુંધી ચાલી રહી હતી, અફધાન અધિકારીઓ કેટલો ત્રાસ, કેટલો રાક્ષસી જુલ્મ ગુજારતા હતાં; સુકુળ સુંદરીઓને શીયળ રક્ષવાને માટે કેવાં અદ્દભૂત હૃદયદ્રાવક સંકટો સહન કરવાં પડતાં હતાં; સાથે તેમની હિંમત—સાહસ, વગેરે વાંચતાં હૃદયમાંથી આનંદના ઉદ્દગાર નિકળ્યા સિવાય રહેશે નહિં. આ સાથે શૂરાઓની સત્યપ્રિયતા રણરંગ વગેરેના વાચનથી આશ્ચર્યના મહાસાગરમાં ડુબી જશો. ગ્લેઝ કાગળો, સુંદર બાઇન્ડીંગ છતાં કીમત માત્ર રૂ. ૧—૮—૦.

---

જો તમારે તમારો વેપાર વધારવો હોય તો અમારા પુસ્તકમાં જાહેર ખબર છપાવી ખાત્રી કરો. માત્ર એકજ વખત જાહેર ખબર પ્રકટ કરાવવાથી ખાત્રી થશે. જાહેર ખબરના ભાવ એકદમ સસ્તા રાખ્યા છે. પત્રવ્યવહાર કરો.

## છાપખાનાની કડાકુટમાં શા માટે તમારો કિંમતી વખત બરબાદ કરો છો ?

તમારા વેપારની ખબરો લખાવવી હોય, નોટપેપર, લેટરપેપર, બીલ બુકો જાહેર સોસાયટીઓ અને સંસ્થાઓના વાર્ષિક હિસાબો તથા કોઇપણ જાતનું છાપવાનું કામ—

અમે તમને સસ્તા ભાવે થોડા વખતમાં કરાવી આપીશું. એક વાર કામ પાડી ખાત્રી કરો.